માટેનો પોતાનો વિચાર જાહેર કર્યો ત્યારબાદ ૧૯૦૧ મા વાર્ષિક એક લાખ રૂપીઆ ખર્ચ કરવાની આ ખાતાને મજુરી આપવામા આવી, અને ડાયરેક્ટર–જનરલની ફરીથી નેમણુક કરવામા આવી સન ૧૯૦૨ મા નવા ડાયરેક્ટર–જનરલ માર્શલ સાહેબ હિન્દુસ્તાનમા આવ્યા, ત્યારથી આ ખાતાનો નવો ઇતિહાસ શરૂ થાય છે તે આજે કહેવાનુ કામ મારૂ નથી જ્યારે એ ખાતા ઉપર આપણી સત્તા થશે ત્યારે એના ઇતિહાસનુ આપણે અવલોકન કરીશુ

ઇગ્રેજ સરકારના આ કામનુ ઉદાહરણ લઇ કેટલાક દેશી રાજ્યોએ પણ પોતાના રાજ્યોમા આ વિષયના ડિપાર્ટમેટો ખોલ્યા છે. ભાવનગર સસ્થાને કેટલાક પડિતો દ્વારા કાઠિયાવાડ, ગુજરાત અને રજપુતાનાના અનેક શિલાલેખો અને દાનપત્રોની નકલો મેળવી "ભાવનગર પ્રાચીન શોધ સગ્રહ" ના નામે એક પુસ્તક દ્વારા તેને પ્રકાશિત કરી છે કાઠિયાવાડના આગળના પૉલિટિકલ એજન્ટ કર્નલ વૉટસનને પ્રાચીન વસ્તુઓ ઉપર બહુ પ્રેમ હતો, તેથી કાઠિયાવાડના કેટલાક રાજાઓએ મળીને રાજકોટમા "વૉટસન મ્યુઝીઅમ" નામનુ પુરાણુ–વસ્તુ–સગ્રહાલય સ્થાપ્યુ જેમા કેટલાએ લેખો, તામ્રપત્રો, પુસ્તકો, શિક્કાઓ આદિનો સારો સગ્રહ થયેલો છે માઇસોર રાજ્યે પણ આવુ એક સગ્રહાલય સ્થાપ્યુ છે, અને સાથે આર્કિઑલૉજીકલ ડિપાર્ટમેટ પણ સ્વતત્ર રીતે ઉઘાડયુ છે, જે દ્વારા આજ સુધીમા અનેક રિપોર્ટો, પુસ્તકો અને લેખસગ્રહો છપાઈ પ્રસિદ્ધ થયા છે ત્યાથી એપિગ્રાફિઆ કર્નાટિકા નામની એક સીરિઝ નીકળે છે જેની અદર હજારો શિલાલેખો તામ્રપત્રો ઇત્યાદિ પ્રસિદ્ધ થયા છે. ત્રાવણકોર, હૈદરાબાદ અને કાશ્મીરના રાજ્યોએ પણ આ કામ સ્વતત્ર રીતે કરવા માડયુ છે એ સિવાય, ઉદયપુર, ઝાલાવાડ, ગ્વાલીઅર, ભોપાળ, વડોદરા, જુનાગઢ, ભાવનગર, આદિ રાજ્યોમા પણ સ્થાનિક સગ્રહાલયો થતા જાય છે

બ્રીટિશ રાજ્યમા સરકાર અને બીજી સસ્થાઓ અથવા વ્યક્તિઓ દ્વારા થયેલા પુરાણુ વસ્તુ સગ્રહને મુબઈ, મદ્રાસ, કલકત્તા, નાગપુર, અજમેર, લાહોર, લખનૌ, મથુરા, સારનાથ, પેશાવર, આદિ સ્થળોના પદાર્થ–સગ્રહાલયોમા સુરક્ષિત રાખવામા આવે છે; તેમજ ઘણીક વસ્તુઓને લડનના બ્રીટિશ મ્યુઝિઅમમા મોકલવામા આવે છે એ બધી વસ્તુઓના તે તે સસ્થા દ્વારા પ્રકટ કરવામા

આવતા રિપોર્ટો અને કેટલૉગોમા વર્ણન આપેલા હોય છે શિલાલેખો, તામ્રપત્રો અને શિક્કાઓ એ વિષયના ખાસ જુદા પુસ્તકો અને સીરિઝો પણ પ્રકટ થાય છે

જેવી રીતે હિંદુસ્તાનમા આ પ્રમાણે પુરાતત્ત્વની ગવેષણાનુ કામ ચાલ્યુ છે તેવી રીતે યુરોપમા પણ ચાલ્યુ છે ફ્રાંસ, જર્મની, ઑસ્ટ્રિયા, ઇટલિ, રશીયા આદિ રાજ્યોએ પોતપોતાના રાજ્યોમા એ વિષય માટે સ્વતંત્ર સોસાઇટિયો, ઍકેડૅમીઓ, વગેરે સ્થાપેલી છે અને ત્યાના પણ અનેક વિદ્વાનોએ હિન્દુસ્તાનના સાહિત્ય અને ઇતિહાસને પ્રકાશમા આણવા ઘણો પરિશ્રમ ઉઠાવ્યો છે નષ્ટપ્રાય થતા આપણા હજારો ગ્રંથોને તેમણે ઉદ્ધાર્યા છે અને સંગ્રહ્યા છે, વાચ્યા છે અને છપાવ્યા છે સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યને પ્રકાશમા આણવાનુ જેટલુ કામ જર્મન વિદ્વાનોએ કર્યુ છે તેટલુ બીજા કોઇએ કર્યુ નથી તુલનાત્મક ભાષાશાસ્ત્રને જેટલુ જર્મનોએ ખીલવ્યુ છે તેનો શતાંશ પણ બીજાઓએ ખીલવ્યુ નથી બીજી પણ બધી મૌલિક શોધો મોટે ભાગે જર્મન વિદ્વાનોના હાથેજ થયેલી છે. અંગ્રેજોનો હિંદુસ્તાન સાથે ખાસ સંબંધ હોવાથી જ તેઓ આ વિષયમા થોડુ ઘણુ કરવાનો ડોળ કરે છે એટલુ જ અસ્તુ

આ પ્રમાણે દેશ અને વિદેશમા વ્યક્તિ અને સંસ્થાએ કરેલા પુરાતત્ત્વાનુસંધાનથી આપણી પ્રાચીન સંસ્કૃતિના ઘણાક અજ્ઞાત અધ્યાયો લખાયા છે, અને લખાય છે શિશુનાગ, નંદ, મૌર્ય, ગ્રીક, શાતકર્ણી, શક, પાર્થીઅન, કુશન, ક્ષત્રપ, આભીર, ગુપ્ત, હૂણ, યૌધેય, બૈસ, લિચ્છવી, પરિવ્રાજક, વાકાટક, મૌખરી, મૈત્રક, ગુહિલ, ચાવડા, ચાલુક્ય, પ્રતિહાર, પરમાર, ચાહમાન, રાષ્ટ્રકૂટ, કચ્છવાહા, તોમર, કલચૂરી, ત્રૈકુટક, ચંદેલા, યાદવ, ગુર્જર, મિહિર, પાલ, સેન, પલ્લવ, ચોલ, કદંબ, શિલાર, સેંદ્રક, કાકતીય, નાગ, નિકુંભ, બાણ, મત્સ્ય, શાલંકાયન, શૈલ, મૂષક આદિ અનેક પ્રાચીન રાજવંશો કે જેમના વિષયમા એક અક્ષર જેટલુ પણ આપણે જાણતા ન હતા તેમના વિસ્તૃત ઇતિહાસો જાણવામા આવ્યા છે અનેક જાતિ, ધર્મ, સંપ્રદાય, ધર્માચાર્ય, વિદ્વાન્, ધનવાન્, દાની અને વીર પુરૂષોના વૃત્તાન્તોનો પરિચય થયો છે, અને અસંખ્ય પ્રાચીન નગર, મંદિર, સ્તૂપ, અને જળાશયોની હકીકતો મળી છે સો વર્ષ પહેલા આપણે આમાનુ કાંઈ પણ જાણતા ન હતા

આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય એમ છે કે પુરાતત્ત્વના સશોધનનુ કેટલુ બધુ મહત્ત્વ છે. તે દેશના ઇતિહાસને શુદ્ધ અને સપૂર્ણ બનાવે છે તેનાથી પ્રજાના ભૂતકાળનુ યથાર્થ જ્ઞાન થાય છે, અને ભવિષ્યકાળમા કયે માર્ગે જવુ તેનુ ખરૂ સૂચન મળે છે

વિદ્વાનોનો અભિપ્રાય છે કે પુરાતત્ત્વ સબધી જે કામ અદ્યાપિ થયુ છે તે ભારતવર્ષની વિશાલતા અને વિવિધતા તરફ લક્ષ્ય કરતા હજી બાળપોથીનુ પહેલુજ પાનુ ઉઘાડવામા આવ્યુ છે એમ કહેવામા કોઈ પણ જાતની અત્યુક્તિ થતી નથી આ દેશમા એટલી બધી વસ્તુઓ છુપાયલી, દટાયલી, ખોવાયલી પડી છે કે જ્યારે સેકડો વિદ્વાનો સૈકાઓ સુધી પરિશ્રમ કર્યા કરશે ત્યારે જ તેમને પ્રકાશમા લાવી શકાશે

ભારતના રાષ્ટ્રીય જીવનના નવીન ઇતિહાસ માટે બધાયેલા કોશ પુસ્તકમા "**ૐ નમ**" લખવાનુ મોટુ માન ગૂજરાતને મળે એવો ઇશ્વરીય સકેત દેખાય છે તેથી રાષ્ટ્રીય ઇતિહાસના દરેક અધ્યાયમા ગૂજરાતનો આદિ ઉલ્લેખ આવે એમ જો આપણે ઇચ્છીએ તો દરેક વિષયમા આપણે પ્રગતિ કરવી જોઇએ, અને એવાજ કોઈ અજ્ઞાત સકેતથી આપણે રાષ્ટ્રીય શિક્ષણ મદિરની સાથે પુરાતત્ત્વ મદિરની પણ સ્થાપના કરી છે એને સબળ બનાવવાનુ લક્ષ્ય આપણા દરેક વિદ્યાર્થીમા પ્રભુ ઉત્પન્ન કરે એમ ઇચ્છી હુ મારૂ આ વ્યાખ્યાન સમાપ્ત કરૂ છુ



# सत्यनारायण

## अध्यापकः दत्तात्रेय बाळकृष्ण कालेलकर

१

સ્વામી વિવેકાનંદે પોતાના 'ઉદ્‌બોધન'મા કેટલીક સરસ વાર્તાઓ અને મજેદાર શબ્દચિત્રો આપેલા છે તેમા નીચેનુ એક છે·

"સનાતન હિંદુ ધર્મનુ ગગનસ્પર્શી મંદિર, તે મંદિરમા જવાના ફક્ત રસ્તાઓ પણ કેટલા! અને તે મંદિરમા નથી શુ? વેદાન્તીઓના નિર્ગુણ બ્રહ્મથી લઇને, બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, દુર્ગા, સૂર્યનારાયણ, ચાદા મામા અને ઉંદર ઉપર સવાર થયેલા ગણેશથી લઇને તે ઠેઠ છઠ્ઠી, શીતળા જેવા નાના મોટા દેવ દેવીઓ સુધી બધુ છે, અને વેદ, વેદાન્ત, દર્શન, પુરાણ, તન્ત્ર વગેરેમા એટલો તો માલ ભરેલો છે કે જેમાની એકજ વસ્તુથી પણ ભવબંધ તૂટી શકે અને એ મંદિર આગળ લોકોની ભીડ પણ કેટલી? તેત્રીસ કરોડ લોકો તે મંદિર તરફ દોડે છે અમારા મનમા પણ કુતૂહલ પેદા થવાથી અમે પણ ચાલ્યા પરતુ જઇને જોઇએ છીએ તો આ શુ? મંદિરની અદર તો કોઈ જતુંજ નથી બારણા ઉપર પચાસ માથા, સો હાથ, બે પેટ અને પચાસ ટાટીયાવાળી એક મૂર્તિ ઉભી છે અને બધા લોકો એ મૂર્તિના પગ આગળ આળોટે છે એક જણને 'આ છે શુ?' એમ પૂછતા તેણે કહ્યુ 'પેલા મંદિરની અદર જે દેવ દેવીઓ દેખાય છે તેમને દૂરથી જ નમસ્કાર કરીએ અને તેમની ઉપર એક બે ફૂલ ફેંકી દઇએ એટલે તેમની ખૂબ પૂજા થઈ. પણ અસલ પૂજા તો આ બારણા પરના દેવની જ કરવી જોઇએ અને આ જે વેદ, વેદાન્ત, દર્શન, પુરાણ, શાસ્ત્ર બધુ તમે જુઓ છો એનુ પ્રસંગોપાત શ્રવણ કરો તો વાધો નથી પણ માનવો જોઇએ આનો જ હુકમ'

અમે ફરી પૂછ્યુ ત્યારે આ દેવાધિદેવનુ નામ શુ છે? જવાબ મળ્યો· લોકાચાર"

આ છટાદાર શબ્દચિત્રમા સ્વામી વિવેકાનંદે હિંદુ ધર્મનું અમલી સ્વરૂપ બતાવેલુ છે આ સ્થિતિ હિંદુ ધર્મની જ છે એમ નથી. આખી દુનિયામા બધા ધર્મોની આજ સ્થિતિ છે. શાસ્ત્રની

પ્રગતિ ભલે તર્ક પ્રમાણે ચાલે, પણ લોકરૂઢિ તો હૃદયનો પ્રવાહ જ્યા જાય તે દિશામા જ વહે છે ખ્રિસ્તી ધર્મમા તેમજ મુસલમાની ધર્મમા કેટલાયે સસ્કારો અને રિવાજો તે તે ધર્મના સિદ્ધાન્તોથી જુદાજ છે હિદુસ્તાનનો દ્વિજ અને અદ્વિજ એવો સમાજનો મોટો ભેદ હોવાથી શાસ્ત્રધર્મ અને પ્રાકૃત ધર્મ એવા બે ચોકખા ભેદ પડેલા આપણે જોઇએ છીએ દરેક વખતે ધર્મ સુધારકોએ આ પ્રાકૃત ધર્મને સુધારી તેનો સસ્કૃત ધર્મ કરવાનો પ્રયત્ન કરેલો છે રૂઢ ધર્મ અને તેની રૂઢિઓ વખોડવામા જ આપણે હમણા હમણા ઘણા વર્ષો ગાળ્યા, પણ રૂઢ ધર્મ પાછળ રાષ્ટ્રીય પ્રાણ હોય છે એ આપણા ધ્યાનમા ન આવ્યુ દેશની ખામી અને ખૂબી, દેશની શક્તિ અને અશક્તિ આ રૂઢધર્મનેજ આભારી હોય છે કોઈ પણ દેશનો શાસ્ત્ર-ધર્મ તે દેશનો આદર્શ અથવા મહત્ત્વાકાક્ષા બતાવે છે, પણ રુઢ ધર્મ ઉપરથી જ દેશની યથાર્થ સ્થિતિ સમજી શકાય છે સમાજ જ્યારે વહેતા પાણીની માફક પુરુષાર્થી અને સ્વચ્છ હોય છે ત્યારે શાસ્ત્રધર્મ પત્થર જેવો કઠણ બનેલો નથી હોતો, અને રૂઢધર્મ પણ અપમાનિત નથી હોતો સમાજમા ઉચ્ચ વર્ગ અને આમવર્ગ જ્યારે અરસપરસ મળીને રહે છે ત્યારે શાસ્ત્રધર્મની ઉદાત્તતા રૂઢ ધર્મમા ઝરી ઉતરે છે, અને જેમ કમળને કાદવમાથી પોષણ મળે છે તેમ શાસ્ત્રધર્મને રૂઢ ધર્મમાથી નિત્ય નૂતન ભોજન મળે છે શાસ્ત્રધર્મનુ તર્કશાસ્ત્ર બહુ તીક્ષ્ણ હોય છે, શાસ્ત્રધર્મનુ માનસશાસ્ત્ર બહુ સૂક્ષ્મ હોય છે રૂઢ ધર્મ ભોળો હોય છે તે મનુષ્ય સ્વભાવનુ ઉડુ પરીક્ષણ નથી કરતો શાસ્ત્રધર્મ બ્રહ્મદેવની પેઠે હસવાહન હોય છે, જ્યારે રૂઢ ધર્મ બહુચરાજીની પેઠે કુક્કુટવાહન હોય છે શાસ્ત્રના હસને તત્ત્વ રૂપી મોતી મળે છે કે નહિ તે કહેવુ મુસ્કેલ છે, પણ રૂઢિના કૂકડાને, તે બહુ ફરતો હોવાથી, સસ્કારરૂપી દાણા તો ખૂબ મળે છે

હાલમા યૂરોપમા ઍંથ્રોપૉલૉજી ( Anthropology ) અથવા માનવવશશાસ્ત્ર તરફ અસ્કારી લોકોનુ લક્ષ વધારે છે એની અસર અહીંઆ પણ થઇ છે, અને અહીંઆના વિદ્વાન્ લોકો શાસ્ત્રબાહ્ય એવા હિદુ સસ્કારો અને રિવાજોનુ અધ્યયન કરતા થયા છે બગા-લમા રવીન્દ્રનાથ ઠાકુરે બાઉદ્દ સપ્રદાયના સાહિત્ય તરફ લોકોની દૃષ્ટિ ખેચી છે મ્હૈસુરમા મિથિકલ સોસાઇટીએ, મુબઇમા સર નારાયણ ચદાવરકરે લોકરૂઢિની દૃષ્ટિએ હિદુધર્મનુ રહસ્ય શોધી કાઢવાનો

પ્રયાસ આદર્યો છે યૂરોપમા માનવવશશાસ્ત્રીઓ મુખ્યત્વે આવા સાધનો નોધવાનુ અને ભિન્ન ભિન્ન દેશોમા ચાલતી માન્યતાઓની સરખામણી કરવાનુ કામ કરતા આવેલ છે

સસ્કારી સનાતન ધર્મનો રૂઢ ધર્મ પણ ભારે સસ્કારી છે એનુ અધ્યયન જૂદીજ રીતે થવુ જોઇએ કિંબહુના, હિદુ સમાજના નેતાઓની દૃષ્ટિ પહેલેથી જ આ રૂઢ ધર્મ તરફ ગએલી હોવાથી તેમણે રૂઢ ધર્મના સ્વતત્ર પ્રવાહને કોઈ પણ રીતે રોક્યા વગર તેને સસ્કારી બનાવવાનો શુભ પ્રયત્ન પહેલેથી આદર્યો છે રૂઢ ધર્મના બધા દેવ દેવીઓને પચાયતનના અવતાર કરી નાખ્યા, તેમનામાથી પ્રમુખ દેવ દેવીઓને રાષ્ટ્રીય તહેવારોમા સ્થાન આપી દીધુ, માસને બદલે અડદનો લોટ અથવા ભૂરૂ કોળુ મૂકી હિસક સસ્કારોને અહિસક બનાવી દીધા અને જનસમસ્તને ઉન્નતિને પથે દોર્યો

રૂઢ ધર્મમા બહુ શુદ્ધતા શોધવા જવુ એજ ભારે ભૂલ છે લોકોનો સ્વભાવ જેવો છે તેવો જ લઇ તેમા ઉન્નતિનુ એકાદ બીજ વાવી દેવુ, લોકજીવનમા અહિસાની એકાદ કાવ્યમય છટા ઉમેરી દેવી એટલુ જ કામ ત્યા થઇ શકે એજ દૃષ્ટિથી હિદુશાસ્ત્રકારોએ રૂઢધર્મમા કયા અને કેટલા સસ્કારો કરેલા છે અને તેને લીધે આજનુ હિદુજીવન કેવુ સસ્કારી ને કાવ્યમય થયુ છે એ આપણે સસ્કૃતિની દૃષ્ટિએ તપાસવુ જોઇએ આવુ અધ્યયન ભગિની નિવેદિતાએ ઘણુ કર્યું છે ફિલ્ડીંગ હૉલે બ્રહ્મદેશ વિષે એજ જાતના લખાણો લખેલા છે કિન્કેડ સાહેબે ઍગ્લો-ઈંડીયન પદ્ધતિથી આ દિશામા ઘણું લખ્યુ છે, પણ આપણે આટલાથી સતોષ નજ માની શકીએ દરેક તહેવાર, રિવાજ અને સસ્કાર આપણે તપાસવો જોઇએ અને તેમા કયુ રહસ્ય ગોઠવવાનો પ્રયત્ન છે તે શોધી કહાડવુ જોઈએ રૂઢિમા દોષ જોવા એ કાઇ અઘરૂ નથી, પરતુ સત્યદૃષ્ટિ ગુણદોષવિવેચન નથી કરતી પણ રહસ્ય જાણવા માગે છે આવી જ દૃષ્ટિએ આપણા દેશમા ચાલતા વ્રત અને ઉત્સવોનો અભ્યાસ કરવાનો અમારો વિચાર છે તેમા ગૂજરાત અને મહારાષ્ટ્રના બહુજ લોકપ્રિય અને પ્રમાણમાં અત્યત નવીન વ્રત સત્યનારાયણના વ્રતથીજ શરૂઆત કરીએ.

## ૨

**सत्या परता नाही धर्म।**
**सत्य तेच पर ब्रह्म।**
**मुक्तेश्वर.**

સત્યનારાયણનુ વ્રત આ પ્રાતમા તેમજ મહારાષ્ટ્રમા બહુજ લોકપ્રિય છે ધર્મશાસ્ત્રોમા આ વ્રતને સ્થાન નથી, પણ રૂઢ ધર્મમા સત્યનારાયણવ્રતનુ સ્થાન ઉચુ છે આ વ્રતથી ઇષ્ટ કામના સિદ્ધ થાય છે, એવી લોકોની માન્યતા છે આ વ્રતમા સત્યનારાયણની પૂજા, કથાશ્રવણ અને પ્રસાદભક્ષણ એવા ત્રણ મધુર વિભાગ છે કદાચિત્ આજ કારણસર આ વ્રત પાછળ સત્યનો જે મહિમા રહેલો છે તે લોકોના ધ્યાનમા નથી આવતો તે તરફ લોકોનુ ધ્યાન ખેચવા માટે આ અલ્પ પ્રયત્ન છે આ રહસ્ય વાચતા પહેલા સત્ય-નારાયણની કથા જેમને યાદ ન હોય તેમણે તે જાણી લેવી અગત્યનીછે

ધર્મ એ માનવી હૃદયની અત્યત ઉચ્ચ એવી એક વૃત્તિ છે, અને તે મનુષ્યના આખા જીવનને વ્યાપીને રહેલી હોય છે આપણું જીવન જેમ ઉત્તમ, સામાન્ય અથવા હીન હોયછે, તેમ આપણે ધર્મને પણ તેવુ જ સ્વરૂપ આપીએ છીએ બુદ્ધિપ્રધાન તાર્કિક લોકો ધર્મ-વૃત્તિને તત્વજ્ઞાનનુ દાર્શનિક રૂપ આપે છે, પ્રેમાળ નમ્ર લોકો ઉપાસનાનુ રૂપ આપે છે, કર્મપ્રધાન કલારસિક લોકો પૂજા અર્ચા વિગેરે તાત્રિક વિધિ દ્વારા ધર્મવૃત્તિનુ પોષણ કરે છે, જ્યારે સામાન્ય અજ્ઞ જનસમુદાય કથા-કીર્તન દ્વારાજ ધર્મના ઉચ્ચ સિદ્ધાતોનુ આકલન કરી શકે છે

ધર્માચરણના ફળની બાબતમા પણ એજ સિદ્ધાત લાગુ પડે છે ધર્માચરણનુ ફળ અત સ્થ અને ઉચ્ચ હોય છે એ વસ્તુ જેમના ધ્યાનમા નથી આવી શકતી તેમના સતોષની ખાતર પૌરાણિક કથાદ્વારા બાહ્ય ફળ બતાવવુ પડે છે ધર્મતત્ત્વો ગમે તેટલા ઉચ્ચ હોય પણ જો તે સમાજમા રૂઢ કરવા હોય તો તેમને સમાજની ભૂમિકા સુધી નીચે ઉતારવા પડે છે ભગવાન તથાગતે ઉપદેશેલા તત્ત્વો ઉચ્ચ, ઉદાત્ત અને નૈતિક હતા, પણ જ્યારે તેમને દેવ દેવતા, પૂજા અર્ચા, મત્ર તત્ર વિગેરેનું તાત્રિક સ્વરૂપ આપી મહાયાન પથ અવતર્યો ત્યારે જ તે તત્ત્વો અથવા તેમનો અશ અર્ધા એશિયા ખડને ગળે ઉતર્યો. સત્યનારાયણનુ વ્રત એ એવી જ જાતનુ એક

તાજુ ઉદાહરણ છે સત્યનારાયણનુ વ્રત છેલ્લા સો વર્ષની અંદર જ નિર્માણ થયુ છે એમ એક પુરાણધર્માભિમાની શાસ્ત્રીએ જાહેર કર્યું હતુ ગૂજરાત મહારાષ્ટ્ર વચ્ચેના વેપારનુ અને નાનકડા રાજ્યોનુ સ્મરણ જ્યારે તાજુ હતુ ત્યારે આ વ્રત શરૂ થયુ હશે પણ આ વ્રતનો વિસ્તાર અને તેની લોકપ્રિયતા જોતા લોકહૃદયમા વસતુ ધર્મનુ સ્વરૂપ આ વ્રતમા મળી આવે છે એમ કહેવામા વાધો નથી

દુનિયાનો ઘણો ખરો વ્યવહાર અલ્પપ્રાણ લોકોના હાથમા હોય છે બહુ જનસમાજની સત્ય પરની શ્રદ્ધા બહુ ઓછી હોય છે સસારમા ગમે તેવી હાનિ સહન કરવા જેટલુ પૌરૂષ લોકોમા જોવામા નથી આવતું સત્યાસત્યનો કાઇ પણ વિધિનિષેધ રાખ્યા વગર ક્ષણિક અને દૃશ્યમાન લાભને ખાતર લોકો વચનભગ કરે છે, નિયમ તોડે છે, જૂઠાને સાચુ કરી દેખાડે છે કામનાસિદ્ધિને અર્થે સત્યની માડવાળ કરનાર આવા અજ્ઞ લોકોને સત્યની લગની કેવી રીતે લગાડવી અને સત્યસેવનથી જ આખરે સર્વ કામના સિદ્ધ થાય છે, એવી શ્રદ્ધા અજ્ઞ લોકોના મનમા કેવી રીતે ઠસાવવી, એ એક ભારે પ્રશ્ન છે સાધુ સતોએ, કાયદા ઘડનારાઓએ તેમજ સમાજના નેતાઓએ અનેક રીતે પ્રયત્નો કરી જોયા છે સત્યનારાયણ-વ્રત-પ્રવર્તકે આ પ્રશ્નનો ઉકેલ પોતાની શક્તિ અને મતિ અનુસાર સત્યનારાયણની પૂજા અને કથા દ્વારા લાવવાનો પ્રયત્ન કરેલો છે

સત્યનારાયણની પૂજા લોકોમા ચાલતી કરવામા બે હેતુ સધાએલા છે લોકોએ સત્યનુ સેવન કરવુ એ એક ઉદેશ, અને સત્યનો મહિમા સમાજમા નિરતર ગવાતો રહે એ બીજો ઉદેશ. આ પૂજાને ઉત્સવનુ નામ આપ્યુ નથી, વ્રત કહ્યુ છે, એ પણ અહી ધ્યાનમા લેવા યોગ્ય છે ઉત્સવમા આપણે કોઈ ભૂત વૃત્તાન્તનુ અથવા કોઈ ધાર્મિક તત્ત્વનુ ઉત્સાહપૂર્વક સહર્ષ સ્મરણ કરીએ છીએ, જ્યારે વ્રતમા આપણે આપણુ જીવન ઉચ્ચતર બનાવવા માટે કોઇ પણ દીક્ષા ગ્રહણ કરીએ છીએ

સત્યનારાયણની કથા સાભળવાથી અને સ્વાદિષ્ટ પ્રસાદ ભક્ષણ કરવાથી સત્યનારાયણનો ઉત્સવ થયો ગણાય, તેને કાઇ વ્રત ગણી ન શકાય જેને સત્યનારાયણનુ વ્રત કરવુ હોય તેણે પોતે સર્વ કાળે, સર્વ સ્થળે અને સર્વ પ્રસગોમા સત્ય આચરણની, અને તક મળતા સર્વ લોકોને સત્યનુ મહત્વ સમજાવી સત્યનું કીર્તન કરવાની દીક્ષા

લીધી હોય તોજ તેને સત્યનારાયણનુ વ્રત કર્યાનુ પુણ્ય મળે, બાકી ન મળે

દુનિયામા બધા લોકો સામર્થ્ય અને સપત્તિ ઇચ્છે છે ધર્મ કહે છે 'ભૂતદયા અને સત્યાચરણ મારફતે જ તેમને સાચુ સામર્થ્ય અને સપત્તિ મળી શકશે' આજ સિદ્ધાંત પુરાણોએ એક સુદર રૂપક દ્વારા આપણા મન પર ઠસાવેલ છે પુરાણો કહે છે "સામર્થ્ય અને સપત્તિ એટલે કે શક્તિ અને લક્ષ્મી, અનુક્રમે કલ્યાણની ઇચ્છા અને સત્ય એટલે કે શિવ અને સત્યનારાયણને આધીન રહે છે, કેમકે શક્તિ એ શિવની પત્ની છે, અને સત્યનારાયણની પત્ની લક્ષ્મી છે પતિની આરાધના તમે કરો એટલે પત્ની તમારા પર જરૂર અનુગ્રહ કરે આ રીતે ધન, ધાન્ય, સતતિ, સપત્તિ વિગેરે ઐહિક લક્ષ્મીની ઇચ્છા રાખનાર લોકોને સત્યનુ એટલે કે સત્ય-નારાયણનુ આરાધન કરવાનુ આ વ્રતમા કહેલુ છે

હિદુ ધર્મમા અને હિદુ નીતિશાસ્ત્રમા સત્યનો બહુ જ વ્યાપક અર્થ કરેલો છે શ્રીવેદવ્યાસે મહાભારતમા સત્યના તેર આકાર કલ્પેલા છે હિદુ શાસ્ત્રો અને પુરાણો ઉથલાવી જોઇએ તો છેક પરસ્પર ભિન્ન એવી ત્રણ વસ્તુઓનો સત્ય શબ્દમા સમાવેશ થાય છે

પહેલી વસ્તુ—સત્ય એટલે યથાર્થ કથન જે વાત જેવી હોય, જે સ્વરૂપમા આપણે જાણતા હોઇએ, અથવા જે રૂપે બનેલી આપણે જોઇ હોય, જે સ્વરૂપમા આપણે તેનુ આકલન કર્યું હોય, તે તેવી જ રીતે યથાતથ્ય કહેવી તેનુ નામ સત્ય

બીજી વસ્તુ—સત્ય એટલે **ऋतम्**, સૃષ્ટિનો નિયમ અથવા કોઇ પણ મહાત્કાર્યનુ વિધાન 'સત્યથી જ સૂર્ય ઉગે છે,' 'સત્યથી જ વાયુ વાય છે' 'સત્યથી જ પૃથ્વી વિશ્વને (સર્વને) ધારણ કરે છે,' 'સત્યથીજ આ લોક ચાલે છે,' 'સત્ય એજ યજ્ઞની પ્રતિષ્ઠા છે,' ઇત્યાદિ શાસ્ત્ર વચનોમા સત્ય એટલે અનુલ્લઘનીય નિયમ, એવો અર્થ થાય છે

ત્રીજી વસ્તુ—સત્ય એટલે પ્રતિજ્ઞાપાલન સત્ય એટલે એક વાર મોઢેથી નીકળેલો બોલ પાળવો જ જોઇએ એવી ટેક, એક વાર કાઢેલુ વચન આપણે ગળી ન જઇએ એવી ટેક આ સત્યને માટેજ કર્ણે તેના કુડળો આપી દીધા, આ સત્યને માટે જ રામ વનવાસ ગયા, આ સત્યને માટે જ હરિશ્ચદ્રે રાજ્યદાન દીધુ કિંબહુના,

માતૃભક્ત પાડવોએ માતાનુ વચન સાચુ પાડવા ખાતર એક દ્રૌપદી સાથે પાચે ભાઇઓએ લગ્ન કરવાનુ નિદાપાત્ર કર્મ કર્યું, (આજે આપણી સત્યની અને વફાદારીની કલ્પના વધારે વિશુદ્ધ થઈ છે પોતાના દીકરાઓએ શુ મેળવી આણેલુ છે, એ જાણ્યા વગર પાચે ભાઈ સરખુ વહેચી લો, એવુ માતાના મુખથી નીકળેલુ વચન સાચુ પાડવા આજ જો પાચ ભાઇઓ એક સ્ત્રી સાથે પરણવા જાય તો આપણે તેમને સત્યનિષ્ઠ કહેવાને બદલે સત્યદ્રોહી મૂર્ખ ગણી કાઢીએ સ્વપ્નામા બ્રાહ્મણને આપેલુ વચન સાચુ પાડવા ખાતર પ્રજાની માલિકીનુ આખુ રાજ્ય પ્રજા ઉપર કાળો કેર વર્તાવનાર એક તામસી બ્રાહ્મણને સાચે જ આપી દેનાર રાજાને આપણે રાજધર્મ-ભ્રષ્ટ, શ્રદ્ધાજડ, પામર કહીશુ અસ્તુ અહી તો આપણે જુની કલ્પના પ્રમાણે સત્યનારાયણકથાનુ રહસ્ય ઉકેલવા નીકળ્યા છીએ )

જનસમુદાયમા બે વૃત્તિઓ ખાસ કરીને જોરાવર હોય છે, લોભ અને ભય. આ બે વૃત્તિઓનો લાભ લઇ સત્યનારાયણકથા-કારે સત્યનો મહિમા ગાયો છે સત્યનુ સેવન અને કીર્તન કરો, એટલે તમને સતતિ અને સપત્તિ વગેરે બધા વાના મળશે, સકટો દૂર થશે અને મનકામના પરિપૂર્ણ થશે, આ થઇ લાલચ સત્યને વિસરો, સત્યને છૂપાવો કે તરતજ તમારા બાળબચ્ચા મરશે, ધનધાન્ય નાશ પામશે, જમાઇ ડૂબી મરશે, રાજા જો અન્યાયથી કોઈને કેદખા-નામા પૂરી દેશે, તો તેની સત્તા નાશ પામશે ને તેની ઉપર સર્વ પ્રકારના અનર્થો આવી પડશે, આ થયો ભય

સત્યનુ વ્રત બધાને માટે સરખુજ ફલદાયી છે સત્યપાલન એ સાર્વવર્ણિક ધર્મ છે, એમ બતાવવા સારૂ આ કથામા બ્રાહ્મણ, રાજા વાણીયા, ગોવાળીયા, અને કઠીયારાઓ આણેલા છે અને ઉપર આ-પેલા સત્યના ત્રણે અર્થ સત્યવ્રતમા અભિપ્રેત છે એમ લાગે છે સાધુ અને તેનો જમાઇ કરેલી પ્રતિજ્ઞાઓ ભૂલી જાય છે તેથી તે મના ઉપર સત્યદેવનો કોપ થાય છે તેના પરિણામ તરીકે ચદ્રકેતુ રાજા પણ પરાઙ્મુખ થાય છે આ દુદૈવી લોકોની સ્ત્રીઓના હૃદયમા પ્રતિજ્ઞાપાલનની ધર્મબુદ્ધિ જાગૃત થઇ એટલે તરતજ ચદ્રકેતુ રાજાના હૃદયમા પણ ન્યાયબુદ્ધિ જાગૃત થાય છે સાધુ અને તેનો જમાઇ ચોરભયથી દડી સાધુ આગળ જૂઠુ બોલે છે, માટે આપણા કથા-કાર આ તેમના અસત્ય ભાષણને લીધે તેમના સર્વસ્વનો નાશ થયો

એમ તેમને અનુભવ આપી વિનાશભયથી તેને સત્યનિષ્ઠ બનાવે છે કલાવતી પતિદર્શનના મોહને લીધે સત્યનારાયણવ્રતના નિયમ તોડે છે તુંગધ્વજ રાજા પોતાના ઉચ્ચ વર્ણના ગર્વથી અને સત્તાના મદથી સત્યનો અનાદર કરે છે તેથી કલાવતીનો પતિ અને તુંગ-ધ્વજ રાજાનુ રાજ્ય નષ્ટ થઇ જાય છે, પણ તેમનો તે મોહ અને તે મદ નષ્ટ થતા વેત તેમને તેમનુ સૌભાગ્ય ફરીથી પ્રાપ્ત થાય છે, એમ બતાવી કથાકાર લોકોને કહે છે 'ભાઇઓ, જે સાચુ હોય તેજ બોલો, પોતાનુ વચન તોડો નહિ, તેમજ સમાજના અથવા નિસર્ગના સર્વવ્યાપી નિયમો તોડો નહિ તેમનુ ઉલ્લઘન કરો નહિ આ પ્રમાણે વર્તશો તો તમારૂ ઐહિક અને પારલૌકિક કલ્યાણ જરૂર થશે, કેમકે જે સત્યથી ચાલે છે તે

**सर्वान् कामानवाप्नोति**
**प्रेत्य सायुज्यमाप्नुयात् ।**

આ લોકકાવ્યની અદર સત્યને સર્વસગપરિત્યાગી દડીનુ સ્વરૂપ આપેલુ છે, એ પણ ધ્યાનમા લેવા લાયક છે સત્યથી ચાલવાથી બધી વાસનાઓનો ક્ષય થઇ મનુષ્યમા સન્યસ્ત વૃત્તિ ઠસી જાય છે, અને સત્યાચરણી મનુષ્યમા અતસ્થવૃત્તિઓનુ તેમજ બાહ્યસમાજનુ નિયમન અથવા દડન કરવાની દડી શક્તિ આવી જાય છે, એમ કવિએ બહુ સુદર રીતે સુચવેલુ છે સત્યનારાયણની પૂજામા સત્યનુ સ્વરૂપ અને મહિમા બતાવનાર કેટલાક શ્લોકો અત્યત ઉદાત્ત છે, તે અહીં આપી શ્રી સત્યનારાયણની યથામતિ કરેલી આ ઉપાસના અહીંયા પૂરી કરૂ છુ

**नारायणस्त्वमेवासि सर्वेषा च हृदि स्थित: ।**
**प्रेरक प्रेर्यमाणाना त्वया प्रेरितमानस ।**
**त्वदाज्ञा शिरसा धृत्वा भजामि जनपावनम् ॥**
**नानोपासनमार्गाणा भावकृद् भावबोधक ।**
**त्वदधिष्ठानमात्रेण सैव सर्वार्थकारिणी ।**
**तामेव त्वा पुरस्कृत्य भजामि हितकाम्यया ॥**
**न मे त्वदन्यस्त्रातास्ति त्वदन्य न हि दैवतम् ।**
**त्वदन्य न हि जानामि पालक पुण्यरूपकम् ॥**
**नमस्ते देवदेवेश नमस्ते धरणीधर ।**
**त्वदन्य कोऽत्र पापेभ्यस्त्रातास्ते जगतीतले ॥**

**वांछितार्थफलप्रद** એવા આ શ્રી સત્યનારાયણવ્રતનુ અને કથાનુ આ રહસ્ય જે વાચશે તેને જ શ્રી સત્યનારાયણનો કૃપા-પ્રસાદ મળશે તે સસ્કૃત ભાષામા લખેલુ નથી અથવા આધુનિક છે, એમ માની જો કોઇ એનો અનાદર કરશે તો તેનુ સત્યનારાયણવ્રત નિષ્ફળ જશે પણ જો કોઇ ધ્યાનમનનપૂર્વક આનુ શ્રવણ કરી સત્યનારાયણનુ વ્રત આચરશે તો તે

> सर्वदु खेभ्यो मुक्तो भवति मानव ।
> सर्वपापविनिर्मुक्तो दुर्लभ मोक्षमाप्नुयात् ।
> इह सद्य फल भुक्त्वा परत्रे मोक्षमाप्नुयात् ।
> धनधान्यादिक तस्य भवेत् सत्यप्रसादत ।
> दरिद्रो लभते वित्त बद्धो मुच्येत बन्धनात् ।
> भीतो भयात् प्रमुच्येत सत्यमेव न संशय ॥

કલિયુગમા ગમે તે માણુસ ગમે તેવી સારી નરસી કામનાઓ સિદ્ધ કરવા માટે સત્યનારાયણવ્રત કરવા લાગ્યો એ જોઈ શ્રી મહાદેવે ફલપ્રાપ્તિના રસ્તામા એક કીલક ને અર્ગલા નાખી દીધા છે જે માણુસ જીતેન્દ્રિય અને સત્યવાદી હશે તેજ તેનુ ઉત્કીલન કરી આ વ્રતફલનુ દ્વાર ઉઘાડી શકે **इति शम्** ।



# चाणक्य कौटिल्य

अध्यापकः रामनारायण विश्वनाथ पाठक

वंशे विशालवंशानामृषीणामिव भूयसाम् ।
अप्रतिग्राहकाणां यो बभूव भुवि विश्रुत ॥
जातवेदा इवार्चिष्मान् वेदान् वेदविदां वर ।
योऽधीतवान् सुचतुरश्चतुरोऽप्येकवेदवत् ॥
यस्याभिचारवज्रेण वज्रज्वलनतेजस ।
पपातामूलत श्रीमान् सुपर्वा नन्दपर्वत ॥
एकाकी मन्त्रशक्त्या य शक्त्या शक्तिधरोपमः ।
आजहार नृचन्द्राय चन्द्रगुप्ताय मेदिनीम् ॥
नीतिशास्त्रामृतं श्रीमानर्थशास्त्रमहोदधेः ।
य उद्दध्रे नमस्तस्मै विष्णुगुप्ताय वेधसे ॥

कामन्दक स० १, श्लो० २–६

કોઈ કહેશે કે અત્યારે આખા હિંદુસ્તાનમા એક ભારે સંક્ષોભ મચી રહ્યો છે ત્યારે તમને બે હજાર વરસ ઉપર થઇ ગયેલા ચાણક્ય કૌટિલ્ય વિષે બોલવાનુ ક્યાથી સૂઝ્યુ? દરિયો તોફાને ચઢ્યો હોય અને વહાણ ડામાડોળ થઈ રહ્યું હોય ત્યા દરિયાને તળીયે ડુબકી મારી મોતીની મૂઠી ભરવાની તમને નવરાશ ક્યાથી મળી? આ સવાલનો જવાબ પણ એજ રૂપક–દૃષ્ટાન્ત લબાવીને આપુછુ કે ગમે તેવા તોફાનમા પણ વહાણનુ સુકાન, હોકાયન્ત્ર અને નીરમ (ballast) સાચવવા જોઇએ કોઇ પણ પ્રજાનો પ્રાચીન ઇતિહાસ તે તેની પ્રગતિમા દિશાપર કાબુ રાખવાનુ સુકાન છે, દિશા બતાવવાનુ હોકાયન્ત્ર છે અને સમતોલ રહેવાનો નીરમ છે એ બહારથી આણેલી વસ્તુ નથી પણ પ્રજાની અંગભૂત વસ્તુ છે દરેક પ્રજાને ભૂતકાળનો અવાજ સાભળવાને સુકર્ણ જોઇએ જ ફ્રાન્સ તે ખોઈ બેઠું હતુ માટે ત્યા મહાન ઉથલપાથલ થઇ ગઇ હતી

હાલ આપણી પ્રજામા થતો સંક્ષોભ કેવળ જડતાના પોપડાનો વિકાર છે એમ માનવુ ભૂલભરેલુ છે તેમા ઉંડુ તત્ત્વ, માનસિક મનન અને રહસ્ય રહેલુ છે આ સંક્ષોભમા બાહ્ય સ્થિતિ અને

પશ્ચિમની જોસભેર થતી અસરનો પ્રત્યાઘાત એ કારણ છે પણ તેટલા ઉપરથી આ મક્ષોભ આખો જડ માનવો એ ભૂલ છે બાહ્યસ્થિતિથી પણ પ્રજાનો આત્મા માનસિક મક્ષોભમા પડે એ શક્ય છે અને આપણા સમાજનો સક્ષોભ એવો માનસિક નક્ષોભ છે આપણે હાલ આપણી મસ્કૃતિના આત્માનો શોધ કરીએ છીએ પશ્ચિમની સસ્કૃતિના પ્રયોગોનો પદાર્થપાઠ આપણને યુરોપીય મહાયુદ્ધમા મળ્યો પરદેશીઓ પર અધ શ્રદ્ધા રાખી પગ્વશ પડી રહેવાના પરિણામો આપણે પજાબમા અનુભવ્યા, અને તેની સાથે પશ્ચિમનો સ્વભાવ આપણે બરાબર ઓળખ્યો સમસ્ત પૃથ્વીપર ચર્ચાતા આત્મનિર્ણયના સિદ્ધાન્તથી આપણને આપણા સમાજનો આત્મા ઓળખવાનુ, આપણા સમાજની મસ્કૃતિનુ રહસ્ય શોધી કાઢવાનુ પ્રાપ્ત થયુ છે આ આપણા મક્ષોભનો મનન-અશ છે આપણી મસ્કૃતિમા પ્રકૃતિસિદ્ધ કેટલુ છે અને આગન્તુક કેટલુ છે તે બરાબર શોધવામા, પશ્ચિમની સસ્કૃતિમા હેય શુ છે અને ઉપાદેય શુ છે તેનો બરાબર વિવેક કરવામા અને આપણી પ્રકૃતિને લક્ષમા રાખી બન્નેના ઇષ્ટતત્ત્વો લઇ આપણા ભવિષ્યનુ સત્ત્વ ઘડવામા આપણી ખરી મરળતા છે

આજ સુધી આ વિચારો થયા નથી એમ નથી આપણે ઘણા દિવસથી માનીએ છીએ કે આપણી પ્રકૃતિ આધ્યાત્મિક છે આપણી ઇતિહાસસમૃદ્ધિ આધ્યાત્મિક છે પણ આપણી પામર દશામા આ શબ્દોએ આપણને બહુ મદદ કરી નહિ આધ્યાત્મિક એ શબ્દ અવ્યાખ્યેય છે આધ્યાત્મિકતાનો પ્રત્યક્ષ અનુભવ બધ થતા તેનો કાઇ અર્થ રહેતો નથી આપણે શોધવા જવુ પડયુ કે આધ્યાત્મિક એટલે શુ ? પશ્ચિમના ભાષ્યકારોએ આપણી આધ્યાત્મિકતાના અનેક અર્થ કર્યા કોઇએ કહ્યુ કે નસારને ક્લેશમય કરી નસાર દુ ખમય છે એની પરિયાદો કર્યા કરવી તે કોઇએ કહ્યુ કે દુનિયામા કશુ કરવાનુ નથી, સ્વર્ગને માટે બધુ કરવુ તે કોઇએ કહ્યુ કે સમષ્ટિના હિતને બહાને વ્યષ્ટિને કચરી નાખવી તે કોઇએ કહ્યુ કે સ્વતત્રતા, સુવ્યવસ્થા, કાર્યશક્તિ એ સર્વનો અભાવ તે અને હમણા વિલિઅમ આર્ચર સાહેબે કહ્યુ કે હિદની આધ્યાત્મિકતા એટલે અર્થશૂન્યતા, અર્થરહિતતા જે સ્વીકારબુદ્ધિથી આપણે પશ્ચિમનો અમલ સ્વીકાર્યો તેજ બુદ્ધિથી આપણે વિચારદેશમા પણ તેમનો અમલ સ્વીકાર્યો આપણે પણ માની બેઠા કે આપણે આધ્યાત્મિક પ્રકૃતિવાળા છીએ

એટલે આપણે સ્વતંત્ર ન થઈ શકીએ, વ્યવસ્થિત કામ ન કરી શકીએ, લડી ન શકીએ, રાજતંત્રના નિયમો ઘડી ન શકીએ—કેવળ 'ઇશ્વર કરે તે ખરું' એમ કહી મૂગે મોએ સહન કરી શકીએ આ બધા વિચારોની આપણે પુનઃ સમીક્ષા કરવી જોઇએ

**स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति** એ ગીતાનું સૂત્ર જેટલું વ્યક્તિને તેટલુંજ પ્રજાને-સમાજને લાગુ પડે છે ઇતિહાસ એ પ્રજાની સ્મૃતિ છે જે પ્રજા પોતાનો યશસ્વી ઇતિહાસ ભૂલી જાય છે તે કર્તવ્યમાં વ્યામોહ પામે છે અમુક કાર્ય કરી શકાશે કે નહિ એ પ્રશ્નનું નિરાકરણ બેજ રીતે કરી શકાય એકતો એ ખરેખર કરી બતાવીને, બીજું ગત ઇતિહાસમાં તે કર્યું હતું એમ બતાવીને ઇતિહાસ આવી રીતે પ્રજાનું સ્વરૂપાનુસંધાન કરાવીને તેને નવી પ્રેરણા પોષે છે, તેને નવા નવા કાર્યપ્રદેશો ખુલ્લા કરી આપે છે, નવું ચક્ષુ ઉઘાડી આપે છે

ચાણક્યનો અભ્યાસ એક પ્રજા તરીકેની આપણી શક્તિ વિષેનો મોહ ટાળે છે હિંદુ શાસ્ત્રકારો માત્ર કલ્પના ઉપરથીજ શાસ્ત્રો લખતા, તેમનામાં વ્યવસ્થિત રાજ્ય કરવાની શક્તિ કદીજ હતી નહિ, આધ્યાત્મિક દૃષ્ટિને લીધે આપણે ઐહિક સ્થિતિનો ગંભીરતાથી અને શાસ્ત્રદૃષ્ટિથી કદી વિચારજ નથી કર્યો, વ્યવહારદક્ષતા, રાજકારણ એ બુદ્ધિ આપણી આધ્યાત્મિકતા સાથે વિસંવાદી છે એ વિચારો એના અર્થશાસ્ત્રથી પરાસ્ત થાય છે તે સાથે આપણો રાજકારોબાર હમેશાં દૈવીજ હતો એવી બડાઇ હાંકવાના કારણો પણ ઓછાં થાય છે

ચાણક્ય વિષ્ણુગુપ્તના જીવનની હકીકત સમજવાને આપણે હિંદુસ્તાનનો નકશો પ્રથમ સમજવો જોઇએ કવિ કે ફીલસુફનું જીવન સમજવાને તેના દેશનો નકશો ન જાણીએ તો ચાલે પણ આ બ્રાહ્મણવીરે તો જેટલી શાસ્ત્રમાં તેટલીજ શસ્ત્રમાં ખ્યાતિ મેળવી છે પોતાના કાલનો ઇતિહાસ ઘડનાર તે મહાપુરૂષ હતો, અને ઇતિહાસની બાજી ભૂમિપર ખેલાય છે એટલે તેને માટે દેશની સ્થિતિ સમજવીજ જોઇએ હિંદુસ્તાનનો નકશો તમારી સામે એટલા માટે ટાંગેલો છે પણ આ નકશો આજના હિંદનો છે અને આપણે જે નકશો સમજવાનો છે તે આજથી ૨૨૦૦ વર્ષ પૂર્વેનો સમજવાનો છે એટલે આ નકશા ઉપરથી પ્રાચીન નકશાની તમારે કલ્પના કરવાની છે.

આજના નકશામા અને પ્રાચીન નકશામા જે એક મોટો ફેર છે—જે ફેર આપણે પોપટની માફક બોલી બતાવીએ છીએ અને સમજી શકતા નથી, તે એ છે કે હાલનો આપણો નકશો લાલ છે તેવો તે તે વખતે લાલ નહોતો હૈદરે કહેલુ કે **सब लाल होयगा** એ ભવિષ્યવાણી પ્રમાણે આપણો હાલનો નકશો લાલ છે એ પરદેશી અમલ નીચે છે આપણે જે કાલનો વિચાર કરીએ છીએ તે વખતે તે " સ્વતત્રતા મોહાગી " દેશ હતો

એ વખતે પણ પરદેશ કે પશ્ચિમ સાથે આપણો દેશ મુકાબલામા નહિ આવેલો એમ નહિ પશ્ચિમ આપણને જીતવા નહિ આવેલુ માટે આપણે સ્વતત્ર રહી ગએલા એમ નહોતુ એ વખતે પણ પશ્ચિમની સસ્કૃતિની જન્મભૂમિ ગણાતા ગ્રીસથી એક સૈન્ય ઇરાની મહારાજ્યને તોડી તેની સોસરૂ થઇ ઠેઠ સિંધુની આ પાર સુધી આવેલુ પણ આપણા પ્રજાજીવનમા તેની એક ક્ષણ જેટલીવાર પણ અસર રહેલી નહિ આ બનાવને અગ્રેજી ઇતિહાસકારો બહુ અગત્ય આપે છે એ બનાવને તેઓ હાલની પશ્ચિમની સત્તાની આગાહી માને છે અને પશ્ચિમ પૂર્વે પર સત્તા ભોગવે એવા નિર્માણનું તેમાથી અનુમાન કરે છે કહેવત છે કે 'ફાવ્યુ વખણાય,' પણ અગ્રેજો તો કોઇવાર આ ધૂનમા હાસ્યાસ્પદ થઇ જાય છે તેની પણ તેમને ખબર રહેતી નથી આ કારણથી હુ જરા આ બાબત વધારે લબાણથી લખવા માગુ છુ આપણી પરીક્ષાનો વિષય એ છે કે મહાન સિકદર પજાબ સુધી આવ્યો એનો અર્થ પશ્ચિમની સસ્કૃતિનો પૂર્વ પર વિજય એવો થાય ?

પણ પ્રથમ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે સિકદર જેણે આ દિગ્વિજય કર્યો તે પશ્ચિમની સસ્કૃતિનો પ્રતિનિધિ હતો ? સિકદર તે મૅસિડોનીઆના રાજા ફિલિપનો પુત્ર હતો ગ્રીસનો ગમે તે ઇતિહાસ લો તો તેમા ફિલિપના કાળસુધીમા ભાગ્યેજ એક બે ઠેકાણે મૅસિડોનિયાનો તમે ઉલ્લેખ જોશો મૅસિડોનિયનો ગ્રીસ તળમા પરદેશીઓ ગણાતા તેઓ અર્ધસસ્કૃત દશામા રહેતા અને પોતાના દેવોના તથા પોતાના નામોમા તથા રીતભાતમા સસ્કારી ગ્રીકોની વિડબના કરતા તેનો ઇતિહાસ પણ ગ્રીસના ઇતિહાસથી નોખો છે. ઇરાનના મહાન્ ડારાયસે બાબિલોન, લીડીઆ અને ઇજીપ્ત જીતી લઇ ઇરાની મહારાજ્ય ઠેઠ ડાન્યુબના કિનારા સુધી વિસ્તાર્યું, ત્યારે

મૅસીડોનીઆએ તેનુ ખ ડીયાપણુ સ્વીકાર્યું ત્યા તેનો ઇતિહાસમા પ્રથમ ઉલ્લેખ છે. તે પછી ઝર્ઝર્સીસ ચડી આવ્યો ત્યારે તેણે ગ્રીસ રાજ્યોને તેની અગાઉથી ચેતવણી આપી દીધી, ત્યા તે ફરી ઇતિહાસમા નોંધાઈ પોતાની અ ધાધૂધીમા પાછુ લુપ્ત થાય છે તેમાથી થીબ્સ તેને જીતી લઈ ફિલિપને બાનામા પોતાના દરબારમા રાખે છે ત્યારે તેનો ઉદ્ધાર થાય છે અહીંથી ફિલિપ ગ્રીસની સ સ્કૃતિ અને મહેચ્છાઓ લઈ જાય છે અને વિજયની કારકીર્દી શરૂ કરે છે પ્રથમ બધા ગ્રીસ રાજ્યોમા અ દર અદર કુસ પ કરાવી જીતી લે છે અને ગ્રીસ બહારની જીત કરવાનો તેનો મનસૂબો અલેક્ઝાન્ડર પૂરો કરે છે ઇતિહાસમા આપણે ઘણીવાર જોઇએ છીએ કે કોઇ અર્ધસ સ્કૃત પ્રજા સ સ્કૃતિના સ સર્ગમા આવે ત્યારે તેનામા એકાએક બળનો ઉભરો આવે છે તે ઉભરા ઉપરથી તે સ સ્કૃતિના પ્રાકૃતિક બળનુ અનુમાન કરવુ એ ભૂલ છે એ માત્ર આકસ્મિક (abnormal) ઉભરોજ છે. આ બધુ છતા ફિલિપ અને અલેક્ઝાન્ડર બન્ને અસ સ્કૃત જાતિનાજ પુરુષો હતા અલેક્ઝાન્ડરે તો વિજયયાત્રામા પણ દારૂના અને ક્રોધના આવેશમા જે જે અત્યાચારો ક્યાં છે તે મશહૂર છે ફિલિપની પણ તેવીજ કથા છે આથેનિયનો ઉપર જીત મેળવી તે રાત્રે તે ખૂબ દારૂ પીને લથડીઆ ખાતો રણભૂમિ ઉપર ગયો અને તેના કટ્ટા વિરોધી ડિમૉસ્થીનીસ ઉપર કરેલ સજાની પ્રસ્તાવના જે તાલમા ગાઇ શકાય તેવી હતી તે ગાતા ગાતા તેણે નાચ કર્યો ચાણક્યનુ સમકાલીન સાહિત્ય વાચો અને વિચારો કે કોઇ વિજયી રાજા આમ દારૂ પીને રાત્રે રણભૂમિ ઉપર નાચે ખરો '

અલેક્ઝાન્ડરને આપણે ગ્રીસ સ સ્કૃતિનો પ્રતિનિધિ તો નજ ગણી શકીએ એથી ઉલટુ એના વખતમા ગ્રીક સ સ્કૃતિનુ સત્વ હ્રાસ પામી ક્ષીણ થઈ ગયુ હતું એ સ સ્કૃતિનુ આયુષ્ય પૂરૂ થયુ હતુ અને મૅસીડોનીયાની જીત તે આયુષ્યનો અ ત જ બતાવે છે. અહીં લાબુ લખવાને બદલે એનસાઇક્લોપીડીઆ બ્રિટાનિકામા ગ્રીસ ઉપરના લેખમા ગ્રીસના પરાજયનુ કારણ બતાવેલ છે તેજ જણાવુ તેમા લખેલુ છે કે ફિલિપ અને ઍલેક્ઝાન્ડરે બિલકુલ નજ દેખા દીધી હોત તો પણ ગ્રીસનુ રાજ્ય ટકત જ નહિ અને એકાદ વીસી પછી કોઈ વધારે પરદેશી રાજ્ય તેનો પરાજય કરત રાજ્યોના સમતોલપણાના વિચારોથી ગ્રીસના રાજકારણમા નબળાઇ આવી હતી.

એટલુજ નહિ પણ કેટલાએક પ્રજાઘાતક દુર્ગુણોએ ગ્રીસમા પ્રવેશ કર્યો હતો બચ્ચાની સભાળ નહિ લેવાને લીધે મરણપ્રમાણ ઘણું વધ્યુ હતુ, તે ઉપરાત લોકોમા, હાલ પશ્ચિમમા છે તેમ, નિષ્પ્રજ રહેવાનો શોખ થયો હતો. એરિસ્ટોટલ બચ્ચાઓની ગેરસભાળને નિંદે છે પણ ગર્ભપાતમા દોષ જોતો નથી આવી રીતે પ્રજા આત્મઘાતક પ્રવૃત્તિમા દોરાઇ હતી ત્યારે બીજી બાજુ જૂઠાપણુ, નિમકહરામી, લાચ એ વધી પડયા હતા અને દેશાભિમાન તેના પ્રમાણમા ઘટતુ જતુ હતુ આ બધુ જોતા ખાત્રી થાય છે કે મૅસીડોનીયાના ઉદય વખતે ગ્રીસની સસ્કૃતિ તો પડી ભાગી હતી

પણ તો અલેકઝાન્ડર ગ્રીસમાથી લીધેલી કોઈ બીજી સસ્કૃતિનો પ્રતિનિધિ એમ કેમ ન ગણવુ? માણસો બધા સૃષ્ટિના બનાવો તો જુવે છે પણ માત્ર દ્રષ્ટાજ તેનુ રહસ્ય સમજી શકે છે તેમ ઇતિહાસનુ પણ છે મરાઠાઇતિહાસકાર ગ્રાન્ટ ડફ કહે છે કે મરાઠાઓનો ઉદય તે સહ્યાદ્રિના લાબા ઘાસમા પડેલ આકસ્મિક તીખાગ્ણથી થએલ દાવાનલ જેવો હતો તેની પછવાડે રાષ્ટ્રબળ નહોતુ તેના જવાબમા ન્યાયમૂર્તિ રાનડેએ કહેલુ છે કે મરાઠા સત્તા ચાર અદ્ભુત સકડામણના પ્રસગો પસાર કરી ગયેલ છે શિવાજીને દિલ્હીમા કેદ કર્યો તે, શભાજીને કેદ કરી મારી નાખ્યો તે, પાણીપતનો પરાજય, અને રઘુનાથરાવનુ બડ આ ચારે પ્રસગો પછી તે વિજયી નીકળી આગળ વધી એજ એની પછવાડે રહેલા પ્રજાબલની સાખ પૂરેછે આ રાનડે તે દ્રષ્ટા હતા તેમની દૃષ્ટિથીજ આપણે અલેકઝાન્ડરનો વિજય તપાસીયે કે એ તે આકસ્મિક ઉભરો હતો કે નિયમિત સસ્કૃતિનુ સામાન્ય બલ હતુ અલેકઝાન્ડરે ગ્રીસ જીત્યુ, મહાન્ ઇરાની મહારાજ્ય તોડયુ અને પજાબમા પોરસને હરાવ્યો એ બધુ ખરુ પણ ગ્રીસ તો પોતાના જીવનની આખરે પહોચ્યુ હતુ, ઇરાની મહારાજ્ય સડી ગયેલા મહાવૃક્ષ જેવુ હતુ પોરસ તેની સામે થયો અને વરસાદના અકસ્માતથી હારી ગયો, પણ તેને તેજ વખતે સિકદરે રાજ્ય પાછુ આપ્યુ અને ત્યાંથી નીકળતી વખતે એક પણ મૅસિડોનીઅન ટુકડી મૂકી નહિ આ રાજ્ય પાછુ આપ્યુ તે કાઇ પોરસના ઉચા શરીર પર મોહીને નહિ પણ આ સસ્કૃતિના બળને લીધે જીત કરેલો મુલક રાજા કોઇવાર મહેરબાનીથી પાછો આપેજ નહિ બ્રિટિશ સામ્રાજ્યે દક્ષિણ આફ્રિકામા બોઅરને હરાવ્યા એ પછી તેમને સ્વરાજ્ય આપી,

હતા તેથી પણ વધારે મજબૂત બનાવ્યા એ શુ ખરેખર ખુશ થઇ ગયેલા માટે ! આ બોઅરની લડાઇથીજ બ્રિટિશ મહારાજ્યની સત્તાનો તાગ આવ્યો, દુનિયામા કૃતકૃત્ય માની બેઠેલા અગ્રેજો ચમક્યા, યુરોપના રાજ્યોએ બ્રિટિશ રાજ્યની નબળાઇ જોઈ લીધી અને ભવિષ્યનો ઇતિહાસકાર તે દિવસથી બ્રિટિશ મહારાજ્યની પડતીનો આરભ ગણશે ત્યારથી બ્રિટિશ રાજ્યને પાછળ હઠવાનુ જ રહ્યુ છે અલેક્ઝાન્ડરને પણ તેમ થયુ જીત્યો તો ખરો, પણ તેના સૈનિકોએ આગળ જવાની ના પાડી, તેથી જીતેલુ રાજ્ય પોરસને પાછુ આપી તેણે કૂચ શરૂ કરી અને પછી ? અલેક્ઝાન્ડરના મરણ પછી શુ થયુ ? એ આખુય રાજ્ય તૂટી પડયુ જો સસ્કૃતિની જીત હોય, જો પ્રજાબળ હોય તો આખુ રાજ્ય તો આમ ન તૂટે જાપાન ચાળીસ વરસમા ઉદય પામી એકવાર રૂશિયાને હરાવી પછી સદા માટે અસ્ત થાય તો તેને સુધરેલુ રાજ્ય કોણ કહે ? ગ્રીક ઇતિહાસકાર ઓમાન આ મહાવિજયની અસર ચિરકાળની ગણે છે અને કન્દહાર શહેરને નવુ વસાવેલ અલેક્ઝાન્ડ્રીઆ શહેર ગણે છે, પણ સહુ જાણે છે કે કન્દહાર તે અલેક્ઝાન્ડ્રિઆ નહિ પણ મહાભારત કાળનુ ગાન્ધાર છે અને સાઇક્લોપીડીઆનો લેખક ઠીક લખે છે કે માત્ર યુફ્રેટિસની પશ્ચિમના પ્રાતોમાજ ગ્રીસની અસર ટકવા પામી આ પરિણામ પણ રોમની રાજપદ્ધતિને આભારી છે અલેક્ઝાન્ડરનુ રાજ્ય તો તેના મરણ પછી તુરત તુટી ગયુ, ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ પણ કબુલ કરે છે કે ગ્રીસની અસર હિદુસ્તાનમા ટકવા પામી નથી પણ તે જાણે હિદુસ્તાનના વિદ્વાનોએ બતાવેલ દેશવાત્સલ્યની લાગણીની ખાતર નમતુ આપતો હોય એમ લખે છે

આ ઉપરથી હુ માનુ છુ કે અલેક્ઝાન્ડરના વિજય વખતે ઇજીપ્ત, ઇરાન વિગેરેની સસ્કૃતિ માફક ગ્રીકની સસ્કૃતિ પણ પડી ભાગી ગઇ હતી, સિકદર તે સસ્કૃતિનો પ્રતિનિધિ નહોતો, તેની પોતાની પ્રજા પૂર્ણ સસ્કૃત થઇજ નહોતી, અને પજાબ ઉપરની તેની સ્વારી તે પશ્ચિમની સસ્કૃતિનો પૂર્વ પર વિજય ગણવો ન જોઇએ પુરાતન સસ્કૃતિઓમા તે વખતે ચીન બાદ કરતા માત્ર હિન્દની સસ્કૃતિજ આસ્તિત્વ ધરાવતી હતી

પરતુ સિકદર એટલો પણ પગપેસારો કેમ કરી શક્યો ? કારણ કે એ સમય બે મહારાજ્યોની સક્રાન્તિનો હતો અગ્રેજો

હિંદમા સહેલાઇથી સામ્રાજ્ય સ્થાપી શક્યા તેનુ એક કારણ મોગલ અને મરાઠા રાજ્યોની સધિ પણ હતુ સિકદર વખતે પણ એમ હતુ ગ્રીક તવારીખોમા લખેલ છે કે ખુદ ઍન્ડ્રૉક્રોટોસ સિકદર પાસે આવ્યો અને ખબર આપી કે આખો દેશ તે કબજે કરી શકે એમ હતું, કારણ કે ત્યાનો રાજા દુષ્ટ અને નીચ કુળનો હતો તથા પ્રજાને તેના પર દ્વેષ હતો આ ઍન્ડ્રૉકોટોસ તે ચન્દ્રગુપ્ત એવી કલ્પના છે તે ગમે તેમ હોય પણ આ સમયે મગધનુ મહારાજ્ય ઝાખુ પડી ગયેલુ હતુ નવ નન્દોને ઉખેડી ચન્દ્રગુપ્ત ક્યારે ગાદીએ બેઠો તે વરસ બરાબર નક્કી થઇ શકતું નથી એ એમ બતાવે છે કે રાજ્ય-ક્રાન્તિએ ઘણા વરસ લીધા હશે અને આ સધિકાળની નબળાઇમા સિકદર પજાબ સુધી ધસી શક્યો હશે

આ લાબી ચર્ચા પછી હિદની પૂર્વ કાળની ભૂગોળના પ્રશ્ન તરફ હુ પાછો આવુ છુ આ સબધી ગ દેવદત્ત ભાડારકરે પોતાના ૧૯૧૮ના વ્યાખ્યાનોમા ઘણીજ વિચક્ષણરીતે ભૂગોળની ચર્ચા કરેલ છે તેનુ પરિણામજ અહીં લઇ લઉ તે સોળ દેશોના નામો આપે છે અને તેની મોઘમ હદ નીચે પ્રમાણે આપે છે અગ અને મગધના બે રાજ્યોની સરહદ ચપા નદીની હતી અગની રાજધાની ચપા તે હાલનુ ભાગલપુર, મગધની મૂળ રાજધાની રાજગૃહ હાલનુ રાજગીર અને પાછળથી પાટલીપુત્ર એટલે હાલનુ પટણા બીજા કાશી અને કોશલ કોશલની રાજધાની શ્રાવસ્તી, અને અયોધ્યા પણ તેમાજ આવેલ હતુ તે પછીનુ જોડકુ વજ્જી અને મલ્લ તેની રાજધાની વૈશાલિ જે હાલના બિહારમા આવેલ હતી ચેદિ અને વશ તેમા પહેલો બુદેલખડનો મુલક અને બીજો અલ્લાહાબાદ પાસે કુરૂની રાજધાની ઇન્દ્રપ્રસ્થ અને પાચાલની કાપિલ્ય જે હાલના સયુક્ત પ્રાતોમા હાલ બતાવાય છે મત્સ્ય દેશમા હાલના જયપુર અલવાર મુલકનો સમાવેશ થતો અને શૌરસેનની રાજધાની તે મથુરા અશ્મકની રાજધાની પ્રતિષ્ઠાન તે હાલનુ પૈઠણ અને અવન્તીની રાજધાની ઉજ્જેન જે હાલ પણ તેજ નામે પ્રસિદ્ધ છે છેવટે ગાન્ધાર અને કામ્બોજ ગાન્ધારમા પશ્ચિમ પજાબ અને પૂર્વ અફઘાનિસ્તાનનો સમાવેશ થતો તેની રાજધાની તક્ષશિલા ગ્રીકોએ કહેલ Taxilla, જેના ખડેરો રાવલપીંડી પાસે મળી આવેલ છે, કામ્બોજ તે સિન્ધુની ઉત્તર-પશ્ચિમે હશે. આપણે જે સમયનો વિચાર કરીએ છીએ તે

વખતે મગધનુ રાજ્ય સૌથી મોટુ છે એ રાજ્યે અગદેશને હરાવી કબજે કરેલ છે અને કોશનને પણ જીતી લીધેલ છે પ્રખ્યાત લિચ્છવી ગણની રાજધાની વૈશાલિ જીતી લઈ ત્યા પણ સત્તા બેસાડી છે. રાજગૃહમાથી રાજધાની ફેરવી, લિચ્છવી ઉપર દાબ બેસાડવા, પટણા રાજધાની કરી છે આ શહેર હાલના પટણા અને બાકીપુરના સિવિલસ્ટેશનની જગાપર ગગાને કિનારે કિનારે નવ માઇલ પાવડીપને હતુ તે વખતે શોણ અને ગગાનો સગમ ત્યા થતો હતો જે હાલ ૧૨ માઇલ ઉપરવાસ ગએલ છે તેને ફરતો કાષ્ઠકોટ હતો અને તેમા ૬૪ દરવાજા હતા

ગ્રીક તવારીખમા છે કે તે સમયે મગધમા આગ્રામીસ અથવા ક્ઝાન્ડ્રામીસનુ રાજ્ય હતુ આ નદનો ઉલ્લેખ હશે એમ મનાય છે. આ નદો વિષે કશી ચોક્કસ માહીતી મળી શકતી નથી અને મળે છે તેનો એક સરખો અર્થ કરવો મુશ્કિલ છે મહાબોધીવશમા દશ રાજાઓના નામો છે તેમા નવમાનુ નામ નન્દીવર્ધન છે પુરાણમા લખેલ નન્દીવર્ધન તે એજ હશે આ દશ ભાઇઓએ બાવીસ વરસ મજમુ રાજ્ય કર્યુ અને તેમના પછી નન્દનરા ગાદીએ આવ્યા નવ નન્દોએ એક પછી એક બાવીસ વરસ રાજ્ય કર્યુ એવી મહાવશમા હકીકત છે તેમા પહેલો ઉગ્રસન છે તે બાકીના આઠનો પિતા હશે પુરાણોમા મહાપદ્મ નદ સૌથી મોટો વર્ણવેલો છે, અને તેની પાસ મહાપદ્મની સખ્યાનુ સૈન્ય હતુ એવો સસ્કૃત ટીકાકારનો મત છે અને ગ ભાડારકર પદ્મવ્યૂહ રચી શકાય એટલુ તેની પાસે લશ્કર હતુ એવો અર્થ કરે છે બૌદ્ધોએ આપેલ ઉગ્રસેન નામ આ અર્થમા સાભિપ્રાય બને છે

પુરાણોમા એવુ વર્ણન છે કે ઉગ્રસેન મહાપદ્મે પરશુરામની માફક પૃથ્વી નક્ષત્રિય કરી હતી આપણે જોઇ ગયા છીએ કે કાશી અને કોશલ મગધના છત્ર નીચે આવ્યા હતા અને તે પછી અવન્તી પણ પરાજય પામેલ હતુ પુરાણના આ વર્ણનનો એટલોજ અર્થ છે કે નન્દ રાજા ચક્રવર્તી હતો કેટલાએક અગ્રેજ ઇતિહાસકારો કહે છે કે ચક્રવર્તી થવાની કલ્પના આપણને અલેક્ઝાન્ડરના વિજય ઉપરથી મળી પણ આ વાત તદ્દન બિનપાયાદાર છે અશ્વમેધ કરવાનો ધાર્મિક વિધિ આપણામા ઇતિહાસ પહેલાના કાળથી હતો, અને હિદુસ્તાનમા જે ભાવના ધર્મ સાથે સકળાયેલી હોય તે કેટલી પ્રબળ હોય

તે આપણે સર્વ જાણીએ છીએ ખરી રીતે તો ગ્રીસે એ ભાવના પૂર્વમાંથી લીધેલી છે ગ્રીસે પોતાના દેશની સીમા એટલી ટુકી કરી હતી, સ્ટેટનો એનો વિચાર એટલો નાનો હતો કે મહાસામ્રાજ્યની ભાવના એમનામા આવીજ ન શકે આ ભાવના ફિલિપમા પ્રથમ ઉદ્દભવી તેનુ કારણ એ કે મૅસીડોનીઆ ઇરાનના મહારાજ્યનુ ખડિયુ રાજ્ય હતુ એટલે ખરી રીતે એ વિચાર મૂળ પૂર્વમા ઉદ્દભવ્યો છે અને ત્યાથી પશ્ચિમે લીધેલો છે

નદોમા છેલ્લો ધનનંદ છે આ નવનન્દોએ ક્યારે કેવી રીતે રાજ્ય કર્યુ તે બરાબર સ્પષ્ટ નથી પણ આ ધન શબ્દથી નન્દરાજાનો લોભ સ્પષ્ટ થાય છે તે નોધવા જેવુ છે નદો પાસે પૈસો પુષ્કળ હતો, અને અઢળક દ્રવ્ય તથા બેસુમાર લશ્કરને માટે તેની ખ્યાતિ છે એવી કથા છે કે છેલ્લો નદ અતિશય ધનલોભી હતો અને નીચ કુલનો હતો લોકો તેનાથી અતિશય નારાજ હતા આ રાજાએ ચાણક્ય કૌટિલ્યનુ એકવાર અપમાન કર્યું તેથી ક્રોધથી તેણે નદવશ ઉખેડી નાખવાની, અને એમ ન કરે ત્યા સુધી પોતાની શિખા ન બાધવાની પ્રતિજ્ઞા લીધી તેજ રાજ્યનો એક અણમાનિતો અકુર લઇ, તેનો પક્ષ કરી તેણે નન્દવશનો નાશ કર્યો અને તેને સામ્રાજ્ય આપ્યુ નદોના નિમકહલાલ અમાત્ય રાક્ષસના પ્રયાસથી ઉત્તરના કેટલાએક રાજ્યો આ ચન્દ્રગુપ્ત ઉપર ચઢી આવ્યા તેમા ફાટફૂટ કરાવી તેમનો અદર અદર નાશ કરાવ્યો અને અમાત્ય રાક્ષસને ત્યાથી નાસી છૂટી પોતાના ખાનગી મિત્ર ચદનદાસને છોડાવવા ચન્દ્રગુપ્તને શરણે જવુ પડયુ આ બધા પ્રપચમા ચાણક્યનો ઉદ્દેશ અમાત્ય રાક્ષસનુ મન સપાદન કરી તેને ચન્દ્રગુપ્તનો પ્રધાન કરવો એ પણ હતો, તેમા તે અતે સફળ થયો, અને આ એક મહારાજ્યને જડમૂળથી કાઢી તેની જગાએ બીજુ એટલુજ કે તેથી વધારે પ્રતાપી, વિશાળ અને યશસ્વી રાજ્ય સ્થાપી તે તો શાસ્ત્રનો અભ્યાસ કરવા તપોવનમા પાછો ચાલ્યો ગયો આ બધી હકીકત મુદ્રારાક્ષસ નાટકનુ વસ્તુ છે તેથી અહીં આપી વખત લેતો નથી

નન્દવશને કાઢીને અને મૌર્યવશને સ્થાપીને ચાણક્યે જેટલી ખ્યાતિ મેળવી તેટલી જ ખ્યાતિ તેણે શાસ્ત્રકાર તરીકે પણ મેળવી છે આવી રીતે શસ્ત્ર અને શાસ્ત્ર બન્નેમા તે પોતાના કાલનો અદ્વિતીય

પુરૂષ હતો તેણે એક અર્થશાસ્ત્રનો ગ્રન્થ લખેલ છે તેમા તે છેવટે પોતાની ઓળખાણ આપતા લખે છે

**યેન શાસ્ત્રં ચ શસ્ત્રં ચ નન્દરાજગતા ચ ભૂ ।**
**અમર્ષેણોદ્ધૃતાન્યાશુ, તેન શાસ્ત્રમિદં કૃતમ્ ॥**

(જેણે શસ્ત્ર, શાસ્ત્ર અને નન્દરાજાઓ નીચે ગયેલી ધરણીને અમર્ષથી ઉદ્ધર્યાં તેણે આ શાસ્ત્ર રચેલ છે ) આ અર્થશાસ્ત્ર આજસુધી નષ્ટ થયેલુ મનાતું હતું પણ સને ૧૯૦૫મા તે દક્ષિણ હિંદમા મળી આવ્યુ ભામહનુ અલંકારશાસ્ત્ર અને ભાસના નાટકો પેઠે આ અર્થશાસ્ત્ર શોધવાનુ માન પણ દક્ષિણ હિંદનેજ છે આ ગ્રન્થની હસ્તલિખિત એક પ્રત અને તે સાથે તેના થોડા ભાગ ઉપરની ભટ્ટસ્વામીની ટીકા મ્હૈસૂર ગવર્નમેન્ટ ઓરિએન્ટલ લાઇબ્રેરીને તાન્જોરના એક પંડિતે સુપ્રત કરી તેના લાઇબ્રેરીઅન રા શામશાસ્ત્રીએ તેનુ અંગ્રેજી ભાષાન્તર ઇન્ડીઅન એન્ટીક્વેરીમા પ્રસિદ્ધ કર્યું અને તે પછી ૧૯૦૯ મા મ્હૈસુર દરબારના ઉત્તેજનથી મૂળ ગ્રન્થ પણ પુસ્તક આકારે તેઓ બહાર પાડી શક્યા છે પાછળથી મ્યુનિચ લાઇબ્રેરીમાથી પણ આજ પુસ્તકની એક પ્રત મળી આવેલ તેનો ઉપયોગ આ પુસ્તકની આવૃત્તિમા કરેલ છે બીજી પણ એક પ્રત હાથ લાગેલ છે

ભાસના નાટકોની પેઠે સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓને આ ગ્રન્થનુ નામ ઘણા વખતથી પરિચિત હતુ આ શાસ્ત્ર આપણા દેશમા સાહિત્યના અભ્યાસીઓએ તેમજ રાજકારોબારી પુરૂષોએ ઘણા કાળ સુધી પ્રમાણભૂત ગણેલ છે, અને તેથી તે પછીના સાહિત્ય ઉપર તેની અસર બહુ જ સ્પષ્ટ જોઈ શકાય છે કાલિદાસના કાવ્યોમા આ શાસ્ત્રના વિચારો બહુ જ દૃઢ ગૂથાયલા છે, અને કોઈ કોઇ જગાએ તો આખા વાક્યો કાવ્યના સ્વાંગમા આપણને દર્શન દે છે આ સામ્ય એટલુ આકર્ષક છે કે તેથી લોભાઇને એક ઘણાજ ઉદ્યોગી અભ્યાસીએ કાલિદાસ એજ કૌટિલ્ય હતો એવા મતનુ સમર્થન કરવા પ્રતિજ્ઞા કરી છે અંગ્રેજી સાહિત્યમા જેમ બેકન જ શેકસપીયર હતો એવો એક પક્ષ ઉભો થયો હતો, તેમ આપણા સાહિત્યમા પણ આવી રીતે અર્થશાસ્ત્રની પ્રસિદ્ધિ પછી તરત જ એના જેવો જ રસમય પ્રશ્ન ઉપસ્થિત થયેલ છે આ મતના ગુણદોષ વિષે અમે અત્રે મૌન રાખીશુ એ અભ્યાસીને પોતાના પક્ષ માટે જે કાંઈ કહેવાનુ છે તે હજુ પૂરૂ થયુ નથી, પણ એટલુ તો કહેવુ જોઇએ કે કાલિ-

દાસ અને કૌટિલ્યનુ સામ્ય કાલિદાસના રસજ્ઞ અને પ્રખર પ્રતિભાશાળી ટીકાકાર મલ્લિનાથને અજાણ્યુ નહોતુ અર્થનુ સ્ફોટન કરવા તે ઠેકઠેકાણે કૌટિલ્યના અવતરણો મૂકે છે કાલિદાસ પછીના મહાકાવ્યોમા પણ રાજપ્રકરણી વસ્તુ છે અને તે મબધી કવિઓએ પોતાના વિચારો આપેલા છે આ બધા વિચારોમા પણ આપણે ચાણક્યની અસર એટલી જ જોઇ શકીએ છીએ અલબત મહાકાવ્યોની ટીકાઓમા આપણે કૌટિલ્ય કરતા કામન્દકના અવતરણો વિશેષ જોઇએ છીએ પણ આનુ કારણ, ચાણક્યની ટુકી અને લાબે કાળે દુર્ગમ્ય થતી જતી શૈલિ અને કામન્દકીય નીતિશાસ્ત્રના, ઝીણી વિગતો કાઢી નાખેલ અને શ્લોકબદ્ધ પ્રબધની અભ્યાસીની સ્વાભાવિક રૂચિ તેજ હશે પણ એ કામન્દક પોતેજ ગ્રથપ્રારભમા "અર્થશાસ્ત્ર મહોદધિમાથી નીતિશાસ્ત્રામૃતનો સમુદ્ધાર કરનાર શ્રીમાન્ વિષ્ણુગુપ્તને નમસ્કાર ' કરે છે એજ બનાવી આપે છે કે કામન્દકની અસર એ ચાણક્યની જ અસર ગણવી જોઇએ તેમ છતા ચાણક્યની પ્રામાણિકતા મસ્કૃત વાઙ્મયમાથી આધુનિક કાલસુધી લુપ્ત થએલ નથી કામન્દકનો ટીકાકાર જયમ ગલ કૌટિલ્યના અવતરણો આપે એટલુજ નહિ પણ કોઈ સ્થળે આગ્રહપૂર્વક ચાણક્યને અનુકૂળ જ કામન્દકનો અર્થ કરે તેમા તો નવાઇ નથી પણ મનુસ્મૃતિના ટીકાકારો મેધાતિથિ અને કુલ્લૂક પણ ચાણક્યને પ્રમાણભૂત માને છે કિરાતાર્જુનીયનો ટીકાકાર ચિત્રભાનુ પણ કિરાતના અર્થગૌરવના ગર્ભમા કૌટિલ્યના નીતિવચનો જુવે છે આ ટીકાકારની ચર્ચાપદ્ધતિ જોતા લાગે છે કે તે મલ્લિનાથ પછીનો હોવો જોઇએ એટલે કે સસ્કૃત વાઙ્મયની ઉતરતી દશામા ચાણક્યની અસર આપણે ઠેઠ સુધી જોઇએ છીએ

હવે મારે આ અર્થશાસ્ત્રના ગ્રન્થ ઉપરજ બોલવાનુ રહે છે પણ તે પહેલા મારે કેટલુક કહેવાની જરૂર છે હજુ હુ આ મહાગ્રન્થના અભ્યાસની પ્રારભદશામા જ છુ એટલામા આવા વિશાળ વિષય ઉપર કાઇ કહુ તે ધૃષ્ટતા જ ગણાય ખરી રીતે તો જે જે દષ્ટિબિન્દુથી હુ અભ્યાસ કરવા માગુ છુ તે તે દષ્ટિબિન્દુઓ જ અત્રે હુ લખવા માગુ છુ હજુ એ સિદ્ધ અનુમાનની કોટિના વિચારો નથી ચાણક્ય એવા મહાન્ પુરૂષ હતો કે શરૂઆતમા તેના નામથી જ અભ્યાસીને મુશ્કેલીઓ ઉભી થાય છે તેના નામ આસપાસ

અનેક દંતકથાઓ રચાએલી છે ચાણક્યની પોતાની જીવનકથા વિષે, તે કાણો હતો માટે તેને વારુણીમાંથી નંદરાજાએ ચોટલી ઝાલીને કુઢાડયો, તે ચોટલી તેણે નંદનું નિકંદન કાઢીનેજ બાંધવાની પ્રતિજ્ઞા લીધી વિગેરે વાતો મળી આવે છે વળી તેના બાપને નંદરાજાએ કેદમાં નાખેલ ત્યાં તેને માત્ર ચણા ખાવાના આપતા તેથી તેનું નામ ચણક પડેલું એવી કલ્પના એક બાજુ છે ત્યારે બીજી બાજુ કોષને આધારે ચાણક્ય વિષ્ણુગુપ્ત એજ વાત્સ્યાયન અને એણે જ વાત્સ્યાયન કામસૂત્ર અને ન્યાયસૂત્ર ઉપરની વ્યાત્સ્યાયનની ટીકા લખેલી એવો બીજો મત છે, અને "જેણે શાસ્ત્રોનો સમુદ્ધાર કર્યો હતો તેણે આ અર્થશાસ્ત્ર લખ્યું" એ વાક્યનો તેને ટેકો અપાય છે વાત્સ્યાયન સંબંધી આ મત આપણા માનનીય સાક્ષર શ્રી કેશવલાલભાઈનો છે જ્યારે રા શામશાસ્ત્રીનો મત જૂદો છે તે બન્ને મતોનો સંપૂર્ણ ઉલ્લેખ કરૂં તોપણ વખત ઘણો જાય, અને છતાં છેવટનો નિર્ણય સર્વમાન્ય તો નજ થાય એટલે એ બાબતનું દિગ્દર્શન કરીને જ આગળ ચાલીએ

વિજ્ઞાનશાસ્ત્રીઓ એક ઝાડને લઈ તેમાં અમુક જગાએ છેદ ( section ) કરી તેનો અભ્યાસ કરે છે આ અર્થશાસ્ત્રથી આપણી પુરાણી આર્યસંસ્કૃતિમાં બરાબર ઈ સ પૂર્વે ૩૦૦ ના આશરાને સ્થાને છેદ કરી તેનો અભ્યાસ કરવાની તક આપણને મળે છે તે વખતની આખી સંસ્કૃતિ આપણને આમાં દેખાય છે આટલા ઉપરથી આ વિષયની મહત્તા વિશાલતા સમજાઈ જશે આવા વિશાલ ક્ષેત્રમાં અહીં કેટલું કહું અને કેટલું ન કહું તે નિર્ણય અઘરો છે માટે અમુક મુદ્દા પુરતું જ કહીશ

અર્થશાસ્ત્ર તે કૌટિલ્યે જ લખ્યું કે પાછળથી લખાઈને તેને નામે ચડયું એ તકરાર હવે કૌટિલ્યના લાભમાં બંધ થઈ છે એટલે તે વિષે કાંઈ લખતો નથી સમયનિર્ણય માટે મને એક મુદ્દો સૂઝે છે તે કેટલો ઉપકારક નીવડે તે કહી શકાય નહિ કૌટિલ્ય કાલમાનમાં સમાન રાત્રિદિવસના દિવસો બતાવે છે તે ઉપરથી કદાચ તેનો કાલનિર્ણય કરી શકાય વિદ્યાપીઠમાં સદ્‌ભાગ્યે ગણિતશાસ્ત્રીઓની ખોટ નથી, એટલે એ મુશ્કેલી મોટી નથી બીજું એવું જ સાધન તે કૌટિલ્યે લખેલ વ્યાકરણ સંબંધી વિચારો છે તે કહે

છે કે **वर्णसघात पदम् । तच्चतुर्विधम् नामाख्यातोपसर्गनिपाताश्चेति ।**

હવે બાકીના વિષયને અમુક મુદ્દાપૂરતા જ ચર્ચીશ

૧ ફિલસુફી, ૨ સમાજ વ્યવસ્થા, ૩ કાયદા શાસ્ત્ર, ૪ રાજકારણ

અર્થશાસ્ત્રમા પ્રથમજ કૌટિલ્ય વિદ્યાઓના નામો ગણાવે છે તેના પહેલા કોઇએ એક, કોઇએ બે, કોઇએ ત્રણ વિદ્યાઓ ગણાવેલી છે કૌટિલ્ય ચાર ગણાવે છે આન્વીક્ષકી, ત્રયી, વાર્તા અને દણ્ડનીતિ આન્વીક્ષકી એટલે ફિલસુફી, તેમા સાખ્ય, યોગ અને લોકાયતનો તે સમાવેશ કરે છે સાખ્ય તો સર્વ જાણે છે પણ યોગનો અર્થ અહીં નૈયાયિક થાય છે પ્રો યાકોબી આ બાબત આટલી સ્પષ્ટ નહિ સમજવાથી કેટલીએક ભૂલ કરે છે જૈન શાસ્ત્રોમા યોગ શબ્દ નૈયાયિક અર્થમા વપરાય છે, અને ચાણક્યનો અર્થ કરવામા જૈન શાસ્ત્રના સમાન શબ્દોની મ્પૂર્ણ મદદ લેવી જોઇએ એવો મારો અભિપ્રાય થયો છે સાખ્ય યોગ પછી લોકાયત આવે છે લોકાયત એટલે આપણે વેદવિરોધી ચાર્વાકનો મત સમજીએ છીએ જૈન અને બૌદ્ધનો ઉલ્લેખ ચાણક્ય પાષણ્ડ શબ્દથી કરે છે અને આન્વીક્ષકીમા તેની ગણના નથી, એ એમ બતાવે છે કે વેદવિરોધી દર્શનોને તે ફિલસુફીમા સ્થાન આપવા માગતો નથી ત્યારે આ લોકાયત તે શુ? દરેક દર્શન સ્થપાયુ તે પહેલા તે દર્શનના વિચારો વધારે હિતાવહ અને જીવન્ત સ્થિતિમા પ્રચલિત હતા અને દર્શન બધાયા પછી બધીઆર પાણીની માફક તે બગડવા માડયા એવો મારો અભિપ્રાય છે તેમજ આ લોકાયતનુ હોવુ જોઇએ લોકાયતના વિચારો આપણે બૃહસ્પતિમાથી ઉદ્દ્ભવ્યા એમ માનીએ છીએ અને તેને આપણે દેવોનો ગુરૂ પણ ગણીએ છીએ કૌટિલ્ય દરેક જગાએ બહુજ માનપૂર્વક બૃહસ્પતિને આચાર્ય કહી તેના અવતરણો આપે છે, અને શરૂઆતમાજ **ॐ नम शुक्रबृहस्पतिभ्याम्** કહે છે એ એમ બતાવે છે કે લોકાયતના વિચારો તે સમયે એટલા નિન્દિત અને વેદવિરૂદ્ધ નહિ ગણાતા હોય જો કે વેદનો માત્ર ઉદરપોષણ નિમિત્તેજ બ્રાહ્મણોએ કરેલ ઉપયોગની સામે તો તે વખતે પણ તેનો આક્ષેપ હતો જ. સાખ્ય યોગ અને લોકાયતને તે આન્વીક્ષકીમા ગણે છે પણ આ આન્વીક્ષકી હાલ આપણે પૌર્વાત્ય ફિલ્સુફી

વિષે માનીએ છીએ તેમ સંગીન હકીકતથી અળગી માત્ર ઘટપટમા ગૂચાઈ રહેલી નહોતી ચાણક્ય કહે છે કે **धर्माधर्मौ त्रय्याम्। अर्थानर्थौ वार्तायाम् । नयानयौ दण्डनीत्याम् । बलाबले च एतासां हेतुभिरन्वीक्षमाणा लोकस्य उपकरोति, व्यसने अभ्युदये च बुद्धिं अवस्थापयति, प्रज्ञा वाक्यक्रियावैशारद्यं च करोति,**

**प्रदीप सर्वविद्यानाम् उपाय सर्वकर्मणाम्।**
**आश्रय सर्वधर्माणा शश्वदान्वीक्षकी मता॥**

"ત્રયીમા ધર્મ અને અધર્મનુ, વાર્તામા અર્થ અને અનર્થનુ દણ્ડ-નીતિમા નીતિ અને અનીતિનુ અને તેમના બલાબલનુ હેતુપુરસર અન્વીક્ષણ કરીને આન્વીક્ષકી લોકોને ઉપકારક થાય છે, વ્યસન અને અભ્યુદયમા બુદ્ધિને સ્થિર કરે છે અને બુદ્ધિ, વાણી તથા કર્મનુ નૈપુણ્ય આપે છે તે સર્વ વિદ્યાનો પ્રદીપ, સર્વ કર્મનો ઉપાય, સર્વ ધર્મનો આશ્રય સદા ગણાય છે" Logic is the science of all sciences એ સિદ્ધાન્ત અહીં બહુજ શાસ્ત્રીય રીતે મૂકેલ છે પ્રો યાકોબી બતાવી આપે છે કે ન્યાયસૂત્રની ટીકામા વાત્સ્યાયન આન્વીક્ષકીનો અર્થ ધર્મશાસ્ત્રના વાક્યોનુ પરીક્ષણ એવો કરી આન્વી-ક્ષકીનુ ક્ષેત્ર ટુકુ કરે છે

વિનયનો હેતુ ઇન્દ્રિયવિજય છે સર્વ ધર્મશાસ્ત્રનો એજ ઉદ્દેશ છે પણ અહી પણ ચાણક્યનુ •ડહાપણ આપણે જોઇએ છીએ ષડ્રિપુનો ત્યાગ કરવા, પરસ્ત્રી દ્રવ્ય અને હિસા વર્જવી, પણ સાથે કહે છે કે ધર્મ અને અર્થને વિરોધ ન આવે એવી રીતે કામ સેવવો ઇન્દ્રિયજયનો અર્થ એવો નથી કે દેહ કષ્ટ કર્યા કરવુ કૌટિલ્ય સ્પષ્ટ લખે છે કે **न हि नि सुख स्यात्** "પણ નિ સુખ ન થવુ" ધર્માર્થને બાધ ન આવવો જોઇએ એજ સુખોપભોગમા યાદ રાખવુ

તે વખતના ધર્મ વિષે થોડુ લખી આ વિષય પૂરો કરૂ. અનેક દેવોની પૂજા તો હતીજ મદિરો હતા જૈન અને બૌદ્ધ ધર્મ તે વખતે ચાલતો હતો એતો દરેક વિદ્યાર્થી જાણેજ છે કૌટિલ્યને કોઇ ધર્મ ઉપર દ્વેષ નથી તે ચાણ્ડાલો અને પાષણ્ડોને ગામ બહાર વસાવે છે એ ખરૂ, પણ પાષણ્ડને દૂર વસાવવાનુ કારણ તેમનો પોતાનો ધર્મ છે, તેમના તરફ દ્વેષ નથી કારણ કે રાજાએ ફરિયાદો સાભળવામા દેવતા, પાષણ્ડ, શ્રોત્રિય અને પશુપુણ્યસ્થાનની

ફરિયાદો પહેલી સાંભળવી એવો વિધિ છે ગામના લોકોએ દેવદ્રવ્ય સંભાળવું એમ પણ લખેલ છે અને કાયદામાં તપસ્વીની સાથેજ તીર્થંકર એટલે જૈન અને બૌદ્ધના આચાર્યો તરફ અનુગ્રહ રાખવો એવી સામાન્ય સૂચના છે એટલે કે પાખણ્ડીને પણ શ્રોત્રિય જેટલુંજ માન રાજ્યમાં મળતું આ તકરાર લાંબી કરવા માગતો નથી માત્ર મારો પોતાનો અભિપ્રાય ટાંકું છું કે ચાણક્યે પોતે જૈન કે બુદ્ધ ધર્મને નુકસાન કરવાનો પ્રયત્ન કરેલ છે એ વિચાર મને સંમત નથી દેવોની પૂજામાં એક વાક્ય ધ્યાન ખેંચે એવું છે **शास्ता हि वरुणो राजा मिथ्या व्याचरतां नृषु ॥** "અપકૃત્ય કરનાર પુરૂષો ઉપર વરૂણ રાજા શાસન ચલાવે છે" આ બતાવે છે કે વેદકાલના વિચારો હજુ પ્રચલિત હતા

હવે સમાજની સ્થિતિનો વિચાર કરીએ તે વખતના સમાજનું બની શકે તેટલું વિગતવાર ચિત્ર આપવા હું પ્રયત્ન કરીશ આમાં હું અર્થશાસ્ત્રમાં આપેલા કાયદાઓનો સંપૂર્ણ ઉપયોગ કરીશ કાયદામાં સમાજના વિચારો પૂરેપૂરા દેખાઇ આવે છે એમ એક વિદ્વાનનું કહેવું છે તે યથાર્થ છે તેમાં પણ કૌટિલ્યના લખાણ ઉપરથીજ સમજાય છે કે તે વખતનો સમાજ એવો નિ:સત્ત્વ નહોતો કે પોતાને પ્રતિકૂલ કાયદો નિભાવી લે એટલે સમાજ વિષયના વિચારોમાં કાયદા ઉપરથી અનુમાન કરવામાં હું કાંઇ ભય જોતો નથી

પ્રથમ એ કહેવાનું છે કે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રની ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા કૌટિલ્ય સ્વીકારે છે પણ તેમાં વૈશ્ય અને શૂદ્રના ધર્મમાં ઝાઝો ફરક નથી વૈશ્યના અધ્યયન, યજન દાન, કૃષિ અને પાશુપાલ્ય છે ત્યારે શૂદ્રના દ્વિજાતિની સેવા, વાર્તા, કારીગર અને ભવાઇના કામો છે વાર્તા એટલે કૃષિ, પશુપાલન અને વેપાર એટલે કે જોકે શૂદ્રને અધ્યયન અને યજનના ધાર્મિક હકો નથી પણ વૈશ્યને દરેક ધંધો કરવાનો હક છે કૌટિલ્ય ચાર આશ્રમના ધર્મો પણ ગણાવે છે આ પ્રમાણે વર્ણાશ્રમવ્યવસ્થા તેને ઇષ્ટ છે ખરી, પણ વસ્તુસ્થિતિ જૂદી માલુમ પડે છે તે આગળ જોઇશું

ગામ અને શહેરની સ્થિતિ જનપદનિવેશ અને દુર્ગનિવેશના પ્રકરણો ઉપરથી આપણે જાણી શકીએ છીએ કૌટિલ્ય કહે છે કે ગામમાં મુખ્યત્વે શૂદ્ર અને ખેડુતોની વસ્તી જોઇએ સોથી પાંચસે

કુટુબોનું ગામ વસાવવુ[૧] આગળ[૨], નવી ભૂમિ મળે તેમા ચાતુર્વર્ણ્યવાળી સારી કે હલકા વર્ણવાળી સારી એવો પ્રશ્ન કરી કૌટિલ્ય જવાબ આપે છે કે જેમ હલકા વર્ણની તેમ સારી, કારણ કે તેમા વસ્તી વધે છે અને તે સ્થાયી રહે છે કૌટિલ્યના કાળમા કરની સુગમતા માટે કર આપનારા અને નહિ આપનારાના ગામો જૂદા વસતા કૌટિલ્ય કરના પ્રકાર પ્રમાણે ગામના ચાર વર્ગો પાડે છે[૩] નકરી જમીન-વાળા, આયુધીય એટલે કરને બદલે લશ્કરી નોકરી કરનારા, દાણા ઢોર સોનુ કે કાચા પદાર્થથી કર આપનારા, કરને બદલે વેઠ અને ઘી દૂધ આપનારા આમા એક ગામનો માણસ બીજા ગામમા રહેવા જઇ શકતો નહિ.[૪] બ્રાહ્મણ પોતાને દાનમા મળેલી જમીન પોતાના જેવી જમીન ખાનારનેજ વેચી શકતો અને નકરી જમીનવાળો પણ નકરી જમીન વાળાનેજ વેચી શકતો

કૌટિલ્ય કહે છે કે ગામમા આરામ કે વિહારની શાલાઓ ન જોઇએ નટ નર્તક ભવાયા વિગેરેને બહુ વસવા ન દેવા, કારણ કે તેથી ખેતીને નુકસાન થાય છે[૫] ગામને માટે ચરો તથા જગલ તથા નવાણુ ખાસ રાખવા[૬] નવાણુ કોઇ રૈયતમાથી કરાવે તો તેને રાજ્ય તરફથી વસ્તુઓની તથા રસ્તાની મદદ આપવી પોતાના રાજ્યના ગીચ ભાગમાથી અથવા બીજા રાજ્યોમાથી વસ્તી લાવી વસાવવી બ્રાહ્મણો ઋત્વિગ્ આચાર્ય વિગેરેને નકરી જમીન જૂદી કહાડી આપવી ગામમા બાલ વૃદ્ધ વ્યાધિત અને વ્યસનીની રક્ષા રાજાએ કરવી, તેમજ અપ્રજાત અને પ્રજાત સ્ત્રીની પણ સગીરની મિલકત તથા દેવદ્રવ્યની સભાળ ગામે રાખવી જોઇએ પુત્ર દારા વિગેરેને માટે જોગવાઇ કર્યા વિના સન્યાસ લેનારનો દડ થતો

ગામની આતર વ્યવસ્થા સ્વતત્ર હોય એમ લાગે છે. દરેક ગામની હદ ગામને ફરતા લાકડાના ખૂટા નાખી ચોક્કસ કરેલી હતી[૭] ગામનાજ માણસો સિવાય કોઇપણ સઘ કે સમવાય ગામમા પેસી શકતો નહિ[૮] કોઈ વેપારી ગામમા આવે તો તેણે પોતાના માલની કિંમત ગામના મુખીને જણાવવી જોઇએ તેમ કર્યા પછી જો તેમાથી કાઇ ચોરાય તો તેની નુકસાની મુખીએ પૂરી કરી આપવી જોઈએ.[૯] આ ઉપરથી જણાય છે કે ગામની સજા વિગેરેની

૧ ૨,૧ ૨ ૭,૧૧ ૩ ૨,૩૫. ૪ ૩,૧૦ ૫. ૨, ૧.
૬ ૩, ૧૦, ૨,૨ ૭ ૩,૧૦ ૮ ૨,૧ ૯ ૪,૧૩.

ઉપજ પણ ગામમાજ રહેતી હશે અને ગામના ગુન્હા ચુકવવાની સત્તા ગામના મુખીને હશે આના દાખલા પણ મળે છે ખેતરો અને સીમાડા સબધી તકરારો ગામના ઘરડેરાઓ ચુકવતા[1] કૌટિલ્ય લખે છે કે ગામનો મુખી ચોર અથવા છીનાળવા સિવાય કોઇ બીજા માણસને ગામ બહાર કાઢી મૂકે તો તેનો તેમજ ગામની આખી વસ્તીનો દડ થાય વળી બીજી જગાએ લખે છે કે કોઇ માણસ કામ કરવા ગામમા આવે અને કામ ન કરે તો તેનો દડ ગામ પોતેજ રાખે[2] આ ઉપરથી એમ અનુમાન થાય છે કે ગામનો વહીવટ ગામનો મુખી કરતો હશે અને આતર વ્યવસ્થામા ગામ સ્વતત્ર હશે

ખેતી સબધી હકીકત અહીંજ લખવી યોગ્ય છે ખેતીનુ મુખ્ય સાધન જે પાણી તેને માટે રાજ્ય ખાસ કાળજી રાખતુ પાણીની નહેરો હતી અને તેમાથી અનેક રીતે પાણી પવાતુ પાણી હાથથી પવાય, ખભે વહીને પવાય, કોઇ યન્ત્રથી પવાય કે નદી કે તળાવમાથી ખેચીને પવાય તે પ્રમાણે તેનાપર જૂદો જૂદો પાણી-વેરો, **उदक भाग** લેવાતો[3] ઉદકભાગ પાચમાથી ત્રીજા ભાગ સુધી લેવાતો ઉપર ગણાવી તે રીતો ઉપરાત પવનથી પણ પાણી ખેચવાનુ તે વખતે જાણીતુ હતુ એમ લાગે છે[4] બધી જમીનનુ માપ રહેતુ અને તેનો કર નક્કી કરેલો હતો[5] જૂના નવાણોને સમરાવવા બદલ કર માફ કરવામા આવતો નવાણોને સારી સ્થિતિમા રાખવાને ખાસ સભાળ રખાતી અને પાણીની નહેરને કાણી કરવા માટે, તેને રોકવા માટે, તળાવને ખાલી કરી નાખવા માટે, ઊંચા તળાવનુ પાણી નીચામા વહેવરાવી દેવા માટે સખત સજા કરવામા આવતી ખેતીની ઉપયોગિતાને લીધે ખાસ એક સીતાધ્યક્ષ રાખવામા આવતો તે કૃષિશાસ્ત્રમા પ્રવીણ હતો અને દાણા ફળ ફૂલ શાક કન્દ મૂળ કપાસ વિગેરેના બીઆ ભેળા સઘરતો વરસાદ પ્રમાણે વાવણી કરાવવી તે પણ તેનુ કામ હતુ ત્રીજા ભાગનો વરસાદ પહેલા અને છેલ્લા માસમા પડે અને બાકીના બે ભાગનો વચલા બે માસમા પડે તે વરસાદ સર્વે પ્રકારે સારો ગણાતો આગોતરા પાછેતરા કે મધ્યમ વરસાદને અનુકૂળ શુ વાવવુ તે પણ કૌટિલ્યે જણાવેલ છે બહુજ અજાયબ જેવુ છે કે એટલા વહેલા કાલમા પણ વરસાદ મપાતો

---

1 ૩, ૯ 2 ૩, ૧૦ 3 ૨, ૨૪ 4 ૩, ૯ 5 ૨, ૩૫

હતો અને જૂદા જૂદા દેશના વાર્ષિક વરસાદનુ માપ કૌટિલ્યે આપેલ છે બીઆ કેવી રીતે વાવવા તે પણ તે જણાવે છે તેના કાલમા શાળ, વરી, કોદરા, તલ, મગ, અડદ, કસુબી, મસુર, કળથી, જવ, ઘઉં, વટાણા, અળસી, સર્સવ વિગેરે બધા ધાન્યો વવાતા શાળ ઊગે તે સૌથી શ્રેષ્ઠ, શાક ઊગે તે મધ્યમ અને શેરડી ઊગે તે જમીનને કૌટિલ્ય કનિષ્ઠ કહે છે કામ કરનારા માણસોને પોતાના કામ પ્રમાણે અનાજ મળવાની વ્યવસ્થા હતી, અને શ્રોત્રિય અને તપસ્વીઓને પુષ્પ અને વરી મળતા અને ઉઞ્છવૃત્તિવાળાઓ ખળામા બાકી રહેલા દાણા લેતા કૌટિલ્ય કહે છે કે "સમયપ્રમાણે પાક થતો જાય તેમ તેમ તે લેતા જવો ખેતરમા પરાળ પણ પડયુ રહેવા દેવુ નહિ લણેલા ધાનના ઊંચા ઢગલા-ઓઘા કરવા અને તે નજીક નજીક ન કરવા ખળા એક સાથે કરવા અને તેમા કામ કરનારાઓએ પાણી રાખવુ અને અગ્નિ વિના રહેવુ

ખેતીની જમીન ખેડુતને પોતાના આયુષ્ય સુધીને માટે અપાતી કોઇ ખેડે નહિ તો તેની જમીન બીજાને આપવી કર સબધી માફી કે રાહત તિજોરીને ફાયદો થાય તેવી રીતે આપવા નવી જમીન ખેડાણમા લે તેનો કર માફ કરવો[1] અને એવી રીતે કર માફ થયેલા ખેડુતો તરફ પછી પણ મીઠી નજર રાખવી[2]

ઢોરને માટે પણ કૌટિલ્ય કાળજી બતાવે છે બધા ઢોરોની સખ્યા રાજ્યમા રહેતી ખેતીને સર્પનો વણો ભો હતો એમ કૌટિલ્ય લખે છે, એટલે સર્પથી ઢોર બહુ મરતા હશે એમ લાગે છે અને હાલ પણ બગાળા તરફ સર્પનો ઘણો ભો છે તે આપણે જાણીએ છીએ ઢોરને માટે ખાસ એક અમલદાર ગોધ્યક્ષની નીમણુક થતી દૂધ દહોવા સબધી કૌટિલ્ય કહે છે કે વર્ષા, શરદ્ અને હેમન્ત કાલમા ઢોર બે વાર અને શિશિર, વસન્ત અને ગ્રીષ્મકાલમા એક-વાર દહોવા. આ નિયમનો ભગ કરનારને અગુષ્ઠચ્છેદની શિક્ષા થતી[3]

કૌટિલ્યના કાળમા પણ વેઠનો રિવાજ હતો પણ આ વેઠ દરેકને માથે હોય એમ જણાતુ નથી કરને બદલે વેઠ લેવાતી. આગળ જૂદા જૂદા ગામોના જે વર્ગો ગણાવ્યા તેથી એમજ જણાય છે કે કરને બદલે વેઠ આપનારા ગામોજ જૂદા વસતા હતા. વેઠને

---

૧. ૭,૯. ૨. ૨,૧. ૩. ૨,૨૯.

લીધે રૈયતને રંજાડ ન થાય માટે સાવચેત રહેવા કૌટિલ્ય કહે છે" "દણ્ડ, વેઠ, કરથી કૃષિને બાધ થતો અટકાવવો"

દુર્ગનિવેશના[1] અધ્યાયમાથી શહેરોની બાધણી વિષે આપણને ખ્યાલ આવી શકશે કૌટિલ્ય લખે છે કે શહેરમા ત્રણ ઉત્તર-દક્ષિણ અને ત્રણ પૂર્વ-પશ્ચિમ એમ છ રાજમાર્ગો કરવા અને એવી રીતે દુર્ગમા ૧૨ દરવાજા કરવા વસ્તીની વચ્ચોવચ્ચ જરા ઉત્તર તરફ મજબુત જગાપર રાજમહેલ કરવો રાજમહેલની પૂર્વોત્તરે આચાર્ય, પુરોહિત અને મન્ત્રિઓ સાથે રહે પૂર્વ-દક્ષિણે રસોડુ, હસ્તિશાળા અને કોઠાર આવે પૂર્વ દિશાએ ગન્ધ માલ્ય ધાન્ય અને રસ વેચનારા અને હોશીઆર કારીગરો રહે, દક્ષિણ દિશાએ નગર ધાન્ય વ્યાવહારિક કાર્માન્તિક અને લશ્કર ખાતાના અધિકારીઓ અને તેની સાથે રાધેલુ અનાજ સુરા માસ વેચનારા તથા વેશ્યાઓ રહે પશ્ચિમ-દક્ષિણે ગધેડા અને ઊંટના તબેલા તથા પશ્ચિમ-ઉત્તરે વાહન અને રથની શાળાઓ રાખવી પશ્ચિમ તરફ ઊન સૂતર વાસની ચીજો ચામડુ કવચ શસ્ત્રના કારીગરો તથા શદ્રો રહે ઉત્તર-પશ્ચિમે બજાર તથા દવાખાનુ, ઉત્તર-પૂર્વે તિજોરી તથા ગાય ઘોડા રાખવાની જગા અને ઉત્તરે નગરરાજ દેવતા લુહારો મણિકારો અને બ્રાહ્મણો રહે ખૂણાઓમા જૂદી જૂદી શ્રેણીઓ રહે મધ્યમા અપરાજિત, અપ્રતિહત જયન્તી, શિવ વગેરેના દહેરા અને શ્રીમદિરાગૃહ પણ ત્યાજ રખાતુ એ પ્રમાણે નગરની રચના હતી રથમાર્ગો રાજમાર્ગો ૨૪ ફૂટ પહોળા, લશ્કરની છાવણીના માર્ગો, સ્મશાન માર્ગ ૪૮ ફૂટ પહોળા, બગીચા અને સીમમા જવાના માર્ગો ૨૪ ફૂટ પહોળા, હસ્તિ અરણ્યમા જવાના ૧૨ અને ગાડીના માર્ગો ૭ાા ફૂટ પહોળા જોઇએ એમ કૌટિલ્ય ઠરાવે છે ગાડીનો માર્ગ આટલો સાકડો છે તે એમ બતાવે છે કે તે વખતે ગાડીઓ ઘણી સાકડી હશે હાલ પણ ઉત્તર હિંદની ગાડીઓ (ટમટમીયા) સાકડી હોય છે. સ્મશાન વાટ ઉત્તર અથવા પૂર્વ તરફનો રખાતો અને ઉત્તમ વર્ણોનો દક્ષિણ તરફ, તે પ્રમાણે ન કરે તેનો દડ થતો પાષણ્ડો અને ચાણ્ડાલોને સ્મશાનાન્તે વસાવવાનુ હતુ મજૂરોને પોતપોતાના ધધાને અનુકૂળ જૂદા જૂદા વસાવવાના હતા દરેક દસ ઘરે એક કુવો રખાતો[2]

---

૧ ૨,૩, ૨ ૨,૩

તે વખતના ઘરોની પણ આપણને કાઇક માહીતી મળી શકે તેમ છે બે ઘર વચ્ચે થોડી પણ જગા ગખવાનો નિયમ હતો એટલે ઘરોની સળગ હાર નહિ થતી હોય એમ લાગે છે ઘરના છાપરા પણ છેટા અથવા તેના છજા એક પર બીજુ આવે એમ રખાતા વચમા રાજમાર્ગ ન હોય તો ઘરમા સામસામા બારી બારણા રાખવાની મનાઇ હતી દરેક ઘરમા પાણી જવાની ખાળ તથા ઉકરડો અને ઉદપાન (પાણીની કુડી અથવા હવાડો) રાખવાની ફરજ હતી અગ્નિ રાખવાનુ સ્થાન તથા ઘટી અને ખાણીઓ રાખવાની 'જગા ઘરથી અલગ રખાતી અને તેમ ન કરે તેને સજા થતી ખાળમા પાણી ભરાઇને બીજાના હકને નુકશાન થાય તો તેને દણ્ડ થતો અને તે પાણી ગદવાડનુ હોય તો બમણી સજા થતી[૧]

શહેર સુખાકારી માટે નગરાધ્યક્ષ રાખવામા આવતો શહેરમા આગની સાવચેતીને માટે ઘણા નિયમો હતા તેથી લાગે છે કે તે વખતે આગનો ભો ઘણો હશે ઉપર જોઇ ગયા છીએ કે દર દસ ઘરે એક કુવો રખાતોજ તે ઉપરાત મોટા રાજમાર્ગો ઉપર, ચાર રસ્તાઓ ભેગા થાય ત્યા અને રાજગૃહ પાસે પાણીના વાસણો ભર્યા રખાતા એટલુજ નહિ પણ આગ વખતે કામ આવે તેવી દશ ચીજો—પાણી ભરેલા વાસણો, ભીંત તોડી નાખવાનો અકુશ, ખરપડી વિગેરે દરેક વરબારીએ રાખવાની ફરજ હતી ઉનાળામા બપોરના વખતે ઘરમા અગ્નિ સળગાવવાની મના હતી આ બધા નિયમો ઉપરથી એવુ અનુમાન થાય છે કે તે વખતના ઘરોમા લાકડકામ વિશેષ હશે ઈંટો બનાવતા લોકોને આવડતી તો હતી કારણ કે તિજોરીનુ મકાન બનાવવામા પાકી ઈંટો વાપરવાને કૌટિલ્ય કહે છે શહેરની સ્વચ્છતા પણ બહુ કાળજીપૂર્વક જળવાતી રસ્તામા ધૂળ પાણી કચરો નાખનારને તથા ગદકી કરનારને સજા થતી ઢોરના મડદા શહેરમા નાખવાની મના હતી સ્મશાનવાટ સિવાય બીજે રસ્તેથી કે બાજે દરવાજેથી પ્રેતને લઇ જવાને માટે તેમજ સ્મશાનની જગા બહાર પ્રેતદાહ કરવાને માટે પણ સજા થતી રાતમા લોકોને અમુક વખત પછી અમુક વખત સુધી બહાર નીકળવાની મનાઈ હતી. તે વખત જણાવવાને તુરી વગાડવામા આવતી પહેલી તુરી વાગે તે વખતે દરેક ઘરધણીએ પોતાને ઘેર

---

૧, ૩, ૮

હાજર થઇ જવુ જોઇએ તે પછી બહાર ફરવુ હોય તો હાથમા દીવો રાખવાની ફરજ હતી અને રાજાની પરવાનગી બતાવવા તેની મહોર છાપની જરૂર હતી માત્ર પ્રેતદાહ, માંદાની દવા, સુવાવડ, નાગરકને મળવાનો પ્રસગ, આગ ઓલાવવા જવુ હોય કે ભયની તુરી વાગી હોય તેનુ કારણ જાણવા જવુ હોય એટલાજ પ્રસગોનો અપવાદ કરેલો હતો કોઇ કોઇ ખાસ ઉત્સવને લીધે રાત્રે ફરવાની સામાન્ય છૂટ હતી[1]

રાત્રે ફરવામા આટલી સખ્તાઇ રાખવાનુ કારણ પરદેશીઓની બીક હશે ચાર સસ્થા વિષે વાચતા આપણે જોઇએ છીએ કે તે વખતે વૈદેહક એટલે પરદેશી વેપારી અને બાવાઓના વેષે મુખ્યત્વે કરીને ચારો રહેતા આટલા માટે નગરમા આવતા પરદેશીઓ ઉપર સખ્ત જાપતો રખાતો હતો મદિરોમા કોઇ તાપસ કે વેદજ્ઞ બ્રાહ્મણ આવે તોપણ તે ઓળખીતો હોય તો તેને વસવા દેવામા આવતો કારીગરો અને વેપારીઓને બીજા પોતાના ઓળખાણના માણસો વસાવવાની છૂટ હતી પણ તે પોતાની જવાબદારીએ જ ઘરના માલીકે પોતાને ત્યા નવા માણસો આવે તેની રાજમા ખબર આપવાની હતી અને એવી રીતે ખબર ન આપે તો તે રાત્રે જે ચોરી થાય તેને માટે તેઓ જવાબદાર હતા અને ચોરી ન થાય તોપણ તેમનો દડ થતો ગુપ્તચરોએ ખડીઓર વિગેરે જગાઓમા કોઇ શકદાર માણસો સતાતા હોય તો તેની ખબર રાખવાની હતી રાત્રે તુરીઘોષ પછી જે રાજમહેલ પાસે ફરતો જણાય તેનો દડ કરવામા આવતો[1] આ બધી હકીકત ઉપરથી જણાય છે કે રાજાએ ગુપ્ત વેષધારીઓ અને પરદેશીથી સાવચેતી રાખવી પડતી હશે કદાચ એમ પણ હોય કે ચન્દ્રગુપ્તનુ રાજ્ય હજુ નવુજ શરૂ થયુ હોય તે અરસામા અર્થશાસ્ત્ર લખાયુ હોય અને તેથી રાજાના જીવની વધારે સભાળ રાખવી પડતી હોય પણ આ બધા અનુમાનો ઉપરાત એ પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે કૌટિલ્ય સ્વભાવથીજ બહુ બાહોશ અને ઝીણામા ઝીણી વાતની ખબર રાખનારો માણસ હતો અને તેથી જેટલી જેટલી રીતે રાજાને નુકસાન થઇ શકે એમ તેની સૂક્ષ્મબુદ્ધિને લાગ્યુ તેટલી બધી રીતોથી સભાળ લેવાની તેણે અર્થશાસ્ત્રમા સૂચના કરેલ છે

---

૧, ૨, ૩૬

તેમ છતાં પરદેશીઓના સામાન્ય હકને રાજમાં કશો વાંધો હતોજ નહિ એટલુજ નહિ પણ બીજા રાજ્યોમાં ન હોય એટલી પરદેશીની સંભાળ રખાતી કૌટિલ્ય વેપાર સબંધી લખતાં કહે છે કે ખાસ કરીને પરદેશીઓને વેપાર અર્થે પોતાના દેશમાં આવવા આકર્ષવા[1] પરદેશીઓની તેમના નામથી મશ્કરી કરવા માટે પણ સજા હતી[2] કોઈ પરદેશી મરી જાય તો તેની મિલકત પણ તેના સગાને રાજ્ય તરફથી પહોંચતી કરવામાં આવતી

મે વેપાર સબંધી કહેલ છે કે વેપારને ઉત્તેજન આપવા રાજ્ય ખાસ ચીવટ રાખતું તેને માટે એક અધ્યક્ષ રખાતો હતો[1] આપણે ગયા યુદ્ધ દરમીઆન જેમ વેપાર ઉપર સરકાર તરફથી નિયમન (control) રહેતું તે પ્રકારની વ્યવસ્થા તે વેપારમાં રાખતો કૌટિલ્યના વખતમાં વેપારી સંઘો–શ્રેણીઓનું વણું બળ હતું એમ જણાય છે અને માટેજ વિશેષ સંભાળની આવશ્યકતા હતી વેપારીઓ ભેગા થઈ અમુક માલની કિંમત વધારી દે અથવા કારીગરોની રોજી ઘટાડી દે તો તેમને ભારે દંડ થતો[3] અમુક જગાએ કોઈ માલ વધી ગયો હોય તો બીજી જગાએ તેનું વેચાણ બંધ કરી બજારમાં માગણી અને છતનું પ્રમાણ નિયમિત કરાતું એક જાતનો માલ એકજ જગાએ ભેગો કરી વેચવાનો ધારો હતો તેમ ન કરનારને દંડ થતો વેપારનો અધ્યક્ષ ખરાબ માલનું વેચાણ બંધ કરાવતો તે વખતે વેપારની ચીજો હાલ આપણે જાણીએ છીએ તે બધી હતી જેવી કે ખાણ અને જંગલની પેદાશ હાથીદાંત, અનાજ, માંસ, ફૂલ વિગેરે વેપાર જલમાર્ગ તેમજ સ્થલમાર્ગે પણ થતો કૌટિલ્યના વખતમાં દક્ષિણ હિંદ તરફનો વપાર વધતો જતો હશે એમ લાગે છે કારણ કે અર્થશાસ્ત્રમાં "સ્થલમાર્ગોમાં હિમાલય તરફનો વધારે સારો" એવા આચાર્યના મતનો ઉલ્લેખ કરી કૌટિલ્ય તેનો નિષેધ કરી કહે છે કે માર્ગ દક્ષિણ તરફનો વધારે સારો, કારણ કે ધાબળા, ચામડાં, ઘોડા, શંખ, હીરા, માણેક, મોતી અને સોના સિવાય બધી ચીજો દક્ષિણમાં પુષ્કળ મળે છે[4] જંગમ વસ્તુઓના વેચાણમાં એક વિચિત્ર રિવાજ નજરે પડે છે વેચાણ કર્યા પછી પણ તે રદ કરવાનો હક રહેતો હતો આ હક અખત્યાર કરવાને જૂદી જૂદી ચીજો માટે જૂદી જૂદી અવધિઓ હતી આ રીતે

---

૧ ૨, ૧૬ ૨ ૩, ૧૮ ૩ ૪, ૨ ૪ ૭, ૧૨

વેપારીએ એક, ખેડુતે ત્રણ, ગોવાળે પાચ, ઝવેરીએ સાત રાતમા, ઢોરના વેચાણમા ત્રણ પખવાડીઆમા, અને માણસ (ગુલામ) ના વેચાણમા એક વરસમા આ હક અખત્યાર કરી લેવો જોઇએ એવો કાયદો હતો[1] સ્થાવર મિલકત વેચવા સબધી વેચાણની જૂદીજ રીત હતી પ્રથમ ખાનગી રીતે સ્થાવર મિલકતના વેચાણ સંબધી સાટુ થતુ હશે પણ તે પછી બધા વેપારીઓને ભેગા કરી હરરાજીની માફક તે કિમત ત્રણ વખત બોલી સભળાવવાનો રિવાજ હતો જો કોઇ પહેલાની કિમતથી વધારે કહે તો તે મિલકત વધનારને મળે કિંમતનો વધારો રાજમા જતો[2] આમા આપણે અગ્રક્રયાધિકારનુ બીજ જોઇએ છીએ પણ્યાધ્યક્ષે રાજ્યનો માલ પણ વેચાવવાનો હતો ખાણ, અરણ્ય વિગેરેની પેદાશ રાજ્યની હતી તેમજ ખેડુતો રાજભાગમા ધાન્ય પણ આપતા હતા તે માલ ખપાવવાનો ઉપર ઉલ્લેખ હશે એમ લાગે છે રાજ્ય વેપાર કરતુ હશે એમ લાગતું નથી

ઉપર કહેલ છે કે કૌટિલ્યના વખતમા વેપારની શ્રેણીઓનુ બહુ જોર હતુ આ શ્રેણીઓ માત્ર વેપારનાજ નહિ પણ સમાજના બધારણના દૃષ્ટિબિન્દુએ પણ બહુ અગત્યની છે શરૂઆતમા જણાવેલ છે કે કૌટિલ્યને વર્ણવ્યવસ્થા ઇષ્ટ છે પણ સમગ્ર સ્થિતિનુ અવલોકન કરતા સમજાય છે કે વર્ણવ્યવસ્થા ધધાની બાબતમા શિથિલ હતી લડવાનો ધધો બ્રાહ્મણ અને વૈશ્યો પણ કરતા હતા[3] વર્ણથી સ્વતન્ત્રજ આ વખતે શ્રેણીની વ્યવસ્થા અસ્તિત્વમા આવતી હતી આ શ્રેણીઓ તે હાલની નાતોનુ મૂળ છે એવી કલ્પના છે અને કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર એ મતને સબળ ટેકો આપે છે એમ મારૂ માનવુ છે શ્રેણીઓ બે પ્રકારની હતી કોઇ વાર્તા એટલે ધધો વેપાર કરીને રહેનારી અને કેટલીએક શસ્ત્રોપજીવી તેમા કામ્બોજ સુરાષ્ટ્ર અને ક્ષત્રિયની શ્રેણીઓની ગણુના વાર્તા અને શાસ્ત્ર ઉપર નભનારીમા કરી છે અને લિચ્છવી વૃજિક મલ્લક મદ્રક કુકુર કુરુ પાચાલ એ રાજશબ્દોપજીવી એટલે રાજ ભોગવનારી અથવા રાજચિન્હ ધારણ કરનારી શ્રેણીઓ છે વેપારમા આ શ્રેણીઓનુ ઘણુ જોર હતુ તે આપણે ઉપર જોઇ ગયા છીએ તે સિવાય કાયદામા પણ તેને ખાસ અનુગ્રહ બતાવેલ છે અમુક વખતમા કામ કરી આપવાનો કરાર શ્રેણી સાથે કર્યો હોય તો તે વખત પછી પણ

૧ ૩,૧૫. ૨, ૩,૯ ૩. ૯, ૨

શ્રેણીને સાત દિવસ વધારે મળતા[૧] રાજ્યને શ્રેણીઓથી ચેતતા રહેવુ પડતું ચાણક્ય એક જગાએ પ્રશ્ન કરે છે કે સામાન્ય છૂટા માણસો રહેતા હોય તે દેશ સારો કે શ્રેણીવાળો સારો? અને જવાબ આપે છે કે શ્રેણીવાળો નહિ સારો,[૨] કારણ કે તેઓ આપત્તિ સહન કરતા નથી અને તુરત કોપે છે પૈસા ખૂટે ત્યારે કર્ષન વમન વિગેરે પ્રયોગ કરનારા કૌટિલ્યને શ્રેણીઓ નમતુ આપતી નહિ હોય એમ લાગે છે માટે જ તે ગામડામા બહારની શ્રેણીઓને પેસવા દેવાની મનાઇ કરે છે અને છતા શ્રેણીઓની જોડે સારાસારી રાખવાની ભલામણ કરે છે લશ્કર, મિત્ર અને પૈસાના લાભ કરતા શ્રેણીની મૈત્રીનો લાભ વધારે સારો તે ગણે છે

શ્રેણીઓમાથી હાલની નાતો નીકળી એના ઘણા પુરાવા છે. શ્રેણી માત્ર વેપાર પૂરતી જ ઐક્ય રાખતી હતી એમ નથી પણ ખાનગી જીવનમા પણ તેઓ એક સબધ રાખતી એકજ શ્રેણીના માણસો ભેગા રહેતા અને તેમને ભેગા રહેવાની સગવડ કરી આપવાની રાજ્ય પોતાની ફરજ સમજતુ શ્રેણીની આતર વ્યવસ્થા-ના કાયદા જૂદા હતા એમ લાગે છે હિસાબી ખાતાના અધ્યક્ષે શ્રેણીઓના કાયદા લખી રાખવાના હતા[૩] શ્રેણીઓ પાસે મજમુ દ્રવ્ય પણ રહેતું હતુ તે સારા માણસને ત્યા અનામત રહેતું અને વિપત્તિમા શ્રેણીના માણસો તેનો ઉપયોગ કરી શકતા[૪] શ્રેણીનો કોઇ માણસ પોતાનુ કામ ન કરે તો પ્રથમ તેને ઠપકો આપી ખુટતા કામ પેટે બીજુ કાઇ કામ કરાવી લેવુ પણ બીજી વાર ગુન્હો કરે તો તેનો દડ કરી તેને શ્રેણી બહાર કાઢી મૂકવો[૫] એમ કૌટિલ્ય લખે છે વળી શ્રેણીમા અદર અદર રોટી અને બેટી વ્યવહાર ચાલતો હશે એમ લાગે છે કોઇ શ્રેણી મજબુત હોય અને વિરૂદ્ધ પક્ષમા હોય તો તેમા ફાટફુટ કેવી રીતે કરાવવી તે વિષે ચાણક્ય કેટલીએક યુક્તિઓ બતાવે છે[૬] તે ઉપરથી આ બાબત સ્પષ્ટ દેખાય છે તે કહે છે કે તેમના મનમા આડુ અવળુ ભરાવવુ, રમતમા કકાસ કરાવવો, દાવા ઊભા કરવા અને પછી ઉમેરે છે કે હલકા કુલનાને ફૂલાવવા કે તેઓ ઊંચા કુળના છે, ઊંચાઓનો હીન સાથેનો ભાણા-વ્યવહાર અને લગ્નવ્યવહાર બધ કરાવવો, અથવા હીનોને ઊચા સાથે ભાણા અને લગ્નના વ્યવહારમા જોડવા, અથવા ઊંચા કુલથી અથવા

૧. ૩, ૧૪ ૨ ૭, ૧૧. ૩ ૨, ૭. ૪, ૪, ૧ ૫ ૩, ૧૪. ૬, ૧૧, ૯

શૌર્યથી જેમને જે જે સ્થાનો મળ્યા હોય તે તે સ્થાનો ઊંધા અવળા કરી નાખવા અને એવી રીતે ફાટફૂટ કરી રાજાએ નબળાનો પક્ષ લઇ કલહ કરાવી શ્રેણી તોડાવવી[1] આવી રીતે એકત્ર નિવાસ, એક ધંધો, મજમુ દ્રવ્ય, સ્વતંત્ર આંતર વ્યવસ્થા, શ્રેણી બહાર કાઢી મૂકવાની સજા, ભાણાવ્યવહાર, લગ્નવ્યવહાર, અને લગ્ન તથા ભાણાવ્યવહારમા ઉલટો ક્રમ દાખલ કરાવી શ્રેણી તોડવાની રીત એ સર્વે હાલની નાતની સસ્થાઓના ચિહ્નો છે અલબત્ત હજુ તે વખતે હાલની નાતના જેવા મજબૂત બધારણો નહિ થઇ ગયા હોય પણ હાલની નાતની શરૂઆત આપણે શ્રેણીમા જોઇએ છીએ[2]

જો આ અનુમાન ખરૂ હોય તો સિદ્ધ થાય છે કે હાલની જ્ઞાતિવ્યવસ્થાનુ મૂળ વર્ણાશ્રમ નથી, પણ વેપારની સગવડ છે અને વર્ણવ્યવસ્થા ધંધાની બાબતમા ચાણક્યના કાલમા પણ શિથિલ હતી અહીં એ લખવાની જરૂર છે કે ચાણક્ય જ્ઞાતિ શબ્દ ઘણી જગાએ વાપરે છે પણ તે સગાના અર્થમા વાપરે છે

દરેક સમાજમા સામાજિક ધર્મબુદ્ધિ કેટલી છે તે ઉપર તે સમાજની પ્રગતિ આંકી શકાય છે આ દૃષ્ટિથી જોતા કૌટિલ્યના પ્રસગે સામાજિક કર્તવ્યબુદ્ધિ ઊંચા પ્રકારની લાગે છે આપણે જોઈ ગયા કે કૌટિલ્યના સમયમા આગનો ઘણો ભો હતો આગના સમયમા દરેક માણસની આગ ઓલવવા જવાની ફરજ હતી[3] તેજ પ્રમાણે રેલમાથી ડૂબતા માણસોને બચાવવાની દરેક ગામના માણસની ફરજ હતી અને તે ફરજ ચૂકે તેને દડ થતો વાઘથી પણ બચાવવાની ફરજ હતી[4] સર્વના હિતની વાત જો કોઇ એક માણસ કહેતો હોય તો બધાએ તે પ્રમાણે કરવાની ફરજ હતી[5] તેવીજ રીતે સર્વના ઉપયોગનુ મકાન કરવામા પોતાના ભાગ પ્રમાણે કરવાની પણ દરેકની ફરજ હતી[6] દેશના હિતને માટે અથવા જાહેર રસ્તા ઉપર ઉપયોગી મકાન કરાવે અથવા ગામની શોભા અથવા રક્ષા માટે જેઓ ભેગા થઈ કઇ કામ કરે તેમનુ રાજાએ પ્રિય કરવુ એમ કૌટિલ્ય કહે છે રસ્તે જનારા માણસો નગરમા કે નગરની બહાર કોઇ ઘાયલ થએલને, પ્રાણનાશક હથિયારવાળાને, અતિભાર

---

1 ૧૧, ૧, 2 બગાળામા બ્રાહ્મણની મુખ્ય નાતોને શ્રેણી કહે છે એ પણ એક વધુ પુરાવો છે

3 ૨, ૩૬ 4 ૪, ૩ 5 ૩, ૧૦ 6 ૩, ૮

ઉપાડી લઈ જનારને, છાના ચાલનારને, ઘેનમા પડેલાને જુવે તો તેમને પકડી લે એવો ધારો હતો[૧] નજીકમા કોઇ માણસ આપત્તિમા પડેલ હોય અને તેને મદદ ન કરે તેને સજા થતી[૨] આ બધા કાયદાઓ એવા છે કે સમાજનો મોટો ભાગ મુખ્યત્વે આવા વિચારનો ન હોય તો તુરત નિષ્ફળ જાય અને ચાણક્યે આને કાયદામા રાખેલ છે એ એમ બતાવે છે કે તે વખતના સમાજમા સામાજિક કર્તવ્યબુદ્ધિ સામાન્ય રીતે ઉત્તમ પ્રકારની હશે

સામાન્ય સમાજ સબધી આટલી બાબતોમા આપણે ઉચ્ચ સસ્કૃતિના ચિહ્ન જોઈએ છીએ ત્યારે બીજુ બાજુ કેટલીએક બાબતમા આપણે દોષ પણ જોઇએ છીએ કૌટિલ્યના વખતમા પણ અત્યજો તરફનો અન્યાય શરૂ થઇ ગયો હતો ગામ વસવામા ચાણ્ડાલોને દૂર રાખવા એવો કૌટિલ્યનો નિયમ આપણે જોઈ ગયા બીજી એક જગાએ૩ કૌટિલ્ય બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રનો ઉલ્લેખ કર્યા પછી અન્તાવસાયીનો ઉલ્લેખ કરે છે જે એમ બતાવે છે કે અત્યજોને તે ચાતુર્વર્ણ્યની બહાર ગણતો હતો આવીજ રીતે કૌટિલ્યના સમયમા સૂક્ષ્મ અવલોકન કરતા બીજા એક દોષની શરૂઆત થએલી આપણે જોઈ શકીએ છીએ દરેક સમાજ સ્રીઓને કેટલુ માન આપે છે તે ઉપરથી તેની સસ્કારિતાનુ માપ થઇ શકે છે આ રીતે જોતા આપણે એક બાજુ સ્રીઓનુ સમાજમા વણુ માન હુતુ એમ જોઇએ છીએ, અને બીજી બાજુ તેની સ્વતત્રતા તરફ સમાજને કઇક ઇર્ષ્યા શરૂ થઈ હોય એમ પણ જોઈએ છીએ.

સ્રીની સ્થિતિનો પ્રશ્ન હમેશા લગ્નસસ્થા સાથે નિકટ સબધ ધરાવે છે એને એ સિવાય પણ તે સમયની લગ્નસસ્થાઓ આપણે જાણવી જોઈએ માટે સ્રીઓની સામાજિક સ્થિતિનો પ્રશ્ન લગ્નની હકીકતથી શરૂ કરીશુ. કૌટિલ્યે ૧૨મે વર્ષે સ્રીને અને ૧૬મે વર્ષે પુરૂષને વ્યવહારપ્રાપ્ત ગણેલ છે અને વ્યવહારમા પ્રથમ સ્થાન વિવાહને તે આપે છે તે વખતથીજ વિવાહિત સ્રી પુરૂષને પરસ્પર શુશ્રૂષાનો[૪] હક્ક પ્રાપ્ત થાય છે[૫] જૂના કાલથી ચાલતા આવેલા આઠ પ્રકારના વિવાહો કૌટિલ્ય સ્વીકારે છે તેમા પહેલા ચાર

---

૧ ૨, ૩૬ ૨ ૩, ૨૦. ૩ ૩, ૧૮

૪ લગ્નના હક પુરા કરવાના અર્થમા આ શબ્દ વપરાયેલ છે ૫ ૩, ૩

બ્રાહ્મ પ્રાજાપત્ય આર્ષ દૈવને તે ધર્મ્ય વિવાહ ગણે છે અને બાકીના ગાન્ધર્વ આસુર રાક્ષસ પૈશાચને અધર્મ્ય ગણે છે આ છેલ્લા ચાર અનાર્યોના વિવાહો હશે, પણ તેમા કૌટિલ્યના વખતમા કાયદાનું તત્ત્વ એટલુ દાખલ થયેલુ હતુ કે તેમા પણ માબાપ અથવા તેમાથી જે જીવતુ હોય તેની કે પછી છેવટ કન્યાની પોતાની સમ્મતિ હોય તો તે કાયદેસર લગ્ન ગણવુ કૌટિલ્ય કહે છે કે પક્ષકારો ખુશી હોય તો કાયદાનો પ્રતિષેધ નથી[1] એટલે કૌટિલ્યના વખતમા વિવાહ એક બાજુ ધર્મસસ્કાર ગણાતો હતો અને બીજી બાજુ હાલ પશ્ચિમમા ગણાય છે તેમ વ્યવહાર–કરાર પણ ગણાતો હતો તે એટલે સુધી કે વેચાણના વ્યવહારો રદ કરવાના પ્રકરણમા વિવાહ રદ કરવાનો કાયદો પણ સાથે સાથે લખેલો છે[2] ખરી રીતે આ આર્ય અને અનાર્ય વિવાહના રિવાજોનો વિકાસ જૂદી જૂદી દિશાઓમા થએલો નજરે પડે છે આર્ય વિવાહમા સ્ત્રીધન ઉપર સ્ત્રીને ઘણો ઓછો હક છે પતિ સ્ત્રી ધનનો ઉપયોગ કરી શકે છે પણ ગાન્ધર્વ અને આસુર વિવાહમા જો ઉપયોગ કર્યો હોય તો વ્યાજ સાથે પાછુ આપવુ પડે અને રાક્ષસ અને પૈશાચમા એવો ઉપયોગ ચોરી બરાબર ગણાય છે સામાન્ય રીતે સ્ત્રીધન નક્કી કરવામા આવતુ પણ તેજ વખતે અપાતુ નહિ પતિના મરણ પછી તે સ્ત્રીને મળતુ પતિના મરણ પછી જો સ્ત્રી ધર્મકામ રહી પતિનુ ઘરજ સેવે તો તેજ વખતે તેને પતિ તરફથી મળેલ ધન તથા સ્ત્રી-ધન બધુ મળતુ પણ જો તેમ ન કરવુ હોય તો નિવેશ[3] કાલે તેને સ્ત્રીધન મળે પણ જો પુત્રવતી હોય તો સ્ત્રીધન પણ ન મળે. અને સ્ત્રીધન દિકરાઓને જાય ધર્મકામ રહે તોપણ સ્ત્રી પોતાના આયુષ્ય સુધી સ્ત્રીધન ભોગવી શકે તે પછી દાયાદોને જાય ધર્મકામ રહે તોજ પતિનો ભાગ ભોગવી શકે નહિતો કોઇ પ્રસગે પતિનો ભાગ નજ મળે

આર્ય અને અનાર્ય વિવાહોના રિવાજોનો બીજો તફાવત મોક્ષના વિષયમા આપણે જોઈએ છીએ ધર્મ્ય વિવાહોમા મોક્ષ એટલે છેડાછૂટકો મળી શકતો નહિ પણ બીજા ચાર વિવાહોમા મળી શકતો કૌટિલ્ય કહે છે કે સ્ત્રીને પુરૂષ ન ગમતો હોય કે પુરૂષને સ્ત્રી ન ગમતી હોય તો એટલાજ ઉપરથી મોક્ષ અપાય

---

૧ ૩,૨. ૨, ૩,૧૫ ૩ પુનર્વિવાહ કરવો તે, ૪, ૩,૨

નહિ, પરસ્પર દ્વેષ હોય તોજ મોક્ષ અપાય, પણ આગળ વધારે છે કે સ્ત્રી તરફના ભયથી પુરૂષને મોક્ષ જોઇતો હોય તો તેને વિવાહ વખતે જે આપેલ હોય તે આપીને મોક્ષ લેવો જોઇએ પણ સ્ત્રીને એવા કારણથી મોક્ષ જોઇતો હોય તો તેને સ્ત્રીધન ન મળે[1]

આવોજ એક વિશેષ તફાવત આગળ કહ્યું તેમ લગ્ન રદ કરવા સબંધમા છે પહેલા ત્રણ ઊંચા વર્ણોમા પાણિગ્રહણ પહેલાજ લગ્ન રદ કરી શકાતું અને શૂદ્રોમા પણ જ્યા ધર્મ્ય વિવાહ હોય ત્યા એજ નિયમ હતો તે સિવાય લગ્ન પહેલાના સ્ત્રીના અપકૃત્ય માટે લગ્ન રદ કરી શકાતુ પણ અભિજાત એટલે ઊંચા કુળના માણસો સબધમા કોઇ પણ પ્રસગે લગ્ન રદ કરી શકાતુ નહિ આ ઉપરથી એ પણ સ્પષ્ટ સમજાય છે કે લગ્ન અને કુલધર્મોમા હલકી ગણાતી વર્ણો ઊંચી વર્ણોનુ અનુકરણ કરવા માડી હતી

આવી રીતે આપણે જોયુ કે આર્ય અને અનાર્ય વિવાહોનો મુખ્ય તફાવત એ છે કે આર્યવિવાહોમા લગ્ન સબધ આમરણાન્ત છે ત્યારે અનાર્યોમા તે સબધ પક્ષકારની ઇચ્છા મુજબ રદ કરી શકાય એવી છૂટવાળો છે પણ નિવેશની છૂટમા એમ નથી. એ છૂટ સર્વને છે શૂદ્ર વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણની ભાર્યાઓ જો અપ્રજાત હોય તો એક વરસ અને પ્રજાત હોય તો તેથી અધિક સમય પતિની રાહ જોઈ અન્ય પતિ કરી શકે આ પ્રમાણે સ્ત્રીના ભરણ પોષણની વ્યવસ્થા કરી હોય કે ન કરી હોય, પતિના સમાચાર કાંઇ મળ્યા હોય કે ન મળ્યા હોય, બ્રાહ્મણ પતિ અધ્યયન માટે ગયો હોય, ભાર્યા પ્રજાત હોય કે અપ્રજાત હોય તે પ્રમાણે કૌટિલ્ય રાહ જોવાની જૂદી જૂદી અવધિઓ ઠરાવે છે તે પછી ધર્મસ્થો તેનો છુટકારો કરે અને તેઓ બીજો પતિ કરી શકે પતિ દીર્ઘ પ્રવાસે ગયેલ હોય, સન્યાસી થયેલ હોય, કે મરી ગયેલ હોય ત્યારે અપ્રજાત હોય તો સમ તીર્થ અને પ્રજાત હોય તો એક વરસ રાહ જોઇ પછી પતિના ભાઇને પરણે સરખા નજીક વધારે ભાઇઓ હોય તો તેમાથી જે ધાર્મિક હોય તેને પસદ કરે અહીં આપણે હાલના દેરવટુ વાળવાના રિવાજને જોઈ શકીએ છીએ આ લગ્નની છૂટનું કારણ કૌટિલ્ય કહે છે કે તીર્થોપરોધ એજ ધર્મવધ છે[3] એજ કારણથી જ્યારે બાપ સ્ત્રીધર્મમા આવેલ કન્યાને પરણાવવાની

---

[1] ૩,૩ [2] ૩, ૧૫ [3] ૩, ૪.

ગર્ભલન કરે ત્યારે તેવી કન્યા સાથે તુલ્ય પુરૂષ ગમન કરે તેને કૌટિલ્ય ગુન્હો ગણતો નથી[1]

પુરૂષ એકી વખતે એકથી વધારે સ્ત્રીઓ પરણી શકે એવા રિવાજનો ઉલ્લેખ પણ અર્થશાસ્ત્રમા છે પણ આ રિવાજનુ કૌટિલ્યે કઇક નિયમન કરેલ છે સ્ત્રી જો વન્ધ્યા હોય તો આઠ વરસ અને કન્યાપ્રસવિની હોય તો દશ વર્ષ રાહ જોયા પછી બીજી પત્ની કરી શકાય તેમ ન કરે તો સ્ત્રીધન આપી દેવુ પડે અને ૨૪ પણ દડ થાય, પણ આ પ્રમાણે સ્ત્રીધન આપીને અને સ્ત્રીઓને વૃત્તિ બાધી આપીને ગમે તેટલી સ્ત્રીઓ પુરૂષ પરણી શકે કારણ કે **पुत्रार्था हि स्त्रिय** સ્ત્રીઓ તો પુત્રને માટેજ છે[2]

આપણે પ્રથમ જોયુ કે સ્ત્રીને ૧૨મે વરસે અને પુરૂષને ૧૬મે વરસે કૌટિલ્ય વ્યવહારપ્રાપ્ત ગણે છે પણ તેનો અર્થ એવો નથી થતો કે ૧૨ વરસે કન્યાને પરણાવી દેવીજ જોઇએ કૌટિલ્યના વખતમા સ્ત્રીધર્મ પ્રાપ્ત કર્યા પછી કન્યાના લગ્ન થતા હતા એવા અનેક પુરાવા છે આપણે ઉપર જોયુ કે પરણ્યા પહેલાના દુષ્કર્મ માટે લગ્ન રદ કરી શકાતા હતા જે એમ સૂચવે છે કે મોટી ઉમરે લગ્ન થતા હશે તેમજ ઋતુપ્રાપ્ત થયા પછી કન્યાને ત્રણ વર્ષ થયા હોય કે તેથી વધારે થયા હોય તો સ્ત્રીગમનનો દોષ નથી એમ કૌટિલ્ય કાયદો કરે છે તે પણ એજ અનુમાનનુ સમર્થન કરે છે પણ ઋતુપ્રાપ્ત થયા પછી કન્યાને પરણાવવી જોઇએ એવો સ્પષ્ટ અભિપ્રાય સમાજનો હતો[3] એમા શકા રહેતી નથી

સ્ત્રીની પરાધીન સ્થિતિ આપણે લગ્નને અગેજ કેટલીએક તો જોઈ પત્ની તરીકે પણ કુટુબમા આપણે તેજ સ્થિતિ જોઇએ છીએ સ્ત્રીને વિનયમા લાવવા માટે "નગ્ન, વિનગ્ન, અપગ, નપીરી, નમાઇ" વિગેરે શબ્દો સબોધવાની કૌટિલ્ય ના કહે છે પણ ખપાટ, દોરડુ કે હાથથી મારવામા તે દોષ જોતો નથી પોતાની મરજી પ્રમાણે હરવા ફરવાની પણ તેને છૂટ ન હોતી દિવસે કોઇ સ્ત્રીને મળવા કે વિહાર માટે પત્નીબહાર જાય તો તેનો દડ થતો શકિતસ્થાને કોઇની સાથે બોલવા માટે તેને પાચ ફટકા મારે અને ફટકા દીઠ એક પણ આપીને તે છૂટી શકે[4] ભય સિવાયને પ્રસગે સ્ત્રી પતિના ઘર બહાર જાય તો તેને દડ થતો અને કહ્યા ઉપરવટ થઇને તેમ

---

૧ ૪, ૧૨ ૨ ૩,૨ ૩. ૪,૧૨ ૪ ૩,૩.

કરેલ હોય તો બમણો દંડ થતો ધણીની રજા સિવાય કાંઇ માલ વેચાતો લે તોપણ દંડ થતો આ નિયમો પહેલા કરતા કૌટિલ્ય વધારે સખત કરે છે "આચાર્યે કહે છે કે 'પતિના સગા, કોઇ શ્રીમત માણસ, ગ્રામિક, ભિક્ષુકી વિગેરેમાથી કોઇને ત્યા જવામા દોષ નથી' ત્યારે કૌટિલ્ય એટલી છૂટનો પણ નિષેધ કરે છે અને કહે છે કે 'એ લોકો પણ સારા છે એમ શા ઉપરથી માનવુ ?'"[1] આ ઉપરથી લાગે છે કે કુટુબમા સ્ત્રીની છૂટ ઉપર વધારે દાબ બેસાડવાનુ કૌટિલ્યના સમયમા વલણ હતુ

આ પરાધીનતા લક્ષમા રાખીને કાયદાએ સ્ત્રીનુ ખાસ રક્ષણ પણ કરેલ છે તે પણ ભૂલવુ જોઇએ નહિ પુરૂષ નવી પત્ની કરી શકે છે અને સ્ત્રી નવો ધણી કરી શકતી નથી એ ધ્યાનમા રાખી અશુશ્રૂષા માટે સ્ત્રી કરતા પુરુષને બમણો દંડ છે[2] એજ કારણથી કન્યાના દોષ છાના રાખી પરણાવનાર કરતા વરના દોષ છાના રાખી પરણાવનારને પણ બમણો દંડ છે[3] પત્ની ઉપર ખોટો અમુક પ્રકારનો આરોપ મૂકનાર પતિનો પણ દંડ થતો[4] અને જો કે મોક્ષનો હક દરેક વિવાહમા નહોતો પણ નીચ થયેલ, પરદેશ ગયેલ, રાજ-પરાધી પ્રાણહન્તા અને ક્લીબ પતિનો ત્યાગ કરવાનો સ્ત્રીને પણ હક હતો[5]

આગળ જોયુ કે સ્ત્રીઓને પતિનુ ઘર છોડીને બહાર જવાનો હક નહોતો કૌટિલ્ય એક બીજી જગાએ[6] અનિષ્કાસિની એટલે બહાર ન જનારી સ્ત્રીઓનો ઉલ્લેખ કરે છે ઘરના બારી બારણા સામસામા ન રાખવા એવો નિયમ આપણે જોઇ ગયા તે ઉપરથી એમ લાગે છે કે સમાજમા અમુક ઊંચી સ્થિતિવાળાઓની સ્ત્રીઓ બહાર નહિ નીકળતી હોય અને કંઇક પડદા જેવી રૂઢિ પ્રચલિત હશે જ્યા સ્ત્રીઓને સામાજિક વ્યવહારથી દૂર રાખવામા આવે છે ત્યા ગણિકાની સસ્થા અસ્તિત્વમા આવે છે એમ આપણે આથેન્સ-ના સમકાલીન ઇતિહાસમા જોઇએ છીએ આપણા સમાજમા પણ એજ સ્થિતિ હતી કૌટિલ્યના સમયમા ગણિકાઓનુ જૂદુ ખાતુ અને તેનો જુદો અધ્યક્ષ રહેતો દરબારમા ગણિકાઓ રખાતી તે ગીત, વાદ્ય, પાઠ્ય, નૃત્ય, નાટ્ય, અક્ષર, ચિત્ર, વીણા, વેણુ મૃદંગ,

---

૧ ૩, ૪ ૨ ૩, ૩ ૩ ૩, ૧૫ ૪. ૩, ૩ ૫ ૩, ૨
૬ ૨, ૨૩

વિગેરેની કલામા પ્રવીણ રહેતી. રાજ્ય તેમનો ચાર તરીકે ઉપયોગ પણ કરતુ તેમના ગુન્હા સબધી જૂદોજ કાયદો હતો.[1]

કુટુબમા આપણે સ્ત્રીની સ્વતત્રતા મર્યાદિત જોઇ પણ તે સિવાય સમાજની વ્યક્તિ તરીકે તેનુ ઘણુ માન હતુ સ્ત્રી બાલ વૃદ્ધ વિગેરેના દાવા પહેલા સાભળવા એવો કૌટિલ્યનો ધારો આપણે આગળ જોઇ ગયા છીએ સૂત્ર આપવા માટે સ્ત્રીઓ સૂત્રાધ્યક્ષ પાસે જાય તેમની સાથે બીજી વાત કરવાની કે તેમના મો સામુ જોવાની અધિકારીને મના હતી[2] વાક્પારૂષ્ય એટલે સામાન્ય નિન્દામા પરસ્ત્રીની નિન્દા કરવા માટે બમણો દણ્ડ ઠરાવેલો છે.[3] અને દડપારુષ્યમા પણ તેમજ છે અદાલતમા ધણી પોતાની સ્ત્રી ઉપર લેણાનો દાવો ન કરી શકતો તેમજ સ્ત્રીના દેવા માટે પુરૂષ જવાબદાર હતો પણ પુરૂષના દેવા માટે સ્ત્રી જવાબદાર નહોતી[4] ગુન્હાની કબુલત કરાવવા માટે શકદારને રીબાવવા સબધી કાયદામા ગર્ભિણી અને સુવાવડી માટે અપવાદ કરેલો છે અને સામાન્ય રીતે બને ત્યા સુધી પ્રશ્નો પૂછીને તેની પાસેથી સત્ય કઢાવવુ એમ છે[5] આ બધુ છતા કુટુબના અપરાધ માટે સ્ત્રીને જાહેરમા ચાડાલ પાસે ફટકા મરાવવાનો ચાલ હતો એ એમજ સ્પષ્ટ બતાવે છે કે સ્ત્રીનો પ્રથમ તિરસ્કાર કુટુબમા થયો છે

કૌટિલ્યના સમયનુ એવુ બીજુ પણ એક અનિષ્ટ દાસસસ્થા એટલે ગુલામગીરીનુ છે તેની સમકાલીન બીજી સસ્કૃતિઓમા પણ આ સસ્થા હતી તથા જ્યા આનો સસ્થા તરીકે સ્વીકાર નથી થયેલો હોતો ત્યા ગુલામગીરીનો જુલમ ઉલટો વધારે હોય છે એમ આપણે ઇગ્લડના ૧૮ મા સૈકાના ઇતિહાસથી જાણીએ છીએ એટલે અહી આપણે તેની વિશેષ નિન્દા કરવાની જરૂર નથી તેમા પણ કૌટિલ્યના વખતમા દાસને મુક્તિ આપવા તરફ કાયદાનુ આપણે સ્પષ્ટ વલણ જોઇ શકીએ છીએ સામાન્ય રીતે મ્લેચ્છોજ પોતાના ફરજદો દાસ તરીકે વેચતા, કૌટિલ્ય કહે છે કે "આર્યને દાસપણુ હોય નહિ" માત્ર કોઇ કુટુબની આપત્તિને લીધે કે દડ કે હુકમનામાના નાણા ભરવાને કે લડાઇમા જીતાવાથીજ આર્યને દાસ થવાનો પ્રસગ આવતો પણ તે પછી લેણી રકમ વાળી આપવાથી મુક્તિ મળતી દાસની પણ પ્રજા આર્ય એટલે મુક્ત ગણાતી દાસને પણ ખાનગી કમાણી ભેગી કરવાનો તેમજ વારસો લેવાનો અને દેવાનો હક હતો

૧ ૨, ૨૭ ૨ ૨,૨૩ ૩ ૩, ૧૮. ૪ ૩, ૧૧ ૫. ૪, ૮.

દાસ પાસે ગદુ કામ કરાવવા માટે શેઠને શિક્ષા થતી દાસીનુ શીલ સાચવવાને કાયદાએ કાળજી ધરાવેલી છે શેઠ દાસીથી પ્રજા ઉત્પન્ન કરે તો તે પ્રજા અને દાસી બન્ને મુક્ત થતા ચાર વર્ણમાથી કોઇ પણ બાળકને દાસ તરીકે વેચનારને સજા થતી

આ સિવાય દરેક સસ્કૃત પ્રજાના શાપ રૂપ મદ્યપાન અને દ્યૂત એ બન્ને દોષો કૌટિલ્યના સમયમા હતા રાજ્યે આને કેવળ બધ કરવાને બદલે તેનુ નિયમન કરેલ હતું અને તેમાથી ઉપજ મેળવવાનુ પણ કરેલ હતુ જૂદી જૂદી જાતના મદ્ય વેચવાના પરવાના અપાતા બધા લોકો, આર્યો અને અનાર્યો પણ, સુરા પીતા કોઇ વધારે પી ન જાય તેની જવાબદારી વેચનારને શિર હતી, અને બને ત્યા સુધી પીઠા ઉપરજ પાવાનો ધારો હતો પીઠા અત્તર, ગધ, માલ્ય વગેરેથી શણગારાતા અને આખા કુટુબોને તથા સ્ત્રીપુરૂષોના જોડાને પીવાને જૂદા જૂદા ઓરડા તથા બેઠકો તેમા રખાતી પીનારની કાઇ ચીજ ખોવાય તો વેચનારે ભરી આપવી પડતી અને તેટલોજ તેનો દડ પણ થતો. બાતમી મેળવવાને માટે ચારોને આ બહુ અનુકૂળ જગા હતી તહેવારોને દિવસે રાજ્યમા અમુક રકમ આપી ખાનગી દારૂ બનાવવાની છૂટ હતી આ ખાતાનો સુરાધ્યક્ષ હતો અને કોણ કોણ ગજા ઉપરાત દારૂ પીએ છે તેની તે છૂપી નોધ રાખતો આવીજ રીતે દ્યૂતનો પણ અધ્યક્ષ રહેતો બધાઓએ એકજ જગાએ આવી દ્યૂત રમવાનુ હતુ પાસા રાજ્ય તરફથી પૂરા પાડવામા આવતા અને તેનુ, તેમજ પાણી વગેરે પૂરૂ પાડવામા આવે તેનુ પણ ભાડુ લેવાતુ

કૌટિલ્યના વખતની સમાજસ્થિતિ જરા લબાણથી જોઈ હવે આપણે તેના વખતના કાયદાઓ ટુકમા જોઇ જઇએ પ્રથમ કામ ચલાવવાની રીત જોઇએ

રાજકારોબાર માટે ૮૦૦ ગામે એક સ્થાનીય, ૪૦૦ ગામે એક દ્રોણમુખ અને ૧૦ ગામે એક સગ્રહણ રાખવામા આવતું. ત્યા તથા જનપદ વિભાગની સધિઓ ઉપર દાવા કરવાની અદાલતો હતી તેમા ત્રણ ન્યાયાધીશો જેઓ ધર્મસ્થના નામથી ઓળખાતા તે અને ત્રણ રાજાના અમાત્યો દાવા સાભળતા પ્રથમ વાદી દાવો દાખલ કરવા આવે એટલે વરસ, ઋતુ, માસ, પક્ષ, દિવસ, દેવાની રકમ, વાદી પ્રતિવાદીનો દેશ, રહેવાની જગા, જાતિ, ગોત્ર, નામ વગેરે

નોંધી લેવાતા પછી પક્ષકારોની જુબાનીઓ મુકર્દમાને માટે જરૂરની હોય તે પ્રમાણે લેવાતી પ્રતિવાદીને પોતાનો જવાબ તૈયાર કરવાને ત્રણ અથવા સાત રાત્રિઓ મળતી, પણ વાદીએ તુરત જવાબ આપવો જોઇએ કારણ કે તે પોતાના મુકર્દમાની હકીકત જાણે છે કલહ, સાહસ (લૂટ) અને વેપારીઓના સઘોના દાવા સિવાય પ્રતિવાદીને સામો દાવો કરવાની છૂટ નહોતી દાવો સાક્ષીઓથી સાબીત કરવો જોઇએ સાક્ષીઓને બોલાવવાનુ ખરચ વાદી આપતો[1] નજીકના સાક્ષીઓ પક્ષકારો પોતે બોલાવતા પણ દૂરના સાક્ષીઓ અથવા જાતે હાજર ન થાય તેવા સાક્ષીઓને ન્યાયાધીશો બોલાવી આપતા.[2] ચારેય વર્ણના સાક્ષીઓને જૂદી જૂદી જાતના સાગન્દ અપાતા સાળો, ભાગીદાર, લેણદાર, દેણદાર, સજા થયેલ માણસો વગેરે સાક્ષીઓ થઇ શકતા નહિ તેમજ રાજા પોતે અને વેદજ્ઞ બ્રાહ્મણ પણ સાક્ષી થઈ શકતો નહિ તેમજ પતિત, ચડાલ, અન્ધ, બધિર, સ્ત્રી, રાજપુરૂષ પણ સાક્ષી થવાને અનધિકારી હતા સામાન્ય રીતે ત્રણ સાક્ષીઓની જરૂર ગણાતી બન્ને પક્ષને સમ્મત હોય તેવા બે સાક્ષીઓથી ચાલે ઋણમા એક સાક્ષી ચાલે નહિ[3] પણ ફોજ-દારી કામમા ચાણક્ય વિના સાક્ષીએ પણ આસપાસની વસ્તુસ્થિતિ ઉપરથી સજા કરવાના મતનો છે આચાર્ય કહે છે કે કલહમા જે પહેલો ફરિયાદ કરવા આવે તે જીતે ત્યા કૌટિલ્ય કહે છે કે જીતવાનો આધાર સાક્ષિઓ ઉપર છે, અને સાક્ષિઓ ન હોય તો ઇજાની નિશાની ઉપરથી અનુમાન કરવુ જોઇએ ઘાતની ફરિયાદનો જવાબ ન આપી શકે તો તરત સજા થતી[4] તહોમતદારને પણ બચાવમા સાક્ષીઓ રજુ કરવાનો હક હતો[5] દાવામા પક્ષકાર કે સાક્ષી ખોટુ બોલે અથવા વહેમ પડે તેવુ બોલે કે તેવા ચિહ્નો તેમના આચરણમા દેખાય તો તે પરોક્ત નામનો ગુન્હો ગણાતો અને તેને માટે પક્ષકારનો દાવો રદ જતો અને સાક્ષીને દડ થતો. સત્ય જાણવાને માટે અહી પણ ચાર પુરૂષોનો ઉપયોગ થતો.

કાયદામા મુખ્ય વિષય વ્યવહાર એટલે હરેક પ્રકારના વહીવટ સબંધી છે દરેક પ્રકારનો વ્યવહાર પૂરો કરવો જોઇએ, એટલે વેચાણ દાન કરાર વિવાહ સર્વે કહ્યા પ્રમાણે પૂરા કરવા જોઇએ તેમા જે

---

૧. ૩, ૧ ૨ ૩, ૧૧ ૩ ૩, ૧૧ ૪ ૩, ૧૯ ૫ ૪, ૮

જૂદા જૂદા અપવાદો મૂકાયા છે તે કાયદાનો ઊંચી પ્રતિનો વિકાસ બતાવે છે પ્રથમ તો એકાન્તમા, ઘરની અદર, રાત્રે, અરણ્યમા કે છલથી કરેલ વ્યવહાર કાયદાવિરૂદ્ધ ગણાયો પછી તે અપવાદના પણ અપવાદ મૂકાયા જેમકે વારસાની વહેચણી અનામત કે લગ્ન સબધી વ્યવહાર ઘરની અદર કર્યો હોય, જેઓનો ધધો રાત્રે ચાલતો હોય તેમણે રાત્રે કરાર કર્યો હોય તો તે કાયદેસર ગણાય તે ઉપરાત વળી બાલક, વૃદ્ધ, કુટુબનો અધિકારી પુરુષ, વ્યસની વગેરેએ કરેલો વ્યવહાર પણ રદ હતો તેમજ અધિકારીએ કરેલ હોય પણ કરતી વખતે તે ક્રુદ્ધ, આર્ત, ઉન્મત્ત કે ગૃહીત[૧] હોય તો પણ વ્યવહાર રદ જતો[૨] વળી કૌટિલ્ય કહે છે કે કોઈ માણસ રેલમા તણાતો હોય અથવા આગમા સપડાયો હોય તેવી સ્થિતિમા પોતાના રક્ષકને પોતાની સર્વ મિલકત પુત્ર, પત્ની, દાસ વગેરે બચાવવાને માટે આપે તો તે વ્યવહાર અમલમા આવે નહિ, પણ કુશલો ઠરાવે તેટલુજ રક્ષકને મળે અને જ્યા જ્યા મદદ આપ્યાના પ્રસગો હોય ત્યા ત્યા આજ નિયમ લાગુ પડે[૩] તેમજ કોઇ પણ ભયથી આપેલ દાન ચોરી ગણાય[૪] આ બધા નિયમોનો વિચાર કરતા વ્યવહારના હાલના કાયદાના સર્વ બીજો આવી જાય છે તે વખતના વેચાણના વ્યવહારોમા ખાસ જાણવા જેવુ એ છે કે માલ ખરાબ હોય તો માલની જાત પ્રમાણે નક્કી કરેલ અવધિની અદર વેચાણ રદ કરી શકાતું[૫] આજ નિયમ દાનને પણ લાગુ પડતો[૬] દાન દેવાનુ વચન બધનકારક હતું એટલે કે દાનના વચનથી ઋણ પેદા થતુ પણ આ રદ કરવાની છૂટ આપ્યાથી કાયદો નિર્વાહયોગ્ય થતો નહિ તો તે વખતના દાનોમા તો સર્વસ્વ, પુત્રદાર અને આત્મા પણ અપાઇ જતા પણ અસાધુને આપેલુ દાન તેમજ ભયદાન રદ કરવાની સત્તા હતી. પક્ષકારોને હાનિ ન થાય એવી રીતે કુશલોએ આ વ્યવહારો રદ કરી આપવા એમ કૌટિલ્યે ઠરાવેલ છે લગ્ન અને પુનર્વિવાહ સબધીના કાયદાઓ આપણે સમાજને અગે જોઇ ગયા છીએ વારસાની વહેચણીમા જૂદા જૂદા વર્ણના મકરોથી થતા જૂદા જૂદા પ્રકારના પુત્રોના નામો તથા તેમને કેટલો વારસો મળે તે, તથા અમુક મિલકત અમુક વર્ણમા જ્યેષ્ઠ કે કનિષ્ઠનેજ મળે એ નિયમો સિવાય

---

૧ ભૂત વળગેલ   ૨ ૩, ૧   ૩ ૩, ૧૩   ૪ ૩, ૧૬
૫ ૩, ૧૫   ૬ ૩, ૧૬.

કાંઇ ખાસ જાણવા જેવું નથી[1] સ્થાવર મિલકત સબંધી તકરારો સ્થાનિક અથવા પડોશના સાક્ષીઓથી પતાવવી જોઈએ[2] નવાણો ચરો ભાગવાને માટે, રસ્તાઓનો ઉપરોધ કરવાને માટે, ઢોરોના અતિક્રમણને માટે પણ આ ધર્મસ્થોજ દંડ કરતા ઋણ સબંધી કાયદો જોતા લાગે છે કે તે વખતે વ્યાજનો દર બહુજ આકરો હતો દર વરસે દર સેકડે ૧૫ ટકા તે ધર્મ્ય, ૬૦ ટકા તે વ્યાવહારિક, ૧૨૦ ટકા તે જગલવાસીઓનુ અને ૨૪૦ ટકા સમુદ્રગમન કરનારાનુ વ્યાજ હતું તેથી વધારે લે તેનો દંડ થતો, પણ દીર્ઘસત્રમા રોકાયેલ, વ્યાધિવાળા તેમજ અભ્યાસ માટે પરદેશ ગયેલા ઉપર વ્યાજ ચડતુ નહિ અમુક સ્થિતિમા દામદુપટ પણ લાગુ પડતુ. સામાન્ય રીતે એકજ દેવાદાર ઉપર એકી સાથે એકજ દેવાનો દાવો થઈ શકતો ખેડુતો અને રાજપુરૂષો કર્મકાલે ઋણને માટે પકડી શકાતા નહિ. તેમજ પતિના દેવા માટે સ્ત્રીને પણ પકડી શકાતી નહિ અનામત અને ગીરો સબધી પણ કાયદો હતો દાસ અને ભાડે રાખેલા માણસોનો કાયદો જુદો હતો

આ દિવાની સિવાય ફોજદારી પ્રકારના ગુન્હાઓ પણ ધર્મસ્થો સાભળતા તેમા પ્રથમ સાહસ એટલે લૂટ છે ચોરી પણ તેના પેટામાજ આવી જાય છે ક્ષુદ્ર દ્રવ્યના ચોરી માટે ૧૨ થી ૨૪ પણનો સ્થૂલ દ્રવ્ય માટે ૨૪ થી ૪૮ પણનો, અને તેથી વધારે કિમતની ચીજોની ચોરી માટે ૪૮ થી ૯૬ પણનો દણ્ડ થતો આ છેલ્લાને પ્રથમ સાહસદણ્ડ કહેલ છે તે પછી ૨૦૦ થી ૫૦૦ સુધીનાને મધ્યમ અને ૫૦૦ થી ૧૦૦૦ સુધીનાને ઉત્તમ સાહસદંડ કહેલ છે તે ઉપરાત વાક્પારુષ્ય એટલે શરીર, પ્રકૃતિ, શ્રુત, વૃત્તિ વગેરેની નિન્દા કે મશ્કરીના ગુન્હા અને દણ્ડપારુષ્ય એટલે જેમા સ્પર્શ કરવો, મારવુ અને વ્યથા કરવાના ગુન્હા આવી જાય છે તે તથા દ્યૂત સબધીના ગુન્હા તથા કેટલાએક પરચુરણ પ્રકારના દાવાઓ અને ગુન્હાઓની હકુમત આ ધર્મસ્થોનીજ હતી

દિવાની કાયદામા મુદતનુ તત્ત્વ પ્રવેશ પામી ગયુ હતું ઋણ ૧૦ વરસ સુધી નહિ લેનારને કોર્ટથી મળી શકતુ નહિ તેમા બાલ, વૃદ્ધ, પરદેશ ગયેલા માટે અપવાદ હતો[3] તેવીજ રીતે પોતાના દ્રવ્યની ૧૦ વર્ષ ઉપેક્ષા કરે તેનો દાવો અમુક પ્રસગો સિવાય

---

૧ ૩ ૬-૭ ૨ ૩, ૯ ૩ ૩, ૧૧

ચાલતો નહિ સ્થાવર મિલકત એવી રીતે ૨૦ વરસ પછી પાછી લઈ શકાતી નહોતી પણ સગા, શ્રોત્રિય, પાષંડ વગેરે આવા કબજાથી માલીકી હક પ્રાપ્ત કરી શકતા નહિ તેમજ રાજા અને શ્રોત્રિયની મિલકત તેમજ અમુક અમુક પ્રકારના અનામતોને આ મુદત લાગતી નહિ[1] દેવામા પણ રાજા અને શ્રોત્રિયનુ દેવુ પહેલુ વસુલ લેવાતુ હતું[2] એટલે કે કાયદામા મુદતનુ તત્ત્વ દાખલ થયુ હતું, અને તેવીજ રીતે હાલ જેમ અંગ્રેજી કાયદામા રાજદ્રવ્ય મુદતથી મુક્ત છે તેમ તે વખતે પણ હતુ

કાયદા સબધી આપણે જોયુ કે ધર્મસ્થો દીવાની તેમજ ફોજદારી પ્રકારના દાવા સાભળતા પણ આ બન્નેનો તફાવત એક રીતે અર્થશાસ્ત્રમા માન્ય રહેલો છે અને તેનુ માન કૌટિલ્યને ઘટે છે. આચાર્ય કહે છે કે કલહ વિગેરેની ફરિયાદ મોડી કરી હોય તો તે ચાલે નહિ ત્યારે કૌટિલ્ય કહે છે કે **नास्त्यपकारिणो मोक्षः** "ગુન્હો કરનારો છૂટવો જોઇએ નહિ" અલબત દીવાની ફોજદારી બન્ને પ્રકારના મુકર્દમા ધર્મસ્થોજ સાભળતા, પણ તે કારોબારી સગવડનો સવાલ છે તેમા સિદ્ધાન્તની દૃષ્ટિએ કશુ ખોટુ નથી અને હાલ અંગ્રેજોના અમલ નીચે રેવન્યુ સાથે ફોજદારી કામ જોડાયલુ છે તેના કરતા ઉપરની વ્યવસ્થા અનેક રીતે સારી છે

ઉપર જણાવ્યુ તે સિવાયનુ કેટલુક કાયદા સબધીનુ કામ બીજાજ અમલદારો એટલે ત્રણ પ્રદેષ્ટા અથવા ત્રણ અમાત્યોની અદાલતો કરતી તેમના કામને કટકશોધન[3] એટલે કાટા વીણવાનું કામ કહેતા આમા કાયદાનુ ખાસ કરીને ગુન્હા અટકાવવાનુ તેમજ બીજુ કેટલુક પરચૂરણ પ્રકારનુ કામ આવી જતુ તેમા પ્રથમ કારીગરોના રક્ષણ સંબધી નિયમો છે જેમા જૂદી જૂદી શ્રેણિના હિતના કેટલાએક નિયમો છે અને વણકર, ધોબી તથા રગારા, સોની, વાળનારા, વૈદ અને ગાયકો સબધી લખેલ છે અને તેના ગુન્હાને માટે સજાઓ પણ ઠરાવેલી છે[4] પછી વૈદેહક એટલે વેપારીનુ રક્ષણ અને તે સબધી નિયમો છે[5] તે પછી જૂદી જૂદી આફતોમા પ્રજાનુ રક્ષણ શી રીતે કરવુ તે બતાવેલ છે મુખ્ય, આફતોમા અગ્નિથી સભાળવા માટે ઉનાળામા બહાર રાધવુ વગેરે, રેલથી સભાળવા

---

૧ ૩, ૧૯. ૨ ૩, ૧૧ ૩ ૪ થુ અધિકરણ ૪. ૪, ૧
૫ ૪, ૨

માટે નદીઓના કિનારાથી દૂર રહેવા જવુ, મરકીના ઉપાયો, દુકાળથી બચવા માટે રાજાનો તેમજ પૈસાદારોનો સગ્રહ લોકોમા વહેચી નાખવો તેમજ પૈસાદારોના પૈસા પડાવી લેવા તેમ ઓકાવવા (કર્ષન અને વમન) અથવા સારો પાક થયો હોય તેવા દેશમા વસ્તીને લઇ જવી, ઊંદરો માટે નોળીઆ પાળવા વગેરે, તથા વાઘ અને રાક્ષસોથી બચવાના ઉપાયો કૌટિલ્ય બતાવે છે[1] તે સિવાય આજ ખાતા તરફથી ગુપ્તચારો ગૂઢ રીતે પૈસા પડાવનારાઓને શોધી કાઢતા અને એવી રીતે ન્યાયાધીશ કે પ્રદેષ્ટા લાંચ લેતો જણાય, ગામના અધિકારીઓ જુલમથી પૈસા ઓકાવનારા જણાય તેમજ જે જે માણસો ખોટી સાક્ષી આપનારા, અભિચાર પ્રયોગો કરનારા, ઝેર આપનારા, ખોટા સિક્કા કરનારા માલુમ પડે તેમને તેઓ છતા કરતા અને પછી તેમને દેશવટાની સજા થતી[1] તેવીજ રીતે ગુપ્તચરોની મદદથી ચોર લુટારાને પકડતા[2] જે માણસો ઉપર ખૂન, ચોરી, કે પૈસા ખાઇ જવાનો, તેમની રહેણી કરણી ઉપરથી શક આવે, તેમને પકડતા તેમજ ચોરીનો માલ રાખનારા માણસોનો પણ તપાસ કરી જો તે ચોરીનો માલ ઠરે તો તેમને સજા થતી બહારની નિશાનીઓ જેવી કે ચિંતાતુર ચહેરો, ઊંચે ચડયો હોય તેવી રીતે છોલાયલુ શરીર કે ધૂળ ભરાયલા નખ વગેરે ઉપરથી પણ અમુક અમુક ગુન્હાઓના અનુમાનો કરાતા[3] અચાનક અને શકા પડતા મરણ સબધી તપાસ કેવી રીતે કરવી તે પણ કૌટિલ્ય લખે છે કૌટિલ્યે ઠરાવેલ સજાઓ ઉપર વિન્સેન્ટ સ્મિથ ટીકા કરે છે કે કૌટિલ્યને માણસની જીદગીની કદર નથી પણ, અમુક શા માટે મરી ગયો તેની તપાસ તથા આપઘાતનો તિરસ્કાર જે કૌટિલ્ય અહીં બતાવે છે તે એવુ અનુમાન ખોટુ પાડે છે જૂદી જૂદી રીતે માણસ મરે તો તેના શા શા ચિહ્નો હોય તે ચાણક્ય ઝીણવટથી બતાવે છે, અને તેના મોતનુ કારણ શોધવાને પાડોશીઓથી કેવી બાતમી મેળવવી, તેના હરીફો, દાવેદારોની તપાસ કરવી વિગેરે માર્ગો બતાવે છે[4] કૌટિલ્યના સમયમા ગુન્હાની કબુલાત કરાવા માટે રીબાવવાનો રિવાજ હતો તે સબધી નિયમો વાચતા લાગે છે કે માત્ર ચોરીના ગુન્હામાજ રીબાવતા કૌટિલ્યે આ કાયદાને બને તેટલો મર્યાદિત કરેલ છે ચોરી થયા પછી ત્રણ દિવસ ગયા

૧ ૪, ૩ ૧ ૪, ૪ ૨ ૪, ૫ ૩ ૪, ૬ ૪ ૪, ૭

પછી કોઈને રીબાવાતો નહિ તેમજ ફરિયાદી વૈરી હોય તો પણ તહોમતદારને છૂટો મૂકતા. કૌટિલ્ય ખાસ કરીને કબુલત કરતા પુરાવા શોધી કાઢવાને સૂચના કરે છે અને કોઈ નિર્દોષ ન માર્યો જાય તેને માટે ખાસ સાવચેત રહેવા કહે છે અને દાખલો આપે છે કે અકસ્માતથી કોઇ માણસ ચોરીની જગાએ હાજર હોય અને મારની બીકથી માંડવ્યની માફક તે હા ભણી દે એ સંભવિત છે અજ્ઞાન, બાળક, વૃદ્ધ, વ્યાધિત, ઉન્મત્ત, ગાંડા, ભૂખ્યા તરસ્યા વગેરેને તે અપવાદમા મૂકે છે, સ્ત્રીઓને અમુક સ્થિતિમા જતી કરવી અને સામાન્ય રીતે પણ બને ત્યા સુધી મારનો ઉપયોગ ન કરતા તેને સવાલો પૂછી સત્ય કઢાવવુ રીબાવવાની ઘણી રીતો છે હાથ તેમજ પગના તળીઆપર* ફટકા મારવા, ઊંધે માથે ટાંગવો, તપાવવો, દઝાડવો વિગેરે [1] રાજની મિલકત ચોરાયા માટેની સજાઓ આ પ્રદેષ્ટા અને સમાહર્તા કરતા. આ સજાઓ બહુ સખત છે રાજપુરુષ ૮થી ૧૦ પણની ચોરી કરે અને અન્ય કોઇ ૪૦ થી ૫૦ પણની ચોરી કરે તો તેને મોતની સજા થતી નાની ચોરીઓ માટે વિચિત્ર સજાઓ હતી ૧/૧૬ થી ૧/૪ પણની ચોરી માટે માણસને શરીરે છાણ ખરડી, તેની કેડે બળતુ હાલ્લુ બાંધી તેને ગામમા ફેરવતા તેવીજ રીતે માથુ મુડાવવાની, દેશપાર કરવાની વગેરે સજાઓ થતી અધિકારીઓને ખોટા સીલ કર્યા માટે, સાક્ષીઓને ધમકાવવા અથવા ખોટી જુબાની લખવા માટે, લેખકે ખોટી જુબાની લખવા માટે, ખોટા દંડ કરવા માટે, પણ જૂદા જૂદા દંડો ઠરાવેલા છે કેદખાનાનો અધ્યક્ષ કેદીઓને સતાવે કે તેમની સાથે ગેરવર્તણુક કરે તે માટે સખત દંડ હતો અને કેદીને છોડી મૂકવા માટે વધની સજા થતી [2] જૂદા જૂદા કેટલાએક ગુન્હાઓની સજામા અંગચ્છેદ થતો અને તેને બદલે ગુન્હેગારને અમુક દંડ આપવાની રજા હતી આ સાથે કેટલાએક ગુન્હાઓની સજાઓ પણ બતાવી છે રજા વિના દુર્ગમા પેસવા માટે સજા થતી માનુષમાંસ વેચવા માટે વધની સજા હતી [3] મનુષ્ય વધને માટે, રીબામણી વિનાના એટલે શુદ્ધ, રીબામણી સાથે એટલે ચિત્ર વધની સજા હતી રાજદ્રોહ માટે બ્રાહ્મણને પણ બુડાડી મારવાની સજા હતી, તળાવ તોડનારને પણ તેજ તળાવમા

---

૧ ૪, ૮ * માર મારવાની આ રીત ઈરાનમા હતી.

૨. ૪, ૯ ૩. ૪, ૧૦

ખુડાડવાની સજા હતી આગ લગાડવાને માટે જીવતા બાળવાની સજા હતી[1] તે પછી સ્ત્રીઓના શીલ સબધીના ગુન્હાઓ માટેની સજા બતાવેલ છે તેમજ બીજા એવા પ્રકારના સ્ત્રીપુરૂષોના અપરાધો વિષે લખેલ છે તે અહીં બતાવવાની જરૂર નથી

અહી એક બે બાબતો કહી આ સબધી હકીકત પૂરી કરીશુ આપણે જોયુ કે ફોજદારી ગુન્હાઓ માટે ઘણે ભાગે દડની સજા હતી કોઇ કોઇ ગુન્હા માટે અગચ્છેદ હતો, કોઇમા દેશપારની સજા હતી, કોઇમા રજેતીની, કોઇમા ફટકાની જુદી જુદી ધાતની સજાઓ હતી પણ ખાસ કરીને આપણે કેદની સજા જોતા નથી માત્ર ઋણ વિષે વાચતા જોયુ કે પુરૂષના દેવા માટે સ્ત્રી, રાજ, પુરૂષો અને ખેડુતો કર્મકાલે અગ્રાહ્ય છે પણ દાસકલ્પ ઉપરથી જાણીયે છીએ કે ઋણ આપવા માટે માણુમા દાસત્વ સ્વીકારતા એટલે આ ગ્રહણ માત્ર દાવો ચાલતા દરમીઆનનુજ હશે અથવા દાસત્વ કબુલ નહિ કરનાર માટેનુ હશે સવાધિકરણ—રક્ષણના[2] પ્રકરણમા ધર્મસ્થીય કેદમાથી કઢાવી મૂકનારનો અને બધનાગારમાથી કઢાવનારનો એમ જૂદો જૂદો ગુન્હો લખેલ છે વળી ધર્મસ્થીય કેદમાથી કઢાવી મૂકનાર માટે વધારેમા વધારે દડની સજા અને દેવુ ભરી આપવાનુ, અને બધનાગારમાથી છોડાવનારને સર્વસ્વ એટલે બધી મિલકત ખાલસા કરવાની અને વધની સજા છે એટલે એટલુ સાબીત થાય છે કે દિવાની અને ફોજદારી કેદો જૂદી જૂદી હશે પરતુ કોઇ પણ ફોજદારી ગુન્હા માટે કેદની સજા નથી એનો ખુલાસો શો ? એકજ ખુલાસા શક્ય છે અને તે એ કે રાજદ્રોહીઓ અને ભારે ગુન્હાનો કરનારા જેમની સામે ગુન્હો સાબીત કરી તેમનો દડ કરી શકાય નહિ[3] અને છતા જેમને છૂટા ન રાખી શકાય તેવા-ઓને બન્ધનાગારમા રાખતા હશે, એમ અનુમાન થાય છે પરરાજ્ય-મા ફાટફૂટ કરવામા હમેશા પરરાજ્યના અવરૂદ્ધ (કેદી)ને ફોડવાનુ[4] લખે છે તે એમ બતાવે છે કે રાજદ્રોહીને કેદમા રાખતા હશે

બીજી બાબત એ છે કે ચાણક્યના વખતમા બનતા જતા કેસોની નોધ રહેતી હશે એટલુ તો ચોક્કસ કે ચાણક્યે પોતે તેવા કેસોની નોધ લીધેલી છે માડવ્યનો કેસ તો નામ સાથે તેણે નોધેલ આપણે જોયો તે સાથે ધર્મસ્થીય અધિકરણમા જે પરચુરણ કેસો

૧ ૪, ૧૧ ૨ ૪, ૯ ૩ ૬, ૬ ૪ ૧, ૧૦

છે, જેવા કે કોઇ માણસ ભાડે આપેલી ચીજ યોગ્ય જગાએ પાછી ન આપે અને ઝાડની છાયામા એક યામ બેસી રહે, 'બ્રાહ્મણ છુ' એમ કહી દાણ ન આપે અને પોતાના પાડોશીઓને લડવા બોલાવે તેનો ૧૨ પણ દડ કરવો, તે તો ખાસ બનેલા કેસો લાગે છે

વિન્સેન્ટ સ્મિથ આ કાયદાની ટીકા કરતા કહે છે કે કૌટિલ્ય બ્રાહ્મણો તરફ પક્ષપાત બતાવે છે આ ટીકા અન્યાયી છે પ્રથમ તો એ કે કાયદામા સામાન્ય રીતે તે તીર્થંકર* એટલે જૈન બૌદ્ધના આચાર્યો, તપસ્વી, વ્યાધિત, ભૂખ તરસ થાકથી પીડાએલા, બહુ સજાથી કાયર થયેલા, અને ગરીબોનો ન્યાય કરતા સામાન્ય અનુગ્રહ કરવા કહે છે ૧એટલે બ્રાહ્મણો તરફ પક્ષપાત કરેલ નથી પણ કાયદા સાથે વ્યવહારદૃષ્ટિ અને રહેમની નજરથી જે સિદ્ધાન્ત તેને યોગ્ય લાગ્યો તે તેણે બાધેલ છે બધા અપરાધોમા બ્રાહ્મણને ન પીડવો એમ કહેલ છે ખરૂ, પણ તેને વ્યવહારમાથી પતિત બતાવવા તેના લલાટપર કૂતરાનુ, ખવીંસનુ કે એવુ ચિહ્ન કરી કાઢી મૂકવાની સજા કાઇ ઓછી નહોતી વળી રાજદ્રોહ માટે તો તેને પણ બુડાડી મારવાની સજા હતી એટલે કૌટિલ્યે પોતાની જાતિ તરફ કાઇ પક્ષપાત કરેલો ગણાય નહિ રાજા અને શ્રોત્રિય બ્રાહ્મણનુ દેવુ પહેલુ વસુલ લેવાનો ઠરાવ હતો એ ખરૂ, પણ સાથે સાથે કોઇ બ્રાહ્મણ કે પાષણ્ડને ગમે તેટલા વિરુદ્ધ કબજાથી પણ માલિકી હક પ્રાપ્ત ન જ થઇ શકતો એ પણ જોવાનુ છે વળી આપણે જોઇ ગયા છીએ કે બધાને ઉપકારક કાર્ય એક માણસ ³કહે તો તે સર્વેએ કરવુ જોઇએ એવો કાયદો હતો, તેમ ન કરે તેનો દડ થતો તેવા માણસને બીજાઓ ભેગા થઇને મારે તો તેમનો બમણો દડ થતો આવા મારનારા માણસોમા કોઇ બ્રાહ્મણ હોય તો તેનો પહેલો દંડ કરવાનો હતો આવી રીતે કૌટિલ્યના સમયમા બ્રાહ્મણની અમુક ખાસ સ્થિતિ હતી અને તે સ્થિતિનો ફાયદો તેમજ ગેરફાયદો બન્ને તેને સરખી રીતે મળેલ છે કાંઈ પક્ષપાતથી તેને નવી સ્થિતિ મળેલી નથી

રાજ્યવ્યવસ્થા–રાજકારણ વિષે વિચાર કરવામા પહેલા આપણે રાજ્યવ્યવસ્થા અને રાજકારોબાર કેવી રીતે ચાલતો દેશની આતરવ્યવસ્થા શી હતી અને તેમા કયા કયા સિદ્ધાન્તોનો અમલ થતો તે જોઈ જઇએ

---

૧ ૩, ૨૦ * રા શ્યામશાસ્ત્રી આનો અર્થ યાત્રાળુ કરે છે તે ખરો લાગતો નથી

રાજ્યના મુખ્ય સાત અંગો કૌટિલ્યે ગણાવેલા છે તેમા મુખ્ય અંગ સ્વામી એટલે રાજા છે સર્વ સત્તાનુ મૂળ રાજા છે તેના પર કોઇની સત્તા નથી ખરી રીતે આ આખુ અર્થશાસ્ત્ર સ્વામી એટલે રાજાના હિતના દૃષ્ટિબિન્દુથી કરેલ છે કૌટિલ્ય અનેક જગાએ એ બાબતનુ સૂચન પણ કરે છે રાજાએ આદર્શજીવન ગાળવુ જોઇએ કૌટિલ્ય સ્વામિસંપત્ ગણાવે છે તે ઉપરથી કૌટિલ્યનો આદર્શપુરૂપ આપણે જાણી શકીએ તે કુલીન, દૈવમા નહિ માનનારો, બુદ્ધિ અને સત્ત્વવાળો, ધાર્મિક, સાચાબોલો, ફરી નહિ જનારો, કૃતજ્ઞ, ઉત્સાહવાળો, અદીર્ઘ-સૂત્રી, દૃઢબુદ્ધિ અને તેની પરિષદ્ અક્ષુદ્ર હોવી જોઇએ વળી તેનામા બધા બુદ્ધિના ગુણો જેવા કે શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણ, વિજ્ઞાન, ઊહાપોહ, અને તત્ત્વમા એકધ્યાન એ જોઈએ શૌર્ય, અમર્ષ, શીઘ્રતા, દાક્ષિણ્ય જે ઉત્સાહ ગુણ ગણાય છે તે જોઈએ તેમજ તેનામા કામ, ક્રોધ, લોભ, મોહ, ચાપલ, ઉપતાપ, પિશુનતા પણ ન જોઇએ તેણે શાસ્ત્રાભ્યાસ કરવો જોઈએ, અને વૃદ્ધોની સાથે રહેવુ જોઇએ, હાથી, રથ, ઘોડા શાસ્ત્રના કામમા તાલિમ મેળવવી જોઇએ, અને પુરાણ, ઇતિહાસ, આખ્યાયિકા વગેરે જાણવા જોઇએ વિનય એટલે કેળવણી લઇને ઇન્દ્રિયજય સાધવો જોઇએ જૂદા જૂદા મનોવિકારોને વશ થઇને ઘણા રાજાઓ નાશ પામ્યા છે માટે ૭ શત્રુને વશ રાખવા એ ચાણક્યની ખાસ શીખામણ છે રાજાએ કેવી રીતે વર્તવુ તે માટે કૌટિલ્યે તેની દિનચર્યા બતાવેલી છે તે ઉપરથી રાજાની કામ કરવાની રીત આપણને સમજાશે કૌટિલ્ય કહે છે કે રાજાએ ઉદ્યમી રહેવુ કારણ કે રાજાના ઊઠયા પછી સઉ ઊઠે છે પ્રમાદી રાજાની પ્રજા પણ પ્રમાદી થાય છે તે સમયે નાળિકા અથવા છાયાવડે વખત મપાતો તે વડે રાત્રિ દિવસના આઠ આઠ ભાગ કરવા પહેલા પહોરે ઉપજ ખરચના આંકડા તપાસવા, બીજે પહોરે શહેર અને જનપદના કામો જોવા, ત્રીજે પહોરે સ્નાન અને ભોજન કરવુ તથા સ્વાધ્યાય કરવો, ચોથે પહોરે સોનુ લેવુ વગેરે કામ કરવુ અને અધ્યક્ષો નીમવા, પાચમે પહોરે તુમારી કામ મન્ત્રીઓ તરફનુ કરવુ અને જાસુસો પાસેથી હકીકત સાભળવી, છઠ્ઠે પહોરે વિહાર અથવા મન્ત્ર કરવો, સાતમે હાથી ઘોડા રથ અને લશ્કરને તપાસવુ, અને આઠમે પહોરે સેનાપતિની સાથે લડાયક કામો કયા હાથ ધરવા એ વિચારવુ એ પ્રમાણે દિવસ પૂરો થયે સન્ધ્યોપાસન કરીને રાત્રિના પ્રથમ પહોરે

ગૂઢપુરૂષોને મળવુ, બીજે સ્નાનભોજન કરવુ, ત્રીજે પહોરે તુરીઘોષથી રણવાસમા દાખલ થવુ અને ચોથો પાચમો પહોર સૂવુ છઠ્ઠે પહોરે તુરીઘોષથી જાગીને શાસ્ત્ર અને કર્તવ્યનુ ચિન્તન કરવુ, સાતમે પહોરે મન્ત્ર કરવો, અને ગૂઢ પુરૂષોને મોકલવા આઠમે પહોરે ઋત્વિગ્, આચાર્ય અને પુરોહિતની સાથે સ્વસ્તિવાચન સાભળવુ, વાછડા સહિત ગાય અને વૃષભની પ્રદક્ષિણા કરી કામ ઉપર હાજર થવુ ઉપરની દિનચર્યામા બે પહોર કે વધારેમા વધારે ત્રણ પહોર ઊંઘવાના રહે છે જૈન ધર્મના ઉત્તરાધ્યયનમા પણ યતિ થયેલ માટેની દિનચર્યામા આટલીજ ઊંઘ લેવાનો ઉલ્લેખ છે, એ આની સાથે સરખાવવા જેવુ છે. આતો આદર્શજીવન થયુ, પણ છેવટે કૌટિલ્ય આત્મબલ પ્રમાણે રાત્રિદિવસના વિભાગ કરી કામ કરવાનુ લખે છે

એ સમયમા રાજાના જીવની રક્ષા કરવામા ઘણી સભાળ રાખવી પડતી હશે એમા શક નહિ રાજા ઉઠે ત્યારે હથિયારબંધ સ્ત્રીઓ તેની સેવામા હાજર રહેતી તે પછી જૂદા જૂદા ઓરડામા પણ જૂદા જૂદા અમલદારોએ તેની તહેનાતમા હાજર રહેવાનુ હતું. તેના જમવામા ઝેર હોય તો શોધવાને માટે, ઝેર ઓળખી શકનાર અનેક પક્ષીઓ અને પ્રાણીઓ રાખવામા આવતા અને ઝેર પારખવાની અનેક રીતો કૌટિલ્ય પોતે બતાવે છે વિશેષ શુ, અંત પુરમા રાણી પાસે જતા પણ વૃદ્ધ સ્ત્રીઓએ ખાત્રી કર્યા પછી દેવી પાસે જવુ એમ કૌટિલ્ય કહે છે, કારણકે "દેવીગૃહમા સતાઇને ભદ્રસેને ભાઇને માર્યો, માતાના ગૃહમા પુત્રે કારૂશને માર્યો, મધને બદલે વિષનો ચોખાને પાસ દઈ રાણીએ કાશીરાજને માર્યો " જનાનાની સભાળ રાખવા માટે પણ કૌટિલ્ય એટલીજ ચીવટ બતાવે છે

આ બાબતમા સૌથી વધારે ચિન્તા રાજકુમારો સબધી એ સમયે રહેતી હશે એમ જણાય છે બુદ્ધનો સમકાલીન અજાતશત્રુ બાપને મારીને ગાદીએ બેઠો હતો એ ઐતિહાસિક બનાવને આ ચિતા ઘણે અંશે આભારી લાગે છે કૌટિલ્ય કહે છે કે રાજપુત્રો કરચલા પેઠે પોતાના બાપને જ ખાઇ જાય છે કૌટિલ્ય પહેલાના અર્થશાસ્ત્રકારો રાજકુમારોને ખાનગી મરાવવા, કેદમા રાખવા, અન્તપાલ દુર્ગમા રાખવા, કે કોઇ પડોશના રાજાને ત્યા રાખવા, મોસાળ રાખવા વગેરે અનેક ઉપાયોની ચર્ચા કરે છે અહીં ચાણક્ય ઊંડી નજર અને દીર્ઘદૃષ્ટિથી કહે છે કે કુમારને યોગ્ય પુરૂષોથી સારી કેળવણી આપવી.

તેમના પર ધર્મસંસ્કારો બરાબર પાડવા રાજકુમારોનું દિલ પારખવા વેષધારીઓ તેમને રાજાની સામે થવાને કહે વગેરે આભીય કરે છે તેની પણ કૌટિલ્ય ના કહી કહે છે કે " અબુદ્ધિને એ રીતે દોષનું જ્ઞાન કરવું એ તો મહાદોષ છે નવા દ્રવ્યમા જે કાઇ સસ્કાર પડયો તે પડી જાય માટે કુમારને તો ધર્મ અને અર્થનો જ ઉપદેશ કરવો, અધર્મ અને અનર્થનો નહિ " એક કેળવણીના સિદ્ધાન્ત તરીકે પણ કેટલું ઊંડું સત્ય કૌટિલ્ય બતાવે છે તે આપણે સમજી શકીએ છીએ તેમ છતા યૌવનમદથી ઉન્મત્ત થાય તો ઉદ્વેગ કરાવી ઠેકાણે લાવવો અને આત્મસમ્પન્ન હોય તો તેને સેનાપતિ અથવા યુવરાજ બનાવવો એમ કૌટિલ્ય કહે છે છેવટ એક પુત્ર ખરાબ હોય અને સુધરે નહિ તો બીજો ક્ષેત્રજ્ઞ ઉત્પન્ન કરવો પણ અવિનીતને તો રાજ્ય નજ આપવું એમ કૌટિલ્ય જણાવે છે

રાજ્યનું મુખ્ય અગ સ્વામી આપણે જોઈ ગયા તે પછીનું અગ અમાત્ય છે કૌટિલ્ય કહે છે કે જેમ એકલું એક પૈડું ફરી શકતું નથી, તેમ રાજ્ય પણ સહાય વિના ચાલી શકતું નથી માટે રાજાએ અમાત્યો સ્થાપી તેમની મર્યાદા પાળવી [1] રાજાને અનેક કર્મો અનેક વખતે અનેક જગાએ કરવાના હોય છે માટે કોઇ કામનો વખત ન વટી જાય માટે અમાત્યોથી કામ લેવાની જરૂર છે [2] અમાત્યો કોને કરવા તે સબધી અનેક મતો છે–કોઇ સહાધ્યાયીને કરવા, કોઇ સમાન વ્યસનવાળાને કરવા, કોઇ અનુરાગવાળાને કરવા વગેરે કહે છે કૌટિલ્ય કહે છે કે એ બધા મતો સાચા છે, અમાત્યો કાર્ય સામર્થ્ય પ્રમાણે કરવા અને તેમના સામર્થ્ય પ્રમાણે તેમને કામ સોપવા,[3] અમાત્ય પોતાનાજ દેશનો, કળા જાણનારો, શાસ્ત્રદૃષ્ટિવાળો, પ્રતિભાવાળો, મળતાવડો, ક્લેશ સહન કરી શકે તેવો, આરોગ્યવાળો જોઇએ રાજાએ પુરોહિતને પણ નીમવો જોઇએ અને તેના તરફ શિષ્ય તરીકે ભક્તિ રાખવી જોઇએ બધા અમાત્યોની નીમણુક કર્યા પછી તેમની ખાનગી રીતે પરીક્ષા કરવી જોઇએ અને ધર્મની બાબત મા ડગી ન જાય તેમને ધર્મના ખાતામા, પૈસાની બાબતમા ડગી ન જાય તેમને આવકના ખાતામા, ભયથી ડગી ન જાય તેમને રાજાએ પોતાના હજુર ખાતામા અને નાલાયક નીવડે તેમને ખાણ વગેરેના કામોમા નીમવા અમાત્યોની પરીક્ષામા રાજાએ પોતાનો અથવા

1 ૧, ૬ 2 ૧, ૭. 3 ૧, ૮.

પોતાના કુટુંબજનનો ઉપયોગ ન કરવો, કારણકે એમ કરવાથી એકવાર પ્રલોભનમા સપડાઈ ગયેલ પાછુ શુદ્ધ થઇ શકતું નથી [1]

મન્ત્રિયોનુ કામ રાજાને સલાહ આપવાનુ છે મનુ ૧૨, બૃહસ્પતિ ૩૬, ઉશનસ્ ૨૦ મન્ત્રિયો ગાખવાનુ કહે છે કૌટિલ્ય સામર્થ્યે પ્રમાણે મ ત્રિયો રાખવાનુ કહે છે તેમણેજ રાજાને બધી બાબતમા સલાહ આપવી કૌટિલ્ય કહે છે કે "ઇન્દ્રને પણ આખો તો બેજ છે પણ તેને મન્ત્રિયો ઘણા છે માટે તે સહસ્રાક્ષ ગણાય છે" મન્ત્ર બહુજ ગૂઢ રાખવો જોઇએ મન્ત્રભેદ કરનાગનો ઉચ્છેદ જ કરવો એમ કૌટિલ્ય જણાવે છે

રાજ્યના વહીવટને માટે દસ ગામે એક સગ્રહણ, બસે ગામે એક ખાર્વટિક, ચારસો ગામ ઉપર એક દ્રોણમુખ અને આઠસો ગામ ઉપર એક સ્થાનીય રખાતુ તે ઉપરાત સીમાડા ઉપર અન્તપાલો રખાતા વિગ્રહ વખતે જરૂર પડે તો આશ્રય લેવા માટે દુર્ગ રખાતા, અથવા રાજ્ય વચ્ચે એક મજબુત કિલ્લો કરી રાજા તેમા પોતાની રાજધાની રાખતો

અમલદારોમા પ્રથમ સન્નિધાતાની ગણના છે તે કોશગૃહ (તીજોરી), પણ્યગૃહ (વેપારનુ થાનક, મારકીટ), કોષ્ઠાગાર (કોઠાર), કુપ્યગૃહ (ધાતુ, ઇમારતી લાકડા વગેનો સગ્રહ), આયુધાગાર, બન્ધનાગાર (કેદખાના) કરાવતો ધર્મસ્થીય એટલે ન્યાયમદિર પણ તે કરાવતો કોઠારની સામે વરસાદ માપવાનુ યત્ર રહેતુ.[2]

બીજો અમલદાર સમાહર્તા છે તે દુર્ગ, રાષ્ટ્ર, ખાણ, સેતુ, (વાડીઓ), વન, વ્રજ (ઢોર) અને વણિક્પથની સભાળ રાખતો ઉપજ ખરચ ઉપર, સર્વ પ્રકારના કરો જમીન મહેસુલ ખાણ વગેરેની પેદાશ ઉપર તેની દેખરેખ હતી આવક કેમ વધારવી તે તેનુ કામ હતું [3] વળી સૌથી વધારે ઉપયોગી કામ તે ગણત્રી કરવાનુ હતુ [4] ગણત્રી માટે તે આખા જનપદના બધા ગામોના ચાર પેટાભાગ કરતો ૧ ઇનામી, ૨ આયુધીય એટલે લશ્કરી નોકરી બદલ જમીન ખાનાર, ૩ હિરણ્ય અથવા દાણાથી કર ભરનાર, ૪ વેઠ કરનાર આ બધા ગામોમા રાજ મહેસુલ કેટલુ કોણ આપે તેની પણ ગણત્રી રહેતી તેના હાથ નીચે ગોપ નામના નાના અમલદારો રહેતા, તેઓ પાચ ગામ કે દસ ગામનો વહીવટ કરતા તેઓ ગામની સીમ નક્કી

---

૧. ૧, ૧૦. ૨ ૨, ૫ ૩ ૨, ૬ ૪ ૨, ૩૫

કરતા, ખેતરો માપતા, ખેતરોના પ્રકારો પાડતા, કર ભરનાર અને નહિ ભરનાર ઘરોનો હિસાબ અને નોંધ રાખતા, દરેક ગામમા કેટલા ખેડુતો, ભરવાડો, વેપારીઓ, કારીગરો વગેરે છે તેની નોંધ રાખતા અને ઢોરનો પણ હિસાબ રાખતા દરેક સ્ત્રી પુરૂષના ધધા, અને ખરચની પણ નોંધ રહેતી આખા દેશના ચાર ભાગ પાડી દરેક ભાગ ઉપર એક સ્થાનિક રખાતો તે ઉપગત આ બધી હકીકત ખરી છે કે કેમ તેની છાની રીતે તજવીજ જાસુસો કરતા તે પછી હિસાબીખાતુ આવે છે તેનુ કાર્યાલય પણ અભરાઇ, ગોખલા વગેરે વાળુ જૂદુ રહેતુ જૂદા જૂદા ખાતાના હિસાબો તેના અધ્યક્ષ પાસે રહેતા. પૈસાના હિસાબ ઉપરાત, ઝવેરાત નગ વિગેરેના હિસાબો પણ તેનીજ પાસે રહેતા લોકોના રિવાજો, શ્રેણીયોના રિવાજો જૂદા જૂદા વ્યવહારો (કટ્રાકટ)ની નોંધ બધુ તેની પાસે હતું હિસાબમા જે ખોટ જણાય તેથી બમણો કે આઠગણો કે દશગણો કે વીસગણો દડ કરવો એવા જૂના અભિપ્રાયોનો નિષેધ કરી કૌટિલ્ય કહે છે કે અપરાધ પ્રમાણે દડ થાય રાજદ્રવ્યથી વેપાર કરવાની મના હતી જૂદી જૂદી ચાલીસ રીતે પૈસા ખવાય છે તે બહુ ઝીણી નજરથી કૌટિલ્ય ગણાવે છે ખોવાયેલામાથી એક ભાગ જેની પાસેથી જડે તે આખાને માટે જવાબદાર થતો* હિસાબમા થએલી ચોરી પકડી આપનારને ઇનામ મળતું કૌટિલ્ય રાજાનુ દ્રવ્ય સાચવવા બહુજ ચીવટ રાખે છે તે કહે છે કે જેમ પાણીમા રહેનાર માછલા પાણી પીએ છે કે નથી પીતા એમ ન કહી શકાય તેમ રાજાધિકારીઓ પૈસો ખાય છે કે નથી ખાતા તે કહી શકાય નહિ પણ સાથે સાથે, જે માણસો પૈસો ખાઇ જાય નહિ અને ન્યાયપુરસર વધારે તેમને અધિકાર આપવો એમ જણાવે છે ખાણોનો પણ એક અધ્યક્ષ હતો કૌટિલ્ય જૂદી જૂદી ધાતુઓનુ શોધન કેવી રીતે કરવુ તે જણાવે છે સોના રૂપાના કામ કરવા માટે એક અક્ષશાલા રખાતી તેમા સુવર્ણાધ્યક્ષ દેખરેખ રાખતો તેમા કામ કરત માણસોને બહાર નીકળતી વખતે બરાબર તપાસતા ટકશાળ જૂદી હતી અને તે ઉપર રાજસાનીની દેખરેખ હતી કોષ્ઠાગારાધ્યક્ષ જે કોઠારનો ઉપરી હતો તે જમીનની મહેસુલ ઉપર દેખરેખ રાખતો કોઠારમા ક્યા કયા ધાન્યો રાખવા, અને અમુકનો લોટ કેટલો થાય તે પણ કૌટિલ્ય બતાવે છે હાથી ઘોડા બળદ

---

*સરખાવો કાલિદાસ, **विभावितैकदेशेन देय यदभियुज्यते.**

વગેરેને કેટલુ અનાજ આપવુ તેનુ પ્રમાણ પણ કૌટિલ્યે આપેલ છે પણ્યાધ્યક્ષ વેપાર ઉપર નિયમન રાખતો, સ્થલમાર્ગ તથા જલમાર્ગથી આવતા માલની ખબર રાખતો, તેની કિંમતની ચડઉતર, છત તગી બધુ તપાસતો અને રાજનો માલ ખપાવતો, પરદેશ ચડાવતો અને કિંમત નક્કી કરી છુટક વેચવા આપતો કુપ્યાધ્યક્ષ વનની પેદાશની સભાળ રાખતો અને ઇમારતી લાકડુ તેના કબજામા રહેતુ આયુધાગારાધ્યક્ષ અમુક વાયદામા અમુક કિંમતે પૈડા, ઓજાર, હથિયાર, કવચ વગેરે કરાવતો કયા કયા હથિયારો રાખવા તે કૌટિલ્ય ગણાવીને બતાવે છે સર્વ પ્રકારના માપો ઉપર દેખરેખ રાખનાર પૌતવાધ્યક્ષ કહેવાતો એકજ પ્રકારના માપો આપેલ છે તેથી જણાય છે કે ચાણક્યના વખતમા એકજ પ્રકારના માપો ચાલુ હતા ચાણક્ય કાલ અને અતરના માપો પણ આપે છે શુલ્કાધ્યક્ષ દાખલ થતા માલની જકાત લેતો જકાતનુ મકાન દરવાજા પાસે રખાતું અને તેની પાસે એક ધજા ખોડાતી વેપારી આવે એટલે તેનુ નામ, કયાથી આવ્યા, કેટલો માલ લાવ્યા છે, અને કઇ જગાએ પ્રથમ મુદ્રા (છાપ) મરાએલી છે તે નોધી લેતા છાપ વિનાના માટે બમણી જકાત આપવી પડતી ધજા આગળ માલ નખાવીને માલ વેચતા અને તે ઉપર જકાત લેવાતી જકાત વધારે ભરવી ન પડે માટે ઓછી કિંમત આપે તો નફો રાજમા જતો, નહિ તો કાયદેસર રીતે વધારે કિંમત ઉપજી હોય તોપણ વધારો રાજમા જતો જકાત આપ્યા વિના ધજા ઓળગી જાય તો બમણો કર આપવો પડતો. વિવાહ, પલ્લુ, ભેટ, યજ્ઞ, પ્રસવ, માનતા, ચૌલવિધિ, ઉપનયન, ગોદાન, વ્રત અને દીક્ષા માટેની ચીજો પર દાણ માફ હતું દાણચોરીના દાખલાઓ વેપારી વેષધારી ચારો રાજાને જણાવતા કૌટિલ્ય કહે છે કે દેશને લાભકારક હોય તે વગર દાણે પેસવા દેવુ અને નુકશાનકારક હોય તેની બધી કરવી જૂદા જૂદા માલને માટે જૂદુ જૂદુ દાણ કૌટિલ્યે નક્કી કરેલ છે કરો ૨૦ થી ૪૦ ટકા સુધી જૂદા જૂદા માલ પર છે સૂત્રાધ્યક્ષનુ કામ યોગ્ય માણસો પાસે સૂત્ર, બખ્તર, વસ્ત્ર અને દોરડા તૈયાર કરાવવાનુ હતું સીતાધ્યક્ષ ખેતી ઉપર દેખરેખ રાખતો 'સુરાધ્યક્ષ દારૂની દુકાનો વગેરે કામ પર હતો. સૂનાધ્યક્ષ પશુહિંસા ઉપર દેખરેખ રાખતો અભયારણ્યમા કરેલ હિંસા માટે તેમજ રાજા માટે નક્કી કરેલ અરણ્યમા શિકાર કરવા

માટે તે સજા કરતો કાયદેસર કરેલ શિકારમા રાજનો ભાગ હતો. અમુક અમુક પશુ પક્ષી મગલ હોવાને લીધે અવધ્ય ગણાતા વાછડો, સાઢ અને ગાય સર્વથા અવધ્ય હતા. વાસી અથવા મરેલ ઢોરનુ માસ વેચનારને સજા થતી ગણિકાધ્યક્ષની પણ જગા હતી નાવાધ્યક્ષ માત્ર સમુદ્રયાનનીજ નહિ પણ નદીમુખ સરોવર વગેરે સ્થલે રહેતા યાનો પર પણ દેખરેખ રાખતો જૂદો જૂદો માલ ચડાવવા માટે તથા ઢોર, માણસ માટે જૂદી જૂદી રકમો નક્કી કરેલી હતી બીજા વેપારના મથકોના રિવાજો આ અધ્યક્ષે પાળવાના હતા કોઇ તોફાનથી હેરાન થએલુ વહાણુ ખાળામા આવે તે તરફ પિતાતુલ્ય દયા બતાવવી જોઇએ અને તોફાનથી બગડેલ માલનુ દાણ ન લેવુ એમ ચાણક્ય કહે છે વહાણુમા ઉતરવાને માટે મહોરછાપની જરૂર હતી જેથી રાજદ્રોહી માણસોનો અટકાવ થઈ શકે બ્રાહ્મણ, પ્રવ્રજિત, બાલકો, વૃદ્ધ, વ્યાધિત, રાજદૂત અને ગર્ભિણી સ્ત્રીઓને મરત પરવાના મળતા ગોધ્યક્ષ ઢોરની સભાળ લેતો ઢોરને આકવાનો રિવાજ હતો ઢોરની નોધ રહેતી તેમા તેમનો આક, ચિહ્ન અને શીગડાનુ અતર પણ નોધાતું તે સિવાય અશ્વાધ્યક્ષ, હસ્ત્યધ્યક્ષ, રથાધ્યક્ષ, પત્ત્યધ્યક્ષ (પાયદળનો) પોતપોતાના ખાતા સભાળતા મુદ્રાધ્યક્ષ દેશની હદ બહાર જનારને તેમજ અદર આવનારને પાસ આપતો પાસ વિના આવનારનો દડ થતો, ઉપરાત ઉજડ જગલો ઉપર વિવીતાધ્યક્ષની દેખરેખ હતી અને તેનુ કામ ચોર અને હિસક પશુનો ઉપદ્રવ બધ કરવાનુ હતુ

આ અધિકારીઓમા કોઇ કોઇની નીચે છે કે કેમ એ કૌટિલ્યે સ્પષ્ટ રીતે કહેલ નથી પણ ખાતાની વહેચણી પરથી લાગે છે કે રાજાના હાથ નીચે તુરત બે મોટા અધિકારીઓ સનિધાતા અને સમાહર્તા હતા તેમા સનિધાતા, આપણે જોઇ ગયા તે મુજબ કોશગૃહ, પણ્યગૃહ કોષ્ઠાગાર, કુપ્યગૃહ, આયુધાગાર, બન્ધનાગાર એનો ઉપરી હતો અને તે તે ખાતાના માણસો તેના હાથ નીચે હતા તેવીજ રીતે સમાહર્તા આખા જનપદ ઉપર દેખરેખ રાખતો. દુર્ગ, રાષ્ટ્ર, ખેતી સેતુ, વન, વ્રજ, વણિક્પથ સઘળા ઉપરની દેખરેખ તથા ઉપજ ખરચનુ કામ તેનુ હતુ જૂદા જૂદા ગણાવેલા અધ્યક્ષો (ઉપર જણાવેલા ખાતાના) તેના હાથ નીચે હશે એમ લાગે છે કદાચ નગર ઉપર દેખરેખ રાખનાર નાગરક સમાહર્તાથી સ્વતત્ર હશે. તેને પણ સમાહર્તાના જેવુજ કામ નગરમા કરવાનુ હતું તેના હાથ નીચેના ગોપો દશકુલી અથવા વીસકુલી એટલે કુટુબો, ઘરો (?) ઉપર

દેખરેખ રાખતા, તેમની ગણત્રી રાખતા, નગરાધ્યક્ષ નવા આવતા જતા માણસોની નોંધ અને તપાસ રાખતો, શહેરમા અગ્નિ ન લાગે તેની સાવચેતી રાખતો અને તેને માટે ઉપાયો યોજતો, શહેર સુઘરાઇ રખાવતો, શકદારોની તપાસ રાખતો, બન્ધનાગારમા છોડવા યોગ્ય માણસોને છોડતો, વગેરે અનેક કામો તે કરતો તેના હાથ નીચેના ચાર સ્થાનિકો દુર્ગની સભાળ રાખતા આ નાગરક સમાહર્તા નીચે હશે કે નહિ તે સબધી શકા લાવવાના કારણો એ છે કે સમાહર્તાને ખાસ કરીને જનપદ સોપેલ છે, ત્યારે નાગરકને ખાસ નગર સોપેલ છે નગરને અગે સમાહર્તાને ન હોય તેવી તેને ઘણી ફરજો અદા કરવાની છે વળી નાગરકના હાથ નીચે સમાહર્તાની માફકજ ગોપ અને સ્થાનિક છે જો આ સ્થાનિકો સમાહર્તાના હાથ નીચેના હોત તો તેમનો ફરી અહીં ઉલ્લેખ ન થાત એટલે એમ લાગે છે કે જનપદ અદરના દુર્ગો સમાહર્તા નીચે હશે અને નગર એટલે ઘણે ભાગે ખાસ રાજધાનીનો દુર્ગ નાગરક નીચે હશે નગરનો અર્થ રાજધાની માનવાનુ કારણ એ છે કે તેમા રાજગૃહોની ખાસ સભાળ રાખવાનુ કામ આવે છે અને રાજગૃહની સભાળ રાખવાની જુદી અને ભારે ફરજ હોવાથીજ તેનો સ્વતત્ર અધિકાર રાખેલ હશે એમ લાગે છે પણ નાગરકની ઉપજ તો સમાહર્તાને ત્યાજ હિસાબે પડતી નાગરકનો પગાર સમાહર્તાથી ઓછો હતો તેવોજ બીજો સ્વતત્ર, સંનિધાતા અને સમાહર્તાથી ઊચી પદવીવાળો, સેનાપતિ હતો તેના હાથ નીચે અશ્વ, હસ્તિ, રથ વિગેરેના અધ્યક્ષો હતા; તે ઉપરાત ધર્મસ્થો એટલે ન્યાયખાતાના અધિકારીઓ બધા અધિકારીઓથી સ્વતત્ર હતા કણ્ટક શોધનના અધિકારીઓ પણ સ્વતત્ર દેખાય છે આ રીતે ખાતા જૂદા જૂદા હતા અને એક મુખ્ય અમલદાર નીચે બીજા અમલદારો હશે એમ લાગે છે પણ બધામા કુલ સત્તા તો રાજાનીજ હતી આપત્તિના પ્રસગ સિવાય રાજાને પૂછ્યા વિના અમલદારો કશુ ન કરી શકતા[૧] બધા અમલદારોના પગારો પણ ચાણક્યે લખેલા છે તેમા લખે છે કે રાજકામ કરતા મરી જાય તેના પુત્રદારાને રાજાએ સભાળવા[૨]

એવુજ રાજ્યનુ ત્રીજુ અગ જનપદ છે જનપદ પોતાનો નિર્વાહ કરવાને તેમજ આપત્તિમા પારકો પણ નિર્વાહ કરવાને સમર્થ

૧. ૨, ૯. ૨ ૫, ૩

જોઇએ પોતાનુ રક્ષણ જાતે કરી શકે, શત્રુ તરફ દ્વેષ રાખે તેવો જોઇએ કચરો, પત્થર, કાટા, ઉજડ જમીન, શ્રેણી વગેરે તેમા ન હોવા જોઇએ પશુવાળો, માત્ર વરસાદ પર આધાર ન રાખનાર, જલમાર્ગ અને સ્થલમાર્ગવાળો, ધર્મશીલ માણસોવાળો અને પવિત્ર વસતીવાળો જોઇએ

તે પછીનુ રાજ્યનુ અગ દુર્ગ છે જનપદના સીમાડા ઉપર બચાવ માટે દુર્ગો રચવા જોઈએ નદી વચ્ચે બેટ, પાણી વિનાની નીચાણવાળી જગા, પત્થરવાળી પર્વતની જગા, રણ, કે વાડુ જગલ એ દુર્ગ રચવાને અનુકૂળ જગાઓ છે જલદુર્ગ અને પર્વતદુર્ગ સૌથી ઉત્તમ છે દુર્ગ આસપાસ ઊડી ખાઇ જોઇએ એક દુર્ગને ફરતી ત્રણ ખાઇઓ રાખવા કૌટિલ્ય લખે છે દુર્ગનો કિલ્લો કચરાનો-માટીનો હતો તે ઉપર પાકી ઇંટની ભીંત હતી કિલ્લામા આયુધ અને ધાન્ય તથા બીજા ઉપયોગી પદાર્થોનો સગ્રહ રાખવો જોઇએ

રાજ્યનુ પાચમુ અગ કોશ એટલે ખજાનો છે પૂર્વના રાજાઓએ અથવા પોતે ધર્મથી મેળવેલ, સોનારૂપાવાળો, મોટા રત્નોવાળો, મોટી આપત્તિ પણ સહન કરી શકે તેવો ખજાનો સારો ખજાનો ધર્મથી ભેગો કરવો એ વાત ચાણક્ય કદી વીસરતો નથી, તો પણ આપત્તિમા નાણા ઉભા કરવાના માર્ગોમા ધર્મવૃત્તિ તે સાચવી શકતો નથી એમ તો આપણે કબુલ કરવુ જોઇએ પ્રથમ તો ખજાનો સગીન કરવાને તે સઘળા નિર્દોષ ઉપાયો બતાવે છે કેવળ વરસાદ ઉપર આધાર રાખનાર ભાગ ઉપર ¼ કે ⅓ શકિત પ્રમાણે ઉપજ ઉપર કર નાખવો તેમા પણ લશ્કર અથવા દુર્ગ કે ખાણને ઉપયોગી માણસો તેમજ સીમાડા ઉપર રહેનારા માણસો ઉપર કર નાખવો નહિ લોકોને ઉનાળુ પાક કરવા સમજાવવા સામાન્યરીતે દાણાનો ⅓ ભાગ અને વન્ય પેદાશનો ½ લેવો સોના રૂપાના, ઝવેરાતના, ઘોડા હાથીના વેપારીઓ પાસેથી ૫૦ કર[1] લેવા, પીતળ તથા કપડાના વેપારીઓ પાસેથી ૪૦ કર લેવા, દાણાના વેપારીઓ પાસેથી ૩૦, કાચના વેપારી તથા કારીગરો પાસેથી ૨૦, હલકુ કામ કરનારા પાસેથી ૧૦, લાકડુ અન્ન વેચનારા પાસેથી ૫ કર લેવા પણ બધા ઉપાયો માત્ર એકજ વાર યોજવા એમ કૌટિલ્ય સલાહ આપે છે. આમ ન કરી શકાય ત્યારે ખરા ખોટા બહાના કાઢી ફાળા અને

---

૧ એક જાતનુ નાણુ

ઉઘરાણા કરવા. ઉઘરાણામા મોટી રકમ ભરનારને પાઘડી છત્રી વિગેરેના માન આપવા અને પૈસા ન ભરનારની ગુપ્તચરો મારફત નિન્દા કરાવવી દેવો પાસેથી પણ ધન પડાવવામા ચાણક્ય આચકો ખાતો નથી ધન મેળવવાને અમુક દેવની સ્થાપના કરવી, કોઇ નવો ઉત્પાત થવાનો છે કહી તેના વારણના અનુષ્ઠાન માટે ફાળા કરવા, અથવા કોઇ ભૂતનો ઉપદ્રવ કાઢવાના બહાનાથી પૈસા મેળવવા, ગુપ્ત રીતે કોઇની સાથે મજમુ વેપાર કરવો અને પછી ભાગીદાર પાસેથી પૈસા પડાવી લેવા પૈસા ગમે તે રીતે કઢાવવાની રીતો કૌટિલ્ય આ જગાએ બતાવે છે[1] પૈસાની બહુ તંગીમા પૈસાદારો પાસેથી કર્ષન[2] અને વમન[3]થી પૈસા પડાવવાનુ પણ લખે છે[4] પણ આ બધા અતિશય સકડામણના પ્રસગેજ કરવાના ઉપાયો છે સામાન્યરીતે તો કૌટિલ્ય રૈયત તરફ ન્યાયવૃત્તિજ રાખનારો છે કૌટિલ્ય કહે છે કે "જે એવડી આવક કરી આપે તે જનપદને ખાય છે. તે રાજાને માટે એમ કરે તેવે પ્રસગે ઓછો અપરાધ હોય તો તેને વારવો અને મોટો અપરાધ હોય તો અપરાધ પ્રમાણે તેનો દડ કરવો"[5] કૌટિલ્ય ખજાનાની અગત્ય ઘણી માને છે પણ રાજાના લોભને નિન્દે છે અને રૈયત તરફ ન્યાયી રહેવા હમેશા કહેછે. કૌટિલ્ય અર્થ સંબંધી પોતાના વિચારો બતાવે છે ત્યા છેવટે કહે છે કે "અર્થનુ મૂલ ધર્મ છે અને ફલ કામ છે, માટે ધર્માર્થકામ ત્રણેયને પોષે તેવા અર્થની સિદ્ધિ તેજ સર્વાર્થસિદ્ધિ."[6]

•

રાજ્યનુ છઠ્ઠુ અગ તે દણ્ડ એટલે લશ્કર લશ્કરના તે વખતે ચાર અગો હતા, હાથી રથ, ઘોડા અને પાયદળ આ દરેક ખાતા ઉપર અધ્યક્ષો હતા, હાથી ઉપર સેનાનો વિજય આધાર રાખે છે એમ તે વખતે મનાતુ હતું સર્વ ઉપર સેનાપતિ હતો એ આપણે જોયુ છે લશ્કરને હમેશા કવાયત કરાવાતી અને તે વખતે રાજાએ હાજર રહેવાનુ હતુ હાથી ઘોડાને નિશાની ઓળખવાની પણ કવાયત કરાવાતી હતી અને એ સજ્ઞાથી વ્યૂહ રચાતા હતા[7] લશ્કર ભાડે પણ મળી શકતા હતા લશ્કરની ભરતી ક્ષત્રિયોથી લડાયક શ્રેણીઓથી, કે આટવિક એટને જગલી જાતિઓથી પણ થતી

---

[1] ૫, ૨ [2] ઉઝરડવુ [3] ઓકાવવુ [4] ૪, ૩
[5] ૯. [6] ૯, ૭ [7] ૨, ૩૩

લશ્કરમા બ્રાહ્મણો, વૈશ્યો, શૂદ્રો પણ સૈનિક તરીકે કામ કરતા. ક્ષત્રિયોનુ સૈન્ય વખણાતુ આર્ય સેનાપતિ વખણાતો

કૌટિલ્યમા પ્રજા, રૈયત, પ્રકૃતિ સંબધી જૂદી ચર્ચા આવતી નથી તેનુ કારણ આપણે આગળ જોઇ ગયા તે એટલે કે ચાણક્યે અર્થશાસ્ત્ર રાજાની દૃષ્ટિએ લખેલ છે એ છે પણ પ્રકૃતિ એ રાજ્યનો બળવાન અંશ છે તે કૌટિલ્યની સમજમા છેજ પ્રકૃતિને કદી ક્ષીણ થવા ન દેવી, 'પ્રકૃતિ ક્ષીણ થવાથી લોભમા લેવાઇ વિરાગ થાય છે, અને વિરાગ થઈ શત્રુ સાથે ભળે છે અથવા જાતેજ રાજાને મારે છે માટે પ્રકૃતિના ક્ષય લોભ અને વિરાગના કારણો ઉત્પન્ન થવા ન દેવા ઉત્પન્ન થયા હોય તો તેનો ઉપાય કરવો."[1] પ્રકૃતિને તે જનપદમા ગણે છે આપણે જોયુ કે પ્રકૃતિ પોતાનુ રક્ષણ જાતે કરી શકે એવી હોવી જોઇએ એમ એનુ મજબુત માનવુ છે તેના વખતમા રૈયતનુ જોર પણ ઘણુ હશે આટલો બહાદુર ચાણક્ય પણ શ્રેણીઓથી હમેશા ચેતીને ચાલવાનુ કહે છે પ્રજાનુ એટલુ જોર એ માને છે કે અલ્પબળવાળા પણ પ્રકૃતિપ્રિય રાજા કરતા મહાબલવાળા પણ રૈયતમા અપ્રિય થયેલા રાજા ઉપર હુમલો કરવાનુ તે વધારે સલામત ગણે છે[2] તે કહે છે કે રાજાએ હમેશા યથાર્હદણ્ડ રહેવુ ખોટી રીતે કરેલ દણ્ડ તેમજ કામક્રોધ કે અજ્ઞાનથી કરેલ દણ્ડ વાનપ્રસ્થ અને પરિવ્રાજકોને પણ કોપાવે છે તો ગૃહસ્થોની તો વાત જ શી[3] ? વળી કૌટિલ્ય કહે છે કે "અવિદ્યા અને અવિનય એ પુરૂષવ્યસનના કારણો છે કોપવશ થયેલા રાજાઓનો પ્રકૃતિકોપથી નાશ થયો સાભળીએ છીએ"[4] વળી કહે છે કે "બાહ્ય ભય કરતા અંત કોપ વધારે ખરાબ તે સર્પ જેવો સમજવો"[5] વળી આગળ બહુજ સૂક્ષ્મબુદ્ધિપૂર્વક કહે છે કે "દોષ મટાડવાથીજ દુષ્યો મટે છે દૂષ્યો મટાડવાથી નહિ"[6] એટલે કે રાજદ્વેષી માણસો જે કારણથી દ્વેષ કરતા હોય તે કારણ ખસેડવુ જોઈએ, માત્ર દ્વેષીને ખસેડવાથી કાઈ ફળ નથી આ શીખામણ ઇતિહાસના સારરૂપ છે અને ઇતિહાસનો દરેક અનુભવ એનુજ સમર્થન કરે છે છતા એને રાજ્યમદમા અવગણી અનેક રાજ્યો પોતાના હાથેજ પોતાનો નાશ કરે છે, જાણે કે એ પણ ઇતિહાસનુ નિર્માણજ હોય નહિ

---

૧ ૭, ૫ ૨ ૭, ૫ ૩ ૧, ૩ ૪ ૮, ૩ ૫. ૮, ૨ ૬ ૯, ૫

અહીં રાજ્યની આંતર વ્યવસ્થા પૂરી થાય છે રાજ્યનુ સાતમુ અંગ મિત્ર ગણેલ છે, પણ મિત્ર અમિત્ર સાથેનો સબધ તેને આપણે રાજ્યની બહારની બાબત ગણીશુ અને હવે તે વિચારીશુ

આપણે આ ચર્ચા પણ ચાણક્યની પરિભાષામા કરીશુ સર્વ પ્રકારની સપત્તિવાળો અને નીતિ જાણનારો રાજા તેને ચાણક્ય વિજિગીષુ કહે છે તેને અડીને જેના જેના રાજ્યો આવેલ હોય તે સર્વ મડલ અરિમડલ છે અને જે રાજ્યોની વચ્ચે એક રાજ્ય આવેલ હોય તે શત્રુનો શત્રુ તે મિત્ર એ ન્યાયે મિત્રમડલ છે પણ પડોશના બધા રાજાઓ શત્રુ સમજવાના નથી, પણ જે રાજા અરિસપદ્વાળો હોય તેજ શત્રુ છે[1] રાજકુલનો ન હોય, લોભી, ક્ષુદ્રપરિષદ્વાળો, વિરક્ત પ્રકૃતિવાળો, અન્યાયી, વ્યસની, નિરુત્સાહ, નશીબ માનનારો એ બધા અરિમા ગુણ હોય તો જ તે અરિસપદ્ વાળો સામન્ત ( પડોશી રાજા ) ગણાય[2] અને તોજ તે શત્રુ આ પ્રમાણે એક સરહદે આવેલા તે શત્રુ એ કૌટિલ્યનો મુખ્ય સિદ્ધાન્ત છે રાજાઓની શક્તિ ત્રણ પ્રકારની છે, ૧ જ્ઞાનબલ એટલે મન્ત્રશક્તિ, ૨ કોષદણ્ડબલ એ પ્રભુ શક્તિ ૩ પરાક્રમનુ બલ એ ઉત્સાહ શક્તિ[3] આ બધી શક્તિઓમા મન્ત્રશક્તિ ઉત્તમ છે, પ્રભુશક્તિ તેથી ઉતરતી છે અને ઉત્સાહશક્તિ તેથી પણ ઉતરતી છે કૌટિલ્ય કહે છે કે "બાલ પગુ અને આધળાઓએ પણ પ્રભાવથી ઉત્સાહવાળાને હરાવેલા છે"[4] બીજા રાજ્યો સાથેના સબધ કૌટિલ્ય છ પ્રકારના ગણાવે છે અને તેને ષાડ્ગુણ્ય કહે છે તેમા, બીજાથી નબળો હોય તે સલાહ કરે તે સન્ધિ, બીજાથી ચડીઆતો હોય તે વિગ્રહ કરે તે વિગ્રહ, 'હુ બીજાને મારી શકુ એમ નથી, મને બીજો મારી શકે એમ નથી' એમ વિચારી બેસી રહે એ આસન, વધારે સમર્થ હોય તેથી ચડી જાય તે યાન, શક્તિહીન હોવાથી સામાનો આશ્રય લે તે સશ્રય, એકની મદદથી બીજાને હરાવાય તેમ હોય તો તેમ કરે તે દ્વૈધીભાવ, એ છ ગુણો છે રાજાની જે ગુણમા અવસ્થા હોય તે અવસ્થામા રહી તે કિલ્લા, વેપાર, વસતી, ખાણ, દ્રવ્ય વગેરે વધારી શકે તેમ હોય તો તે વૃદ્ધિની સ્થિતિ ગણાય પોતાને હાનિ વધારે થાય અને શત્રુની વૃદ્ધિ ઝટ થાય તે ક્ષયની સ્થિતિ અને પોતાની વૃદ્ધિ પણ નહિ અને ક્ષય પણ ન થતો હોય તો તે સ્થાન

---

૧ ૬,૨. ૨. ૬ ૧ ૩. ૬ ૨ ૪ ૯ ૧

ગણાય સન્ધિ વિગ્રહમા એક સરખો લાભ હોય તો સન્ધિ કરવી, તેમજ આસન યાનમા આસન વધારે સારૂ અને દ્વૈધીભાવ અને સશ્રયમા દ્વૈધીભાવ વધારે સારો[1] વિજિગીષુએ સમાન અને વધારે બળવાન સાથે સન્ધિ કરવી નાનો મોટા સામે લડવા જાય તે હાથી સામે પાળા જેવો છે સરખો સરખા સાથે લડવા જાય તે બે કાચા હાલ્લા અથડાઇ ફૂટવા જેવુ છે સબળો નબળા સામે જાય તે કાકરીથી ઘડો ફોડવા જેવુ છે તેમા સિદ્ધિ છે પરતુ મોટો પણ વ્યસનમા આવી પડયો હોય કે તેની પ્રજા તેની વિરૂદ્ધ હોય તો તેની સાથે નબળો પણ ફાવી શકે આપણા સમબળવાળો આપણી સાથે સન્ધિ ન કરે તો તે આપણુ નુકસાન કરે તેટલુ આપણે એનુ કરવુ તેજ જ સધિનુ કારણ છે તપ્યા સિવાય લોઢાની લોઢા સાથે સન્ધિ થતી નથી નબળો નમી પડે તો તેની સાથે સન્ધિ કરી લેવી, કારણકે નમી પડેલાને બહુ સતાવવાથી તે જીવ પર આવી લડે છે, દાવાનલ સળગાવે છે, અને મડલનો અનુગ્રહ મેળવે છે[2] બે રાજાઓ ગમે તે પોતાના હિતના સમાન ઉદ્દેશથી સન્ધિયો કરે છે, તેને કૌટિલ્ય મિત્ર સન્ધિ, હિરણ્યસન્ધિ, ભૂમિસન્ધિ, ભૂમિ નિવેશ સન્ધિ ( નવી જમીન વસાવવા ખાતરની ), કર્મસન્ધિ વગેરે કહે છે દ્વૈધીભાવ એટલે કોઇ ઉપર ચડી જવા માટે સન્ધિ કરવી હોય તો પોતાથી નબળાને, તે ન બને તો પોતાના સમને અને છેવટે એ પણ ન બને તોજ પોતાથી વધારે બળવાનના મિત્ર થવુ[3] કારણકે નબળો આપણો ભય રાખી તુરત માની જાય છે આવી સન્ધિઓમા લાભના ભાગ કેવી રીતે પાડવા તે બને તો પહેલેથીજ નક્કી કરી રાખવુ[4] જે રાજા નબળો હોય અને કાઇ ન કરી શકે તેવો હોય તેણે ઉત્કર્ષના ઉપાયો યોજવા, ડાહ્યા માણસોને પાસે રાખવા, પ્રકૃતિનુ યોગક્ષેમ સાધવુ, જનપદને કેળવવો કારણ કે જનપદ તો સર્વ કર્મનુ ઉદ્ભવ સ્થાન છે, નહેરો વગેરે કરવા, વેપારના રસ્તાઓ ખુલ્લા કરવા કારણ કે વેપાર મારફત બીજા રાજ્યોમા ચાર મોકલી-ને, શસ્ત્ર લાવીને, માર્ગ જાણી લઇને વગેરે અનેક રીતે ફાવી શકાય છે આયુધો બનાવવા માટે ખાણો ખોલવી, અને કિલ્લાઓ બાધવા માટે ઇમારતી લાકડાના ઝાડોનુ વન ખીલવવુ હાથીઓના વન પણ રાખવા અને શ્રેણી, ચોરલોકો, આટવિકો મ્લેચ્છો અને પરાપકારી

---

૧. ૭, ૨ ૨ ૭ ૩ ૩ ૭, ૫. ૪ ૭, ૪

ગૂઢ પુરૂષોથી લશ્કરની ભરતી કરવી[૧] નબળા ઉપર જબરો ચડી આવે તો તેણે નમી પડવુ અને નમવાથી પતે નહિ તો પછી નાસી જવુ જીતતો રહે છે તેનો ઉદય થતો જોયો છે જેમકે સુપાત્ર અને ઉદયન[૨] લડવાથી લાભ થાય તેવુ ન હોય તો નકામુ લડવુ નહિ આચાર્ય કહે છે કે "અગ્નિમા પતગ પડે તેમ શત્રુમા પડવુ મરણીઓ થાય તેને એકાદ સિદ્ધિ તો જરૂર મળે" તેની કૌટિલ્ય ના પાડી કહે છે કે પોતાને લાભ થાય એ રીતે શરતો કરાવી સન્ધિ કરવી[૩] હારી ગયા પછી સન્ધિ કરી હોય તો પોતાના વિજેતા તરફ સ્વામિધર્મ બરાબર પાળવો તેની રજા લઈને જ કુમારોના લગ્નો, યાત્રા, વગેરે કામો કરવા બને તેટલી તેને મદદ કરવી અને પ્રાર્થના કે એવે પ્રસગે વિજયી રાજાના ઉદય માટે સ્વસ્તિવાચન કરાવવુ[૩] તે કાલની સન્ધિઓમા જમીન, સ્ત્રી, પુત્ર વગેરે બાનામા આપવા પડતા આચાર્ય કહે છે કે "માત્ર સત્ય કે શપથ ઉપર આધાર રાખનાર સન્ધિ ચલ છે, જમીન કે બાનાપર આધાર રાખનાર સ્થાવર છે" પણ કૌટિલ્ય કહે છે "સત્ય અને શપથ ઉપર આધાર રાખનાર સન્ધિ આ લોકમા અને પરલોકમા બન્ને જગાએ સ્થાવર છે આ લોકમા સન્ધિ મજબુત કરવા માટેજ માત્ર જમીનની જરૂર પડે છે પૂર્વના સત્યવાદી રાજાઓ 'સન્ધિ કરી છે,' એમ કહીને જ માત્ર સન્ધિ કરતા સન્ધિ ન પાળે તેને માટે અગ્નિ, જલ, હળ, હાથીનો સ્કન્ધ વિગેરેથી શપથ લેતા"[૪] આ પ્રમાણે સન્ધિમા પણ પૂર્વકાલનુ સત્યવાદીપણું ચાણક્ય સભારી રાખે છે અને દરેક જગાએ આપણે જોઇએ છીયે કે સન્ધિને વળગી રહેવાને તે હમેશા આગ્રહ રાખે છે યાનની બાબતમા આચાર્ય કહે છે કે "શત્રુ ઉપર આફત હોય ત્યારે ચઢાઇ કરવી" કૌટિલ્ય બહુ ડહાપણથી તેનો નિષેધ કરે છે કે "પોતાની શક્તિનો ઉદય હોય ત્યારેજ ચઢાઇ કરવી કારણકે શત્રુના વ્યસન વિષે ચોક્કસ કહી શકાતુ નથી ચઢાઈ કરવાથી શત્રુનો ઉચ્છેદ કરી શકીશુ એમ જણાય ત્યારે જ ચઢવુ"[૫]

વિજિગીષુ રાજાએ પોતાની કાર્યસિદ્ધિ માટે ચાર ઉપાયો કરવાના છે સામ એટલે સતોષવુ, દાન એટલે આપવુ, ભેદ એટલે અણબનાવ કરાવવો અને દણ્ડ એટલે શિક્ષા કરવી કૌટિલ્ય કહે છે

---

૧ ७, ૧૪ ૨ ૯, ७ ૩. ७, ૧૫ ૪ ७, ૧७

૫. ૬, ૧

કે નબળાઓને સામ અને દાનથી જીતવા, જબરાઓને ભેદ અને દણ્ડથી સૌને સૌની જમીન વગેરે પાળવાનુ વચન આપવુ તે સામ છે. ભૂમિ, દ્રવ્ય, કન્યાદાન અને અભયદાન એ દાન છે શત્રુના પાડોશી રાજા કે કોઇ જગલી રાજા, કે શત્રુના કોઇ રાજકેદીને ઉશ્કેરી અદર અદર ફાટફૂટ કરાવવી તે ભેદ છે અને પ્રકાશ કે કૂટયુદ્ધથી શત્રુને મારવો એ દણ્ડ છે[1] લખાણ કેવા કરવા એ વિષે લખતા ચાણક્ય સામ, ઉપપ્રદાન, ભેદ અને દણ્ડ ચાર ઉપાયો ગણાવે છે[2] કોઇના વખાણ કરવા, તેની સાથે જૂનો મબન્ધ બતાવવો, બન્નેનુ હિત બતાવવુ વગેરે સામ છે બીજાને લાભ કરી આપવો એ દાન છે સામા પક્ષમા અદર અદર શકા કરાવવી એ ભેદ છે અને સામાને મારવો કે પીડવો એ દણ્ડ છે અને આ ચાર ઉપાયોજ બધા કાર્યની સિદ્ધિમા વાપરવા ચાણક્ય સૂચના કરે છે

પોતા ઉપર કોઈ ચઢી આવે ત્યારે પોતાની સ્થિતિ પ્રમાણે ઉપાય કરવા સામેનાનુ લશ્કર અટવીબલ હોય ત્યારે પોતે પણ અટવીબલનો લાભ લઈ બાલે બીલુ ભાગવુ શ્રેણીબલ પણ લેવુ કારણ તે પણ ધસારો અને બચાવ બન્ને કામમા આવે છે[3] બીજો ઉપાય ન ચાલે તો ગમે તે યુક્તિઓ કરી ચઢી આવનારને હરાવવો વિજયી ત્રણ પ્રકારના હોય છે તેમા ધર્મવિજયી માત્ર તેની તાબે-દારી કબુલ કરવાથી રીઝે છે માટે તેની તાબેદારી કબુલ કરવી લોભ-વિજયી ભૂમિદ્રવ્યથી રીઝે છે માટે બને ત્યા સુધી પોતાને નકામુ અને સામેનાને નુકસાનકારક થાય તેવુ ભૂમિદ્રવ્ય આપી તેની સાથે સન્ધિ કરવી. અસુરવિજયી ભૂમિદ્રવ્ય, પુત્રદાર, પ્રાણ સર્વેને હરવા કરે છે, માટે તેને ભૂમિદ્રવ્ય આપી મનાવવો અને ન માને તો તેનો પ્રતીકાર કરવો.

યુદ્ધમા ગમે તેવી યુક્તિ કરીને પણ જીતવુ એવો કૌટિલ્યનો મત છે તેમા તે ઉપાયની શુદ્ધિ માટે જરાએ ચિન્તા બતાવતો નથી શત્રુને છેતરવામા તેને કશુ ખોટુ લાગતુ નથી શત્રુ બીજી કોઇ રીતે નમે નહિ તો તેના માણસમા ફાટફૂટ કરાવવી, પોતાના વિશ્વાસુ માણસો તેની હજુરમા ગોઠવી દઇ દગો દેવો, શત્રુ રાજાને જે રમત ગમતનો શોખ હોય તે રમતમા તેને ફસાવી મારવો, તેના રાજ્યમા મોટા ધૂર્ત યોગીઓએ તેને ફોસલાવી ફસાવવો, રાત્રે પક્ષીઓને ઉડાડી ઉલ્કાપાત જેવો દેખાવ કરાવી અથવા બીજી કોઈ રીતે તેના ઉપર

---

૧ ૭, ૧૬. ૨ ૨, ૧૦ ૩ ૯ ૨

દૈવકોપ થયો છે એવો દેખાવ કરી તેને બ્હીવરાવી કામ સાધી લેવું[1] વગેરે અનેક ઉપાયો તે બતાવે છે પણ જીત ઉપર આવે ત્યારે રાજાએ ધર્માચરણ રાખવું એમ તે કહે છે અને ત્યાં સુધી તો લડાઈમાં મરાઇ ગયેલા રાજાના વંશનાને ગાદી આપવી જેથી તેઓ પેઢી દર પેઢી વિજિગીષુ તરફ સ્વામિધર્મ પાળે મરનારના ભૂમિ, દ્રવ્ય, પુત્ર, દારાની ઇચ્છા ન કરી[2] હથિયાર નાખી દીધેલ તેમજ પરાઙ્મુખ થએલ લશ્કરને મારવું નહિ[3] વિજયી રાજાએ હારેલા રાજા કરતા વધારે ગુણો બતાવવા દાન માન વડે પ્રકૃતિને સંતોષવી, વચન આપ્યા પ્રમાણે સર્વને લાભ આપવા, નવી પ્રજાના શીલ વેષ, ભાષા, આચાર વિગેરેમા સમાનતા રાખવી દેશ દૈવત સમાજના ઉત્સવ અને વિહારમા ભાગ લેવો દેશના કેદીઓને છોડવા અને દીન અને અનાથને મદદ કરવી ચાતુર્માસમા અર્ધમાસ અને પૂર્ણિમા અને ચાર રાત્રિઓ પશુહિંસા બંધ કરવી સ્ત્રી તથા બાલવધ, પુંસ્ત્વોપઘાતના ગુન્હા થતા બંધ કરવા અધર્મ ચારિત્રના લોકોને દબાવી દેવા મ્લેચ્છો અને ચોર લોકોને એક જગાએ સ્થિર ન થવા દેતા ફેરવ્યા કરવા[4]

આ સિવાય લડાઈઓ કેમ થતી તે પણ એક જાણવા જેવો વિષય છે પણ હાલના સમય કરતા તે વખતે ઘણીજ જુદી રીતે લડાઈઓ થતી એટલે તે વિષે ઝાઝુ કહેવા માગતો નથી ખાસ જાણવા જેવી બાબતો એટલી છે કે લડાઈમા રાજાઓ જનાના સાથે ફરતા, રાત્રે પહેરા રહેતા, રંગ રાગની છાવણીમા બધી હતી, વ્યૂહો રચાતા, રાત્રિએ પણ છાપા મરાતા, ઊંચી નીચી જમીન જંગલવાળી કે સખત જમીન, સૂર્ય આંખ સામે આવતો હોય કે નહિ એવી બધી બાબતનો લાભ લેવા ચાણક્ય ભૂલતો નથી તેના વ્યૂહો કાલ્પનિક નથી પણ ઓછું લશ્કર વધારે બતાવવા, વધારે ને ઓછું બતાવવા વિગેરે હેતુપુરઃસર યોજેલા છે રથ ઘોડા, હાથી, પાયદલ વગેરેથી ગોટાળો ન થઇ જાય એની સંભાળ રાખવા તે કહે છે લશ્કરમા લડવૈયા ઉપરાંત બીજા નહિ લડનારાઓનો પણ ખપ પડતો લશ્કરનો સરંજામ અને અસબાબ બહુ ભારે હશે એમ લાગે છે કારણ કે દિવસના બે યોજન ચાલે તેને ઉત્તમ, દોઢ ચાલે તેને મધ્યમ અને એક ચાલે તેને અધમ લશ્કર ચાણક્ય ગણે છે

---

૧ ૧૩, ૨., ૧૩, ૪ ૨ ૭, ૧૬ ૩ ૧૩, ૪ ૪ ૧૩, ૫

આટલેથી રાજકારણનો વિષય આપણે બંધ કરીશું

છેવટના ભાગમા શત્રુને હેરાન કરવાના તે છૂપા ઉપાયો બતાવે છે તેમા ઘાસ પાણી ઝેરવાળા કરવાના, માણસોને ગાંડા કરવાના, ઉધાડી દેવાના, કમાડ ઉધાડી નાખવાના, ગામનુ માખણ ભેગુ કરી ચોરવાના, ઉપવાસ કરી શકવાના, મદનરસના અને બીજા ઝેરોના, કોઢ ક્ષયરોગ કરવાના તથા મટાડવાના ઉપાયો બતાવે છે આ ઉપાયોમા કોઈ કોઈ જગાએ મન્ત્ર સાધવાનુ આવે છે અને દવાઓ કેવા પ્રકારની હશે તે તો શુ કહી શકાય, પણ એકજ ઉપાય ઉપરથી આપણે તે કેટલે અંશે ખરૂ છે તે જાણી શકીએ રાત્રે દેખવા માટે રાત્રે દેખી શકનારા પ્રાણી જેવા કે ઘુવડ છછુંદર વિગેરેની આંખોની ભૂકી કરવી અને ડાબી આંખની ભૂકી જમણી આંખમા લગાડવાથી અને જમણી આંખની ભૂકી ડાબીમા લગાડવાથી રાત્રે દેખી શકાય એમ તે કહે છે આ તે વખતના ઘણાખરા વહેમો હશે એમ લાગે છે દરેક વહેમને ધિક્કારનાર, વહેમોથી રૈયતને ફોસલાવી પૈસા કઢાવ-નાર, અને મોટા ઉત્પાતો કેવી રીતે કરી બતાવવા તેનો ઉપાય બતાવનાર ચાણક્ય પોતે પણ કેટલાએક વહેમો માનતો હશે એ વિચાર કરતા એમજ માનવુ પડે છે કે માણસ પોતાના જમાનાથી ગમે તેટલો આગળ ગયેલો હોય તોપણ તે સામાન્ય જનના વહેમોમાથી તદ્દન મુક્ત થઇ શકતો નથી. શોધખોળનો મહિમા બતાવનાર પ્રમાણશાસ્ત્રનો કર્તા બેકન, પારાનુ સોનુ થઇ શકે અને વાંદરાના હૃદયમા વિચિત્ર રોગો મટાડવાના ગુણો છે એમ માનતો

પોતાના સમયથી કૌટિલ્ય ખાસ કઇ કઇ બાબતમા આગળ વધેલો છે તે આપણે જાણવુ જોઇએ ફિલસુફીમા આપણે જોયુ કે તેના વિચારો પ્રગતિશાલી છે રાજકુમારો સામે કૌટિલ્યના વખતમા જે વહેમ હતો તેને તે હસી કહાડે છે અને કેળવણીનો સિદ્ધાન્ત કહે છે કે તાજી વયમા માણસને અધર્મ શીખવવો જોઈએ નહિ કાયદામા આપણે જોયુ કે દિવાની ફોજદારી કામોનો વિવેક કરી, અને ગુન્હો સાક્ષી સિવાય પણ બહારના ચિહ્નો ઉપરથી સમજી શકાય એમ કહી “આચાર્ય” કરતા તે પોતાની વધારે ઊંડી નજર બતાવી આપે છે લડાઇમા પણ યુદ્ધ કરતા સન્ધિ વધારે સારી બતાવી, તથા હારવા જેવુ હોય તો પણ માત્ર ઉત્સાહથી લડવામા કશો ફાયદો નથી પણ સમય પ્રમાણે વર્તવુ એમ કહી દૂરદર્શી રાજ-

કર્તાની બુદ્ધિ બતાવે છે સૌથી વધારે ધ્યાન ખેંચે એવો તો એનો વહેમો તરફનો અને ખાસ કરીને જ્યોતિષ તરફનો તિરસ્કાર છે રાજાએ દૈવને નહિ માનવુ જોઇએ દૈવ માનનારો રાજા હારે છે અને વળી કહે છે કે—

**नक्षत्रमतिपृच्छन्त बालमर्थोऽतिवर्तते ।**
**अर्थो ह्यर्थस्य नक्षत्र किं करिष्यन्ति तारका ॥**[1]

" નક્ષત્રને વારેવારે પૂછ્યા કરે તેવા બાળકની અર્થ મેળવવાની વેળા વહી જાય છે અર્થજ અર્થનુ નક્ષત્ર છે તેમા તારા શુ કરવાના હતા ? " એટલા જૂના કાળમા આ વિચાર ઓછો પ્રતિભાશાળી ન કહેવાય

પણ તેનો સૌથી વધારે અગત્યનો વિચાર તે રાજ્ય સબધીનો છે આ વિચાર તેણે સ્પષ્ટ કોઇ પણ જગાએ કહેલ નથી પણ તેના આખા અર્થશાસ્ત્રમા પ્રતીત થાય છે, માટે અર્થશાસ્ત્ર સમજવા માટે પણ તે જાણવાની જરૂર છે

આપણે જોયુ છે કે આ અર્થશાસ્ત્ર રાજાના હિત માટે લખેલ છે શાસનાધિકારમા[2] તે સ્પષ્ટ લખે છે કે **कौटिल्येन नरेन्द्रार्थे शासनस्य विधि कृत** " નરેન્દ્રને માટે કૌટિલ્યે આ શાસનનો વિધિ લખેલ છે " કૌટિલ્ય અહી સ્પષ્ટ રીતે પોતાનુ સ્વતન્ત્રગ્રન્થત્વ અને તેનો ઉદ્દેશ પણ બતાવે છે એટલુજ નહિ પણ રાજમા એકૈશ્વર્યને કદી હાનિ ન પહોચવા દેવી એવો એનો મત છે એકૈશ્વર્યના[3] પ્રકરણમા રાજા મરી ગયો હોય ત્યારે અમાત્યે શુ કરવુ તે બાબતની તે ચર્ચા કહે છે ભારદ્વાજ કહે છે કે એવો લાગ ફરી ફરીને મળવાનો નથી માટે અમાત્યે પોતે રાજ્ય પચાવી પાડવુ કૌટિલ્ય કહે છે કે " અમાત્યે એકૈશ્વર્ય કરવુ પોતે રાજા થઇ પડવુ એ અધર્મિષ્ઠ છે અને તેથી પ્રકૃતિકોપ થાય છે "

આખા અર્થશાસ્ત્રમા આજ મુખ્ય વિચાર છે કૌટિલ્યને એકૈશ્વર્ય સાચવવાની ઘણી જરૂર સમજાયેલી છે આ આખુ અર્થશાસ્ત્ર તેણે તેને માટેજ લખેલ છે માટેજ કોઈ કોઈ જગાએ ધર્મનો સવાલ છોડી દઇને પણ તે દૂષ્યોનો ગુપ્ત વધ કરી રાજસભા સાચવી રાખવાનુ કહે છે આનુ કારણ શુ ? આનુ કારણ આપણને સમકાલીન ગ્રીક ઇતિહાસમા મળે છે એનસાઇક્લોપીડીઆ બ્રિટાનિકા-

---

૧ ૯, ૪   ૨ ૧, ૧૦   ૩ ૫, ૬

ના ગ્રીસ ઉપરના લેખમા કહેલ છે કે ગ્રીક ઇતિહાસમા પ્રજાસત્તાક રાજ્યો અને ગણરાજ્યોના વિકાસનો અત આવેલ હતો અને તેમા સડો પેઠો હતો આવા રાજ્યોનુ બળ ઘટવા મા ડ્યુ હતુ ગ્રીસમા આ સ્થિતિનો પ્રતીકાર એલેકઝાન્ડરના મ હારાજ્યથી થયો એલેક-ઝાન્ડરે એકૈશ્વર્ય રાજ્યનો આદર્શ પશ્ચિમને આપ્યો તેથી સમાન ભાષા, સમાન સાહિત્ય, સમાન રાજકીય પરિસ્થિતિથી સસ્કૃતિને વિશેષ વિસ્તરવાની તક અને બલ મળ્યા ગ્રીક તવારીખ ઉપરથી આપણે જાણીએ છીએ કે આપણે ત્યા પણ એલેગ્ઝાન્ડર આવ્યો ત્યારે અનેક ગણરાજ્યો હતા આપણા ગણ ાજ્યોમા પણ તે વખતે નિર્બળતા પેસવા માડી હતી મહાભારતના શાન્તિપર્વમા લખેલ છે કે ગણરાજ્યોને લાભથી તૂટવાનો ભ ાય છે આ નિર્બળતામાથી નીકળી મહારાજ્યો સ્થાપવાની જરૂર હતી એવુ પહેલુ મહારાજ્ય નન્દે સ્થાપ્યુ હતુ એમ આપણે જોઇ ગયા પણ એમા પણ સડો પેઠો હતો એ રાજ્યને બદલે બીજુ મહારાજ્ય સ્થાપી એકૈશ્વર્ય સત્તા સાચવી રાખી સસ્કૃતિનુ બળ ટકાવી રાખવુ એ આપણા બ્રાહ્મણ અમાત્યની મહત્ત્વાકાક્ષા હતી તે સમયમા ગણરાજ્યમાથી નીકળીને મહારાજ્યનો આદર્શ ધીમે ધીમે સ્ફુટ થતો હતો એવા ઘણા ચિહ્નો અર્થશાસ્ત્રમા છે રાજ્ય તરફ વફાદાર રહેવા માટે ચાણક્ય ગુપ્તચરો મારફત લોકોમા ઉપદેશ દેવરાવે છે કે 'માત્સ્યન્યાયથી હારી ગયેલી પ્રજાએ મનુ વૈવસ્વતને રાજા કર્યો ધાન્યનો છઠ્ઠો ભાગ અને વેચાતા માલનો દસમો ભાગ તથા સોનુ એ રાજ ભાગ ઠરાવ્યો તેનાથી રાજાઓ પોતાનો નિર્વાહ કરી પ્રજાનુ યોગક્ષેમ કરે છે અને તેમા વિઘ્ન આવ્યે દણ્ડ ન કરે તો પ્રજાનુ પાપ તેમને માથે પડે છે એટલા માટે વનવાસી ઋષિઓ પણ 'અમારુ રક્ષણ કરે છે માટે તેનો પણ ભાગ છે' એમ વિચારી વીણેલા દાણાનો છઠ્ઠો ભાગ તેમને આપે છે દડ અને પ્રસાદ બન્ને કરનારો રાજા ઇન્દ્ર અને યમ જેવો છે તેની અવમાનના કરનારને દૈવ પણ દણ્ડે છે, માટે રાજાની અવમાનના કરવી નહિ "[1] આ મત શાન્તિપર્વમા છે અને આ શબ્દો પણ શાન્તિપર્વના છે તે એમ બતાવે છે કે તે કાલે આ વિચારો લોકોમા દૃઢ કરવાની તે સમયના વિદ્વાનોને જરૂર જણાઈ હશે હજુ ગણરાજ્ય તદ્દન બધ પડી

---

૧ ૧, ૯

ગયા નહિ હોય, તેમજ રાજ્યમા પાટવી-પટાયાનો રિવાજ પૂરેપૂરો અમલમા આવેલ પણ નહિ હોય એમ લાગે છે કૌટિલ્ય કહે છે કે "એકજ પુત્ર હોય પણ અવિનીત હોય તો તેને રાજ્યમા સ્થાપવો નહિ" દીકરીના દીકરાને રાજ્ય આપવુ અથવા ગુણવાન સામન્તથી બીજ ઉત્પન્ન કરવુ "[1] ઐકૈશ્વર્ય પ્રકરણમા પણ કહે છે કે રાજા મરી જાય ત્યારે "કુમાર અથવા રાજકન્યા અથવા ગર્ભિણી દેવીનો અભિષેક કરવો અથવા કન્યામા સમાનજાતિથી પુત્ર ઉત્પન્ન કરી તેને અભિષેક કરવો "[2] પણ તે સાથે જૂના ચાલતા આવેલા શ્લોકો પણ ટાંકે છે કે "ઘણાના આધારરૂપ પિતાએ પુત્રનુ હિત થાય તેમ કરવુ આપત્તિના પ્રસંગ સિવાય ઐશ્વર્ય જ્યેષ્ઠના ભાગમા જાય છે અથવા આખુ કુલ રાજ્ય કરે કુલસંઘ દુર્જય છે, કારણકે રાજાને નડતા વ્યસનો અને બાધોથી તે મુક્ત હોઇ તે પૃથ્વી ઉપર ચિરકાળ રહે છે "[3] કૌટિલ્યના કાળમા જૂના ગણરાજ્યો અને આ વિસ્તરતા મહારાજ્ય વચ્ચે અમુક જાતનુ સમાધાન તોડજોડ થઇ ગઇ હશે એમ લાગે છે જૂના ગણરાજ્યો લશ્કરી શ્રેણીરૂપમા રહેતા તેમનો શ્રેણીમુખ્ય જ લશ્કરમા પણ તેમનો ઉપરી હતો [4] તેમના કાયદા જૂદા હતા તે આપણે જોયુ છે ને ઉપરાત રાજ કરનારી શ્રેણીઓને પોતાના રાજચિહ્નો રાખવા દીધા હતા આપણે જાણીએ છીએ કે ચાણક્યના સમય પહેલા અજાતશત્રુએ બહાદુર લિચ્છવી ગણને જીતેલ હતો આ ગણની ગણના ચાણક્ય રાજશબ્દોપજીવી શ્રેણીઓમા કરે છે [5] તે ચોક્કસ એમજ બતાવે છે કે મહારાજ્યના અગ તરીકે શ્રેણીઓ પણ પોતાની આન્તર વ્યવસ્થા સાચવીને રહેતી હશે અને એ રીતે ગણરાજ્ય અને એકેશ્વર્યરાજ્યના આદર્શો વચ્ચેનુ સઘર્ષણ ઓછુ થયુ હશે આ બાબતમા ગ્રીસ કરતા આપણો રાજકીય ઇતિહાસ વધારે ભાગ્યશાળી દિશામા વિકસવા માડયો એમ કહી શકીએ

એક રાજ્યના સરહદી બધા રાજ્યો એ તેનુ અરિમડલ એમ ચાણક્યે કહ્યુ તે ઉપરથી વિન્સેન્ટ સ્મિથ કલ્પના કરે છે કે ચાણક્યે નાના રાજ્યો માટેજ અર્થશાસ્ત્ર લખેલ છે એટલે કે તેમા જે ઝીણવટ અને વ્યવસ્થા દેખાય છે તે મોટા રાજ્યોમા નહિ હોય, પણ એમ

---

૧ ૧, ૧૭ ૨ ૫, ૬ ૩ ૧, ૧૭ ૪ ૫, ૩
૫ ૧૧, ૧

માનવાનુ કશુ કારણ નથી ચાણક્યે ચન્દ્રગુપ્તને માટેજ આ ગ્રન્થ લખ્યો છે નહિ તો "નરેન્દ્રને માટે શાસનનો વિધિ લખ્યો છે" તથા "જેણે શસ્ત્ર અને શાસ્ત્ર તથા નન્દરાજ્ય નીચે દબાએલી ધરણીનો અમર્ષથી ઉદ્ધાર કર્યો તેણે આ શાસ્ત્ર લખ્યુ' એમ તે પોતે ન કહેત શ્રીયુત રાધાકુમુદ મુકરજી તો **तेन गुप्त प्रभवति** એ વાક્યમા ગુપ્ત શબ્દ ઉપર શ્લેષ માને છે અને એવી રીતે ચન્દ્રગુપ્તનો પ્રભાવ ચાણક્યે વ્યગ્યથી વર્ણવ્યો છે એમ કહે છે ખરી રીતે ચાણક્યે ચન્દ્રગુપ્તને માટેજ આ શાસ્ત્ર લખેલ છે એજ ખરૂ અનુમાન લાગે છે પણ તેને સર્વ રાજ્યોને લાગુ પડી શકે એવુ શાસ્ત્રીય સ્વરૂપ આપેલ છે

પુસ્તકની અદર પણ મહારાજ્યનુ અસ્તિત્વ કર્તાના ધ્યાનમા હોય તેવા ઘણા પુરાવા છે "વિરૂદ્ધ આચરણવાળો રાજા ચક્રવર્તી હોય તો પણ નાશ પામે છે"[1] વળી ચાણક્ય કહે છે કે "દેશ એટલે પૃથિવી તેમા હિમાલયથી સમુદ્ર સુધી પથરાએલુ પૂર્વનુ સહસ્ર યોજનના માપવાળુ ચક્રવર્તી ક્ષેત્ર છે"[2] આ વાક્ય સ્પષ્ટ રીતે મગધરાજ્યનો ઉલ્લેખ કરે છે વળી કહે છે કે[3] "એ પ્રમાણે વિજિગીષુએ શત્રુની ભૂમિ મેળવીને મધ્યમ રાજાની ભૂમિ મેળવવા ઇચ્છા કરવી તે સિદ્ધ થાય એટલે ઉદાસીનની ભૂમિ મેળવવાની ઇચ્છા કરવી પૃથિવીને જીતવાનો આ પ્રથમ માર્ગ છે મધ્યમ અને ઉદાસીન રાજાઓ ન હોય તો પોતાના ચડીઆતા ગુણોથી શત્રુની પ્રજાને મેળવી લેવી તે પછી વધારે દૂરની પ્રજાને આ બીજો માર્ગ આ મણ્ડલજ ન હોય તો એ લશ્કરની વચ્ચે ભીસીને શત્રુથી મિત્ર અથવા મિત્રથી શત્રુને સાધવો એ ત્રીજો માર્ગ અથવા લગભગ અશક્ય હોય એવો એક સામન્ત પ્રથમ જીતવો તેનાથી બેવડા મજબુત થઇ બીજાને, તેથી ત્રણગણા મજબુત થઇ ત્રીજાને હરાવવો પૃથ્વી જીતવાનો આ ચોથો માર્ગ પૃથિવીને જીતીને તેના વર્ણાશ્રમ પ્રમાણે ભાગ પાડી સ્વધર્મવડે તેનો ઉપભોગ કરવો" ચાણક્યના અર્થશાસ્ત્રની યોજનામાથી મહારાજ્યો બહાર રહેતા હતા એ વિચાર આટલાથીજ પરાસ્ત થાય છે

ચાણક્યનુ અર્થશાસ્ત્ર આપણે જોઇ ગયા તેમા તેનો પ્રભાવ, તેની ન્યાયબુદ્ધિ, રાજકીય દૃષ્ટિ, પ્રતિભા જોયા તે સાથે, કોઇ કોઈ

---

૧ ૧, ૩ ૨ ૯, ૧ ૩ ૧૩, ૪

જગાએ સાધનાના દોષાદોષની ઉપેક્ષા પણ આપણે જોઇ તે ઘણો યુક્તિબાજ છે અને કાર્ય સાધવામા એકેય યુક્તિ જતી કરે તેવો નથી આ ઉપરથી કેટલાએક પાશ્ચાત્ય ઈતિહાસકારો તેને પૂર્વનો મૅકિઆવેલ કહે છે આ માત્ર ચાણક્યના નામને જ નહિ પણ સમસ્ત પૂર્વ સમ્કૃતિને અન્યાય કરવા જેવુ છે એ ફ્લૉરેન્સના રાજનીતિજ્ઞની કારકીર્દિનો કાલ પદરમા શતકનો અત અને સોળમાની શરૂઆત હતો તે વખતે ફ્લૉરેન્સની રાજસત્તા પડતીમા હતી જુલમી રાજસત્તા અને લોકસ્વાતત્ર્ય વચ્ચે હારજીતના અનેક વિગ્રહો ચાલી છેવટે જૂની જુલમી રાજસત્તા વિજયવાન થઈ હતી પડતીના સઘળા ચિહ્નો અને પરિણામો લોકોમા પ્રસરેલા હતા તે સમયે નિરકુશ સત્તાની પૂજા થતી હતી, ગમે તે રીતે ફાવવુ એજ કૃતકૃત્યતા મનાતી હતી, અત્યાચારમાજ શ્રદ્ધા હતી, આત્મરક્ષણ કરતા વેર વધારે મીઠુ લાગતુ હતુ, બુદ્ધિએ નીતિ અને ધર્મ સાથે છૂટાછેડા કર્યા હતા, બુદ્ધિશાળીને નીતિનુ દૃષ્ટિબિન્દુજ ન હોઇ શકે એમ લોકો માનતા હતા દગો, અત્યાચાર, અવિશ્વાસ, કૃતઘ્નતા, લોલુપતા અને બ્હીકણપણુ એ સમાજની મુખ્ય વૃત્તિઓ હતી આવા જમાનામા મૅકિઆવેલે પોતાનુ પુસ્તક લખેલ છે તે પ્રથમ લોકપક્ષમા હતો અને લોકતત્રના જૂદા જૂદા ખાતામા તેણે અધિકાર ભોગવ્યો હતો પોતાના પક્ષની હાર થયા પછી જુલમી રાજસત્તા પાસેથી અધિકારીનું પદ મેળવવાની લાલચથી, પોતાનો રાજપ્રકરણી અનુભવ બતાવવા તેણે અર્થશાસ્ત્ર લખ્યુ હતુ તેનો આદર્શપુરુષ સીઝર બોર્ગિઆ હતો ચાર વરસ લોકોમા ઉત્પાત કરી અનેક વિગ્રહો, કાવતરા, ખૂન કરી ધૂમકેતુની પેઠે તે ઇતિહાસમાથી નષ્ટ થઇ ગયો છે. એનો પ્રત્યક્ષ અનુભવ મૅકિઆવેલને હતો મૅકિઆવેલે કૌટિલ્યની પેઠે કલ્પના અને શાસ્ત્રના પોકળ વાદવિવાદમાથી અર્થશાસ્ત્રનો ઉદ્ધાર કરી તેની અનુભવ ઉપર સ્થાપના કરી તે ખરુ, પણ તેને જે માણસનો અનુભવ હતો તેમનામા ધર્મ કે નીતિ હતાજ નહિ તેના ગ્રન્થનો છે તે કરતા ગમે તેટલા વિશાળ ક્ષેત્ર ઉપર વિસ્તાર કલ્પો તોપણ તેમા ક્યાઈ નીતિ આવે નહિ ચાણક્ય તો શાસ્ત્રની શરૂઆતમાજ પ્રતિજ્ઞા કરે છે કે અર્થકામ બન્ને ધર્મથી અવિરુદ્ધ જોઇએ રાજાઓના વ્યવહારમા પણ તે સત્યનેજ મોટી વાત ગણે છે લોકમા માત્સ્યન્યાય ન પ્રવર્તે, સબળો નબળાને ન ગળી જાય માટેજ દણ્ડની જરૂર

માને છે. મૅકિઆવેલના આદર્શપુરૂષમા સજ્જનનુ એક પણ લક્ષણ નથી, ત્યારે ચાણુક્ય જિતેન્દ્રિય થવુ એનેજ કેળવણી ગણે છે પોતાના પક્ષના અને લોકોના વૈરી રાજા પાસેથી અધિકારની લાલચથી, શત્રુ રાજાએ પોતાનો અમલ કાયમ રાખવા શુ કરવુ એ પર શાસ્ત્ર લખનાર મૅકિઆવેલ ક્યા અને એકચક્ર રાજ્ય સ્થાપ્યા છતા કેવળ શાસ્ત્રમનન અને અપરિગ્રહનુ ઋષિજીવન ગાળનાર ચાણુક્ય ક્યા? પશ્ચિમમા પણ મૅકિઆવેલ શબ્દ સામસામા યુદ્ધ કરનારા પ્રતિપક્ષીઓએ એક બીજાને તિરસ્કાર માટેજ વાપરેલો છે ત્યારે ચાણુક્યનુ નામ સસ્કૃત સાહિત્યમા ઘણા કાળ સુધી પૂજ્ય રહેલુ છે બીજુ કાઇ નહિ પણ મૅકિઆવેલે જેમા કૃતકૃત્યતા માનેલી છે, એટલે પોતાને ધાર્યુ કરવુ એ ધોરણે જોતા પણ મૅકિઆવેલ અને તેનો આદર્શપુરૂષ બન્ને ખોટા પડે છે ત્યારે ચાણુક્યનુ જીવન આપણને બધી રીતે ફતેહમદ દેખાય છે

ચાણુક્ય જેટલો કૃતકૃત્ય પુરૂષ કદાચ ઇતિહાસમા બીજો નહિ હોય જગતમા નવુ ચેતન પ્રેરનાર અને ઇશ્વરનો અવતાર ગણાનાર કૃષ્ણે પોતાનાજ જીવનમા સર્વ યાદવોનો નાશ જોયો અને પોતે કમોતે શરીર છોડ્યુ શત્રુ ઉપર વિજય મેળવનાર પાડવો છેવટે અત્યત શોકસતાપમા આયુષ્ય ગાળી હિમાલયના પ્રયાણમા એક સિવાય બધા નાશ પામ્યા હૅનીબાલ અને નેપોલીઅન જેવા યુદ્ધ વીરો પોતાના જીવનનુ અંતિમ સાધ્ય ન મેળવી શક્યા અને પહેલો આપઘાતથી મુવો અને બીજો, કલ્પનામા પણ ન આવી શકે તેટલા અપમાનમા, પોતાનુ કર્યુ કારવ્યુ બધુ ધૂળ મળેલુ જોઇ મુવો આમ અનેક ઇતિહાસવીરોમા ચાણુક્યની જોડી મળવી મુશ્કેલ છે બુદ્ધ ભગવાને પોતાનુ જીવન સફળ કર્યુ, અધારે ચાલતી માનવ જાતિને માર્ગ દેખાડ્યો પણ રાજકારણથી તેમનુ જીવન નિરાળુ હતું, રાજજીવનના સંન્યાસથીજ તેમનુ ખરૂ જીવન શરૂ થાય છે મહાવીર વૉશિગટને અમેરિકાનુ લોકસ્વાતન્ત્ર્ય સ્થાપ્યુ, તેનો અપરિગ્રહ ચાણુક્ય જેટલોજ પ્રશસ્ય અને ધર્મજીવન એટલુજ શુદ્ધ, પણ શાસ્ત્રકર્તા તરીકે તે મશહુર નથી ત્યારે ચાણુક્યનુ જીવન સર્વ પ્રકારે આપણે સફલ થયેલુ જોઇએ છીએ ઐતિહાસિક કાલના હિદના પહેલા સામ્રાજ્યના રાજા નન્દે તેનુ અપમાન કર્યુ, તો તે લોભગ્રસ્ત, પર્વત જેવા આખા સામ્રાજ્યને ઉખેડી નાખ્યુ, પોતાને યોગ્ય લાગ્યો તેવો

તેજ વશનો ઉપેક્ષા પામેલ અકુર વાવી તેને ઉછેર્યો અને તેમાથી હિદનુ મોટુ યશસ્વી અને ગૌરવવાળુ મૌર્ય સામ્રાજ્ય ફાલ્યુ જેણે ગ્રીકોની પરાજયનો અપયશ ધોઇ નાખ્યો ઇતિહાસના મહાવીરોની જે પડતી શત્રુ તરફથી હાર્ગ્યી થાય છે તે ફક્ત પોતાના વિજયના મદથી અને તેથી કરેલ મર્યાદાના ઉલ્લઘનથી વધારે થાય છે આનો અશ પણ ચાણક્યમા નહોતો તેણે રાજ્યની લગામ માત્ર પ્રધાનને આપવા પુરતીજ પોતાના હાથમા રાખી અને એ પ્રધાનનુ મન જીતી લીધા પછી પાછો પોતે શાસ્ત્રમનનમા પડયો અને તેમા પણ તેટલોજ યશ મેળવ્યો

ઇતિહાસમા આવા મહાપુરૂષો કોઇક વારજ ઉદ્દભવે છે જગત બધુ સર્વકાલ મહાપુરૂષો માટે ઝખના કર્યાજ કરે છે, પણ હાલના સમયમા જાણે જગત્ બહુજ આર્તનાદથી તેની ઝખના કરતુ જણાય છે અત્યારે પણ આખુ જગત્ અનેક ઘાથી ચીરાએલુ, રૂધિરથી ખરડાએલુ પડયુ છે તેના વિજ્ઞાનની પ્રગતિથી માત્ર તેને વધારે ઊંડા અને કારી ઘા વાગ્યા છે પ્રજાને ઝાખુ ઝાખુ સમજાયુ છે કે પોતે જે પરપરાગત હિસાના હથિયારથી લડે છે તે શસ્ત્ર ખરૂ નથી, તે સમગ્ર જનતાનુ વિનાશક છે, અને છતા જીવપર આવીને લડવા સિવાય તેને બીજુ કશુ સૂઝતુ નથી પ્રજાઓ સમજવા માડી છે કે સાકડા અને દ્વેષીલા પ્રજાત્વના સિદ્ધાન્ત ઉપર ઘડાએલુ આ જીવનશાસ્ત્ર અને રાજનીતિ બન્ને ખોટા છે અને છતાં તેમાથી છૂટી નવો માર્ગ જડતો નથી પ્રજા પ્રજા વચ્ચે મરણગાઠ પડી ગઇ છે અને વૈર જ સર્વત્ર સામ્રાજ્ય ભોગવે છે લોભી પ્રજાઓ વધારે ને વધારે ગ્રાસાત્મક પદ્ધતિ ચલાવે છે અને પરવશ પ્રજાઓ વધારે ખારીલી થતી જાય છે આ વખતે પણ આ જગતના શસ્ત્રનો ઉદ્ધાર કરનાર, જીવનશાસ્ત્રને માટે કોઇ વધારે શાતિરૂપ અને છતા પ્રગતિકર સિદ્ધાન્ત પ્રકાશમા લાવનાર અને ધરણીને ગળી જનારી લોભી રાજ્યોમાથી બચાવનાર વીરની કેટલી જરૂર છે ! આ એકજ મહાપુરૂષ કરી શકે તોજ થાય તેમા તો સશય નથી, કારણ કે એ ત્રણેય સવાલો ઓતપ્રોત ગૂથાએલા છે આવી રીતે હાલના સમયમા પણ શસ્ત્ર, શાસ્ત્ર અને લોભથી ચૂસાતી ધરણીનો અમર્ષથી ઉદ્ધાર થવાની જરૂર છે કોઇ મહાપુરૂષ આ કાર્ય કરે છે કે કરશે તે તો ભાવિ ઇતિહાસ જ કહી શકે,



# ૪. उमर ख़य्याम

## અધ્યાપક—મૌલવી અબ્દુલ ઝફર નદવી

સદ્‌ગૃહસ્થો,

આજની સભા શા માટે ભરવામા આવી છે તેથી આપ સર્વે વાકેફ છો એટલે એ વિષે ફરીથી યાદ દેવડાવવાની જરૂર નથી. છતા એટલુ કહેવુ હુ જરૂરી સમજુ છુ કે જે શખ્સની હાલત અને વાણી સાભળવા આપ સર્વે ઉત્સુક છો એ શખ્સ એટલા ઉચા દરજ્જાનો છે કે મારા જેવો નાકાબેલ માણસ એના સંબધમા બોલવા ઉભો થાય એ કેવળ ધૃષ્ટતા છે મારી નાકાબેલિયતના આ એકરાર સાથે હુ એ પણ કહેવુ જરૂરી સમજુ છુ કે મારો અત્યારે એવા શહેરમા મુકામ છે કે જ્યા હુ મુસાફર જેવો છુ, ન તો અહીંઆ મારી પાસે કિતાબો છે જેની હુ મદદ લઇ શકુ, ન તો અહીંઆ મારૂ મિત્રમડળ એવુ વિશાળ છે જે મને મદદ આપી શકે અફસોસની વાત છે કે અહમદાબાદમા જે કિતાબખાના ( પુસ્તકાલયો) છે અને જ્યા હુ જઇ શક્યો છુ તે સર્વે આ અલભ્ય, અણમોલા રત્નથી વચિત છે આથી આજે હુ જે કઇ કહીશ તેમાનો ઘણો ખરો ભાગ મારી સ્મૃતિ પર આધાર રાખતો હશે. ખાસ કરીને મારી નાદુરસ્ત તબિયત અને બીજી ગડમથલને લીધે મારી પાસે રૂબાઇયા-તનો જે ગ્રન્થ પડયો છે તેની પર પણ હુ પૂરૂ ધ્યાન આપી શક્યો નથી આથી સભવિત છે કે આપ જેવી આશા કરીને આવ્યા છો એવુ મારૂ વ્યાખ્યાન રસમય નહિ થાય એમા ઉમર ખય્યામનો દોષ નથી, એ તો મારી નાકાબેલિયતનો દોષ છે, એથી આપ ઉમર ખય્યામ વિષે કાઈ ન ધારી બેસતા ઉમર ખય્યામની ઉચી ફીલસૂફી અને જ્ઞાનમય પ્રવૃત્તિ સ્વય પ્રકાશિત છે, એને બીજાના પ્રકાશની કે તારીફની જરૂર નથી. જે કોઇ કવિતાની અને સૂરીના જામની લ્હેજત જાણતો હશે, ઉંચી ફીલસૂફીનો જે કોઇને ખ્યાલ હશે તે એના વિચારો અને થોડીક રચનાઓ પર નજર કરતાજ બતાવી શકશે કે તે કેવો ઉંચા દરજ્જાનો આદમી છે. પ્રભુની ઇચ્છા હશે તો ડીસેમ્બર બાદ એની રૂબાઇયાતની એક સટીક, ઉમદા આવૃત્તિ બહાર પાડવાની હું કોશિશ કરીશ

**જન્મ અને નામઠામ—**

એનુ નામ "ઉમર બિન ઇબ્રાહીમ" છે એનુ તખલ્લુસ 'ખય્યામ" છે એનુ જન્મસ્થાન યાને વતન નેશાપુર છે નેશાપુર એ જમાનામા ખુરાસાન ઇસ્લામ ઇલિમનુ (વિદ્યાનુ) મથક ગણાતું ઉમર ખય્યામનો જન્મ ઘણુ કરી ઇ૦ સ૦ ૧૦૫૦ની સાલમા થયો હતો તે દશ બાર વરસની ઉમ્મરનો થયો ત્યા સુધી તો પોતે ઘરના ખૂણે રહીને જ અભ્યાસ કર્યો જેટલો તે જમાનામા પ્રાથમિક અને આધ્યમિક શાળામા કરવો ફરજિયાત સમજાતો એ જમાનામા સામાન્ય શિક્ષણ તરીકે ઇલમે તજવીદ (કુરાનનો ઉચ્ચાર), કુરાન નાઝરા (કુરાન વાચન), સર્ફ (ગણિત), નૈહવ (વ્યાકરણ), અને અદબ (સાહિત્ય) શીખવાતા એ જમાનામા એજ વિદ્યા સમજાતી

એ વખતમા નેશાપુર યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર (કુલનાયક) ઇમામ મોવ્ફક (ખુદાની તેમના પર રહેમ હો!) હતા જો કે તેમની ઉમર ૮૫ વરસની હતી, છતા પોતાનુ શિક્ષણનુ કાર્ય તેઓ બરાબર બજાવતા, અને એમા જરાયે ચૂક આવવા દેતા નહિ એમણે એ યુનિવર્સિટીનો શિક્ષણક્રમ એવો ખૂબીદાર ઘડયો હતો કે એથી એમની યુનિવર્સિટીમાથી બહાર પડેલા વિદ્યાર્થીઓ પોતાની લાયકાત સાબીત કરી ઉચા ઉચા હોદ્દા પર મુકરર થતા એટલુજ નહિ પણ લોકોના દિલમા એ યુનિવર્સિટીની એવી છાપ બેસી ગઈ હતી કે એ યુનિવર્સિટીમાથી બહાર પડનાર વિદ્યાર્થી આગળ જતા કોઇને કોઈ દિવસ નામ કાઢશે અને મોટો માણસ બનશે આના દાખલા એ જમાનાની તવારીખમા અસખ્ય મળી આવે છે કદાચ આને લીધેજ ઉમર ખય્યામના વાલિદનુ ધ્યાન એ યુનિવર્સિટી તરફ ખેચાયુ હશે ગમે તેમ હો, નિઝામુલ્મુલ્ક તૂસી પોતાના વસીહતનામામા લખે છે તે પ્રમાણે એના પિતાનુ ધ્યાન તો આને લીધેજ એ યુનિવર્સિટી તરફ ખેચાયુ હતુ એ ચોક્કસ છે જે બોર્ડિંગમા ઉમર ખય્યામ રહેતો હતો તેજ બોર્ડિંગમા એની સાથે બીજા બે વિદ્યાર્થીઓ પણ ભણતા હતા સજોગાનુજોગ બન્નેનુ નામ હસન હતુ બન્ને મોટા થયા ત્યારે એક નિઝામુલ્મુલ્ક તૂસી કહેવાયો, અને બીજો હસનબિન સબ્બાહ કહેવાયો હસન બિન અલી અલમુખાતબ યાને નિઝામુલ્મુલ્ક પોતાના વસીહતનામામા એક જગ્યાએ લખે છે કે "એક દિવસ અમે ત્રણે સાથે બેઠા

હતા ત્યારે હસનબિન સબ્બાહે એક દરખાસ્ત રજુ કરી અમે બન્નેએ તેનો ઇતિફાક કર્યો, અને તે સર્વાનુમતે મંજૂર થઇ હસનબિન સબ્બાહની દરખાસ્ત એ હતી કે 'આ વાત મશહૂર છે કે આ યુનિવર્સિટીમાથી તાલિમ લઇ જે વિદ્યાર્થીઓ બહાર પડે છે તે સર્વે નસીબદાર હોય છે સંભવિત છે કે અમે ત્રણે જણ એવા નસીબદાર ન હોઇએ, પણ અમારામાથી એક તો જરૂર નસીબદાર થવાનો આથી અમારામાથી જે કોઇ પહેલો નસીબદાર થાય અને ઉંચો દરજ્જો પ્રાપ્ત કરે તેણે બાકી રહેલાઓને એમનો હાથ પકડી મદદ કરવી' "

ઉમર ખય્યામ પોતાના અભ્યાસમા જ પરોવાયેલો રહેતો કેટલાયે વર્ષ લાગલાગટ મહેનત કર્યા પછી એ યુનિવર્સિટીની પરીક્ષામા ઉત્તીર્ણ થયો અને યુનિવર્સિટીમાથી ફતેહમંદીની સાથ બહાર પડયો એ યુનિવર્સિટીમા રહીને એણે કુરાને પાક, હદીસ શરીફ (પયગમ્બર સાહેબની વાણી), ઉસુલ (સિદ્ધાન્ત ગ્રન્થ), મન્તક (તર્કશાસ્ત્ર), ફીલસૂફી, તવારીખ, સાયન્સ (વિજ્ઞાનશાસ્ત્ર), અંકગણિત, અલજીબ્રા, નજૂમી (જ્યોતિષ વિદ્યા) વગેરેની ઉંચી શિક્ષા પ્રાપ્ત કરી

**જીવનભાર**—શિક્ષા ગ્રહણ કર્યા બાદ ઉમર ખય્યામ જૂદા જૂદા સ્થળે પોતાનુ નસીબ અજમાવતો રહ્યો અચાનક એના કાન પર વાત આવી કે એનો સાહાધ્યાયી હસન તૂસી કોઈ ઉંચા દરજ્જા પર પહોચી મોટો આદમી બની બેઠો છે પેલા કરારનામાની વાત એના દિલમા તાજી જ હતી તે તુરતજ એને યાદ આવી અને તે હસન તૂસીની આગળ આવી ખડો થઇ ગયો નિઝામુલ્મુલ્ક એક આલી ખાનદાન અને કદરદાન માણસ હતો એણે ઘણા પ્યારથી ઉમરને બોલાવ્યો, અને એને કેટલાયે હોદ્દા બતાવ્યા પણ એણે બધાની ના પાડી માગ સમજવા મુજબ આ ઇન્કારના કેટલાક કારણો છે એક તો ઉમર ફીલસૂફ મગજનો માણસ ઠર્યો એથી રાજકારભારની ગડમથલ અને ખટપટમા પડવાનુ તે પસંદ ન કરે, પણ પોતાના જ્ઞાનનો વ્યય જ્ઞાની મનુષ્યોમા જ કરવાનુ પસંદ કરે એ સ્વાભાવિક હતુ બીજુ કારણ એ પણ હોય કે એણે હસન બિન સબ્બાહની વાત સાભળી હશે કે એ કેવી રીતે નિઝામુલ્મુલ્ક પાસે આવ્યો અને મોટા હોદ્દા પર પહોચ્યો, છતા

પાછળથી તે કેવો અવગુણી નીકળ્યો ' આથી એણે એવો મત બાંધ્યો હશે કે ચાર દિવસની સાહ્યબી કરતા હરરોજની ગરૂમ્થી સારી છે કદાચ આમ સમજીને જ એણે નિઝામુલ્મુલ્કને કહ્યુ " જો આપ મને આપની છત્રછાયા નીચે કોઇ એવી જગા આપો જ્યા રહી હું મારૂ જ્ઞાન વધારી શકુ તથા લોકોમા એનો ફેલાવો કરી શકુ તો આપની મારા પર મોટી કૃપા થશે, એ જગા પર રહી હુ આપની સુખસંપત્તિ માટે પ્રભુને પ્રાર્થના કરતો રહીશ " નિઝામુલ્મુલ્કે પણ એની અરજને ધ્યાનમા લેઇ ૧૨૦૦ સોનામહોરનુ એને વર્ષાસન બાંધી આપ્યુ ઉમર ખય્યામની જીદગીનો મોટો ભાગ નેશાપુરમા જ વ્યતીત થયો એ અતિસતોષી અને ધીર માણસ હતો એનુ જ્ઞાન અને ફીલસૂફી ઉચા દરજ્જાના હતા આને લીધે જ એણે રાજકાજમા માથુ માર્યુ નહિ, કારણ કે એને ખુશામદ અને ચાપ-લૂસીની ભારે ચીડ હતી આથી પોતે એકાતમા બેસી જ્ઞાનના ફૂટ પ્રશ્નોનો ઉકેલ કરતો રહ્યો આને લીધેજ એના કોઈ કાવ્યમા બાદશાહ કે અમીરોનુ યશોગાન નજરે ચઢતુ નથી, અને આવા યશોગાન માટે પોતાની રૂબાઇયાતમા એ વારવાર પોતાનો ધિક્કાર જાહેર કરે છે

ઉમર ખય્યામના સહાધ્યાયી હસન બિન સબ્બાહને મીસર-માથી હાકી કાઢી આફ્રીકા તરફના જહાજ પર સવાર કર્યો દેવ-વશાત્ એ જહાજ તોફાને ચઢ્યુ, સર્વે મુસાફિરો ગભરાઇ ગયા અને એમના જીવ તાળવે ચોટયા સર્વેએ જીવવાની આશા છોડી દીધી, પણ હસન ખુશમિજાજનુ પૂતળુ બની તૂતકપર બેઠો હતો એના કપાળપર કરચલી સરખી પડી નહોતી લોકોએ એના ખુશમિજાજનુ કારણ પૂછ્યુ એટલે એણે કહ્યુ કે " મને ખાત્રી છે કે જહાજ ડૂબવાનુ નથી " ખુદાની પણ એવી જ મરજી હતી જહાજ ડૂબતા બચી ગયુ અને લોકો તાજુબ થયા આ બાબતની ચર્ચા આખા દેશમા ચાલી અને ઉમર ખય્યામને કાને પણ પહોચી થોડા વખત પછી હસન બિન સબ્બાહ સાથે ઉમર ખય્યામનો ભેટો થયો એણે હસનને એ સુવિખ્યાત વટનાનો અહેવાલ પૂછ્યો હસને જવાબ આપ્યો "આ બાબતના એજ ખુલાસા હોઇ શકે જહાજ ડૂબે કે ન ડૂબે જો જહાજ ડૂબી ગયુ હોત તો મને પૂછવા કોણુ આવનાર હતુ ? અને ન ડૂબે તો હુ સાચો ઠરૂ " અને થયુ પણ તેમજ

પણ આ બધી ધૂર્તકળાની વાતો હતી તેથી ઉમર ખય્યામને એ બધુ સાભળી ધિક્કાર વછૂટયો ઉમર ખય્યામને ફીલસૂફીનો ભારે શોખ હતો, પણ એ જમાનામા ફીલસૂફને લોકો શકાની નજરે જોતા. આથી વિદ્વાન માણસો ફીલસૂફી તરફ ઓછુ લક્ષ આપતા ફીલસૂફી તરફ સૌથી પ્રથમ લક્ષ આપનાર પુરૂષ બુઝર્ગ ઇમામ ગઝાલી છે એમણે ફીલસૂફીના તમામ પુસ્તકો વાચીને એનુ ખડન કર્યું

ઉમર ખય્યામ ફીલસૂફીની પ્રકૃતિનો માણસ હતો અને એનાજ પ્રશ્નોનો ઉકેલ કર્યા કરતો, એથી લોકોની નજરમા એ શકદાર માણસ ગણાતો. અચાનક એકવાર ઇમામ ગઝાલી અને ઉમર ખય્યામનો ભેટો થઇ ગયો, અને ફીલસૂફીના એક પ્રશ્ન પર વિવાદ ઉપસ્થિત થયો જોહરની અઝા (નમાજ) થઇ ગયા પછી ઇમામ ગઝાલી એમ બોલતો બોલતો ઉભો થયો "કિ જા અલ હકો વ ઝહકલ્ બાતેલ ઇન્નલ્ બાતેલ કાન અહુકા" (સાચી વાત આવી અને જૂઠી વાત જતી રહી, બેશક જૂઠી વાત મજબુત રહી શકતી નથી) અફસોસની વાત છે કે મુઆઝનની (અઝા પોકારનારની) આ કવખતની બાગે બે બુદ્ધિમાન પુરૂષોને સામસામે ભીડતા અટકાવ્યા

**સુલતાનોની મુલાકાત**—ઉમર ખય્યામ આમ લોકોની સાથે લાબો સબધ નહિ રાખતો, તેને અમીરો, વજીરો કે સુલતાનોના દરબારમા બે હાથ જોડી ઉભા રહેવાની આદત ન હતી, ન તો તે સસારત્યાગી સન્યાસીની માફક બિલકુલ વિરાગી હતો કામ પડયે તે સુલતાનોના દરબારમા જતો, અને વજીરોને પણ મળતો આથી જ મલેકશાહ સલજૂકીના દરબારમા તે આપણને જન્માક્ષરનુ ટીપણું ઉકેલતો વારવાર નજરે પડે છે મલેકશાહ એને સરખી હેડીના દોસ્તની માફક રાખતો કોઇ કોઇ વાર તે નિઝામુલ્મુલ્ક તૂસીની સાથે સલાહ મસલત કરવા પણ જતો અમીરો અને વજીરો એની સાથે બરોબરીઆનો વર્તાવ રાખતા શમસુલ મલેકખા બુખારી તો એને પોતાના તખ્ત પર પોતાની સાથે જ બેસાડતો પણ આ બધી મુલાકાત અને સબધ એના જ્ઞાનસચયના કાર્યમા મદદ મળતી ત્યા સુધી જ તે રાખતો, અને એથી પોતાની અભ્યાસની પ્રવૃત્તિને જરાયે આચ આવવા દેતો નહિ. એની રૂબાઇ-

વાત પરથી સ્પષ્ટ થાય છે કે એને ઝાઝો મેળમેળાપ પસદ જ નહોતો લોકોએ એના ફીલસૂફી વિચારોથી વિવશ થઇ એનુ ખુન કરવાનો નિશ્ચય કર્યો એટલે એ નેશાપુર છોડી હજ કરવા ચાલ્યો ગયો, અને પછીથી બગદાદ જઇ પહોચ્યો ત્યા એનુ નામ સાભળી લોકોના થોકના થોક એના પર ટૂટી પડયા અને ફીલસૂફી શીખવાની પોતાની ઇચ્છા જણાવી પણ એણે તે કોઇને શીખવાડવાની ના પાડી અને પાછો પોતાને દેશ ચાલ્યા આવ્યો

**મૃત્યુ—**

**કસરા પસે પરદએ કઝારાહ નશૂદ,**
**વઝ સીરે કદરે હેચ કસ આગાહ નશૂદ;**
**હફતા દોઉ સાલ ફિકર કરદમ શબોરોઝ,**
**માઅલૂમ ન ગશ્ત વ કીસ્સો કો તાહ નશૂદ. ૧૯૨ ×**

(કોઇ માણસને તકદીરના પડદાની પાછળની રાહ મળી નથી અને તકદીરના ભેદની કોઈને ખબર નથી દીનરાત બ્હોતેર વરસ સુધી મે આ બાબતનો વિચાર કર્યો તોપણ કાઇ માલુમ પડ્યુ નહિ, અથવા તો આ કીસ્સો ખતમ થતો યે દેખાતો નથી)

આ પરથી માલૂમ પડે છે કે ઉમર ખય્યામની ઉમ્મર ૭૨ સાલની હતી

હિજરી સ ૫૧૭ મા નેશાપુરમા એનુ મૃત્યુ થયુ એનો શિષ્ય ખ્વાજા નઝામ સમરકન્દી લખે છે કે "૫૧૬ હિજરીમા જ્યારે હુ બલ્ખ ગયો ત્યારે ખય્યામને મળવા ગયો હુ અમીર અબુ સાઇદના બાગમા બેસીને માગ ગુરૂ ઉમર ખય્યામની સાથે વાતો કરી રહ્યો હતો એટલામા તેમણે કહ્યુ કે 'મારી કબર એવા સ્થાન પર થશે જ્યા પ્રભાતનો શીતળ પવન ગુલાબના ફૂલોને લાવી લાવી એના પર આચ્છાદન કરશે'

આ સાભળી મને આશ્ચર્ય થયુ, કારણ કે એમના શબ્દ નિરર્થક કે અર્થશૂન્ય ન હોઇ શકે એવી મને ખાત્રી હતી કેટલાક વર્ષ

---

× The Quatrains of Omar Khayyam The Persian Text with an English Verse Translation, by E H Whinfield M A Second Edition pub by Kegan Paul, Trench, Trubner & Co—માથી રૂબાઇયાતો ઉતારી છે. તેથી ક્રમાક તે ગ્રથનો છે

પછી ૫૨૦ હિજરીમા હુ અચાનક નેશાપુર જઇ ચઢયો અને એમના આ ખરી આરામગાહના (કબરના) દર્શન કરવા ગયો હુ ત્યા શુ જોઉ છુ? કબર એક સુદર બગીચાની દિવાલની બહાર આવેલી છે અને ફળફૂલથી લચી ગયેલા વૃક્ષો દિવાલ પરથી પોતાની શાખા પ્રશાખાઓ ફેલાવીને એ કબર પર ફુલનો વર્ષાદ વરસાવી રહ્યા છે કબર પર ફૂલનો એવો ઢગ સીચાયો છે કે કબરનો પત્થર પણ એમા ડૂબી ગયો છે"

આજ પ્રમાણે સિસેરોને પોતાના ગુરૂ અર્શમીદસ (આર્કીમી-ડસ)ની કબર સાયરેક્યુસમા ઘાસ અને પાદડાથી ઢકાયેલી નજરે પડી હતી

મે હમણાજ આપને જણાવ્યુ કે ઉમર ખય્યામની ઉમર ૭૨ સાલની હતી, પણ એની એક બીજી રૂબાઇ પરથી માલૂમ પડે છે કે એની ઉમ્મર લગભગ ૧૦૦ સાનની હતી. એ લખે છે કે

**આંનમ કિ પદીદ ગશ્તમ અઝ કુદરતે તૂ,**
**સદ સાલાહ શુદમ બનાઝો નેઅમતે તૂ,**
**સદ સાલ બ ઇમ્તહાન ગુનેહ ખા હમ કદ,**
**યા જુરમે મનસ્ત બેશ યા રહેમતે તૂ. ૩૯૫.**

"હુ યે શખ્સ છુ જે તારી કુદરતથી દુનિયામા જાહેર થયો, હુ યે શખ્સ છુ જે તારી મહેરબાનીથી સો સાલનો થયો, હુ સો વરસ સુધી ગુનાહ કરી અજમાશ કરીશ કે મારા ગુનાહ વધારે છે કે તારી રહેમત (દયા)"

છતાયે સભવિત છે કે 'સો સાલ'નો પ્રયોગ માત્ર કવિની અતિશયોક્તિ હોય અને ઉમરની દેરાઝી (લબાઇ) બતાવવાને માટેજ એનો પ્રયોગ થયો હોય કારણ કે આ રીતે બીજી રૂબાઇ-માતમા 'સો' શબ્દનો પ્રયોગ થયેલો છે

**જ્ઞાનસંચય પ્રવૃત્તિ**--ઉમર ખય્યામની તમામ ઉમ્મર જ્ઞાન-સંચય કરવામા જ વ્યતીત થઇ એણે કેટલીક એવી શોધો કરી છે જેથી એનુ નામ દુનિયામા સદાને માટે કાયમ રહેશે મે પહેલા જણાવ્યુ છે કે એને અલજીબ્રાનો ભારે શોખ હતો, તે અલજીબ્રાના દાખલાઓ બેસાડવામા પોતાનુ સઘળુ ભાન ભૂલી જતો એણે અલ-જીબ્રામા નવા સિદ્ધાન્તો શોધી કાઢયા, અને દાખલાઓ ગણવાની કઇક નવી રીતો શોધી કાઢી આ રીતો એવી ટુકી હતી કે એનાથી

દાખલા એકદમ બેસી જતા પોતે ખૂબ મહેનત કરી અલજીબ્રાનુ એક નવુ પુસ્તક બહાર પાડ્યુ અને એવુ નામ "જૈરો મુકાબલા" (અલજીબ્રા) રાખ્યુ આ પુસ્તક અસલ અરબ્બી ભાષામા છે એનુ ફ્રેન્ચ લોકોએ ઇ સ ૧૯૦૫ મા ભાષાંતર કરી ફ્રેન્ચની સાથે મૂળ પુસ્તક છપાવ્યુ છે અફસોસની વાત છે કે આ પુસ્તક પૂર્વના દેશોમા મળવુ વણુ મુશ્કેલ છે મને યાદ આવે છે કે આ પુસ્તકની એક આવૃત્તિ લખનૌની નદવા કોલેજમા ઇ સ ૧૯૧૧મા મે જોઇ હતી

ગૃહસ્થો, મે શરૂઆતમા જ જણાવ્યુ છે કે ઉમર ખય્યામને જ્ઞાનની વિવિધ શાખાઓ પર અભિરૂચિ હતી જેનો એને અલજી-બ્રાનો ભારે શોખ હતો તેવો જ તેને એસ્ટ્રોનૉમી યાને ઇલ્મે નજૂમી (જ્યોતિષવિદ્યા)નો ભારે શોખ હતો પોતે એ વિદ્યામા પારગત થયો હતો, અને એના હિસાબોની ગણતરી એની આગળીના વેઢે હતી એ વિદ્યાનો એણે ઘણો ઉડો અભ્યાસ કર્યો હતો, અને વિવિધ દૃષ્ટિબિન્દુથી એના કાયદા કાનૂનો અને નિયમોને ઉલટાવી ઉલટાવીને તપાસ્યા હતા તે જમાનાના પ્રચલિત નિયમો પણ એણે નજર તળે કાઢી નાખ્યા હતા, એથી એના બનાવેલા જન્માક્ષર બીજાઓના કરતા વધારે સાચા પડતા

આપે કદાચ 'સને જલાલી'નુ નામ સાભળ્યુ હશે એ શોધ જલાલુદ્દીન મલેકશાહ સલજૂકીના પ્રયાસથી થઇ હતી, અને એ શોધ કરનાર પણ આપણા નામવર હકીમ ઉમર ખય્યામ જ હતા મલેકશાહના દિલમા એમ થઇ આવ્યુ કે દિવસોની વધઘટ થતી હોવાથી પચાગમા સુધારો થવો જોઇએ છે આ માટે એણે આઠ જ્યોતિષવિદ્યાના વિદ્વાનોનુ કમિશન નીમ્યુ અને ઉમર ખય્યામને એ સૌનો ઉપરિ નીમ્યો ઉમર ખય્યામે ખૂબ વિચાર કરી, સરવાળા બાદબાકી મિલાવી, એક નવુ પચાગ શોધી કાઢ્યુ અને એની સાલને 'સને જલાલી'નુ નામ આપ્યુ આજ સુધીયે 'સને જલાલી'નુ નામ ચાલતુ આવે છે આના વિષે એડવર્ડ ગિબન લખે છે કે "એ જમાનાની ગણતરી જ્યુલિયસ સીઝરની ગણતરી કરતા પણ ચઢી ગઇ અને ગ્રેગરી (રોમના પોપ)ના પચાગની બરોબરીએ જઈ પહોચી જલાલીનુ પચાગ વરસના બરાબર દિવસ મિલા-વવામા અને વધવટ નહિ રહેવા દેવામા ગ્રેગરીના પચાગથી કોઇ રીતે ઉતરે તેમ નથી " એણે કેટલાક ભવિષ્યફળ શોધી કાઢ્યા જે

'ઝીચે મલેકશાહી' (મલેકશાહીના જન્મસ્થળ) ના નામથી પ્રસિદ્ધ છે સને ૫૦૯ હિજરીમા બાદશાહને શિકાર જવાનો શોખ થયો એણે ઉમર ખય્યામને બોલાવી કહ્યુ કે "તમારી જ્યોતિષવિદ્યાથી એવુ ચોઘડીઉ બતાવો કે વરસાદ ન નડે" ખય્યામે સારૂ ચોઘડીઉ જોઇ કાઢી આપ્યુ બાદશાહ શિકાર કરવા નીકળ્યો ત્યા તો આકાશમા કાળી મેઘઘટા છવાઇ ગઇ અને સખ્ત તોફાનના ચિહ્ન જણાવા લાગ્યા બાદશાહ ગભરાયો અને ખય્યામને પૂછવા પાછો આવ્યો. ખય્યામે એને સમજાવ્યો કે "આપ ખુશીથી પધારો પાચ છ દિવસ સુધી વર્ષાદ વર્ષનાર નથી" અને થયુ પણ તેમજ બાદશાહ શિકાર કરીને પાછો આવ્યો પણ વર્ષાદનુ ટીપુ સરખુયે પડયુ નહિ આથી જ્યોતિષવિદ્યાની એની નિપુણતાનો આપણે અંદાજ બાધી શકીએ છીએ આ પરથી આપણે સમજી શકીએ છીએ કે એ કેવો પ્રતિભાશાળી પુરૂષ હતો અને એ વિષયમા કેવુ અદ્ભુત જ્ઞાન ધરાવતો આ ઉપરાત એણે તબયાતના (Practical Science) વિષયમા પણ એક જૂદુ પુસ્તક રચ્યુ છે મનુષ્ય જીવનના સંબધમા પણ એણે એક પુસ્તક રચ્યુ છે સૃષ્ટિના ઉત્પત્તિલય વિષે પણ એણે એક ખૂબીદાર (સુદર) નિબધ લખ્યો છે જે મીસરમા છપાઇ પુસ્તકાકારે પ્રસિદ્ધ થયો છે ખય્યામે અસફાહાનમા એક કિતાબ જોઇ પોતે એ કિતાબને સાદ્યન્ત વાચી લીધી, અને નેશાપુર આવી એ કિતાબ પોતાની યાદદાસ્તમાથી લખાવવા બેઠો. લખાવ્યા પછી એની લખાવેલી કિતાબને મૂળ કિતાબ સાથે સરખાવી જોતા એમા બહુ જૂજ ફેરફાર નજરે પડયો આ પરથી એની બુદ્ધિચમત્કૃતિનો ખ્યાલ આવી શકે છે એ ઇલ્મે તજવીદ (કુરાનની આયાતને શુદ્ધ ઉચ્ચારણ સાથે શ્લોકોની માફક ભણવી તે)નો પણ જ્ઞાતા હતો વઝીર અબ્દુલ રઝાકની મજલિસમા કુરાને શરીફની એક આયાતના ઉચ્ચારણ સબધમા વિવાદ ઉભો થયો અને ઉમર ખય્યામે એનુ નિરાકરણ કર્યુ આ નિરાકરણ સાભળી ઇલ્મે તજવીદના આચાર્ય અબુલ હસન ગઝાલી પણ બોલી ઉઠયા 'ઉમર ખય્યામ આ જમાનામા સર્વ કારિયોમા (કુરાન ભણનારાઓમા) બેનમુન છે ખુદાની કોઇના પર કૃપા ઢળે તો ઉમર ખય્યામ પર ઢળજો !" ઉમર ખય્યામ કેવળ ફીલસૂફીમા જ પારગત ન હતો પણ ફલસફાયે તબયાત (સાયન્સ)નો પણ બડો પ્રોફેસર હતો. એણે એ વિષયમા

ઘણી શોધખોળ ચલાવી, અને પોતાની ઉમ્મરનો મોટો ભાગ એમા જ ગાળી નાખ્યો એને પાણી શામાથી બન્યુ છે એ જાણવાની ભારે ઉલટ હતી આ માટે એણે બડી બડી કોશિશો કરી આખરે એણે ખૂબ મહેનત કરી શોધી કાઢ્યુ કે પાણી ઓક્સિજન અને હાઇડ્રોજનમાથી બનેલુ છે એ સાથે લાગી ચીજોને જૂદી ક્યા વિના પાણીમા તોળી બન્ને જૂદી જૂદી ચીજોનુ વજન કાઢવાનો એણે નિશ્ચય કર્યો હવા વિષે પણ એણે ખૂબ બારીક શોધખોળ ચલાવી આ બધી શોધખોળનુ પરિણામ એ આવ્યુ કે એણે એક અજબ ત્રાજવુ શોધી કાઢ્યુ એ ત્રાજવાને પાણીમા રાખી એના એક પલ્લામા સોનાની હીરાજડિત વીંટી મૂકવાથી સોના અને હીરાનુ બન્નેનુ જૂદુ જૂદુ વજન જણાઇ આવતુ આથી ભાગ તોડ કર્યા સિવાય હજારો રૂપિયાના માલનુ મૂલ અકાતુ અને માલ અકબધ રહેતો ઉમર ખય્યામને સાહિત્યનો પણ ભારે શોખ હતો અરબ્બી ભાષામા એના રચેલા કાવ્યોના થોકના થોક મળી આવે છે

**રૂબાઇયાત**—ઉમર ખય્યામને એક ખુશ્ક ફીલસૂફ (શુષ્ક વેદાન્તી) સમજવો એ એ નામવર હકીમ (પડિત)ને સરાસર અન્યાય કરવા જેવુ છે એ માત્ર ફીલસૂફ જ નહિ પણ ~~મોજીલો~~ સૂફી પણ હતો માગ આ કથનના સાક્ષી તરીકે એની રૂબાઇયાત મોજૂદ છે એની રૂબાઇયાતની ખ્યાતિ માત્ર એશિઆમા જ નહિ પણ યૂરપમા પણ પ્રસરી એશિયાના કવિવરોએ રચેલા સઘળા કાવ્યોમા ઉમર ખય્યામની રૂબાઇયાત અનોખી છે કદાચ ઇરાનમા તે પહેલો જ કવિ છે જેણે આ અનોખા ઢગ પર કાવ્ય રચવાનુ શરૂ કર્યું હોય. આ કવિની રૂબાઇયાતની કદર એશિયા કરતાયે યૂરપમા જ્યાદા થઇ એશિયાના તમામ કવિવરો કરતા એની સાથે યૂરપને વધારે મહોબ્બત થઇ, અને એની કદર પણ યૂરપે સૌ કરતા વધારે કરી વિલાયતમા એના નામની કલબ (ખય્યામ કલબ) ખોલવામા આવી, અને કદાચ એની શાખાઓ બીજા શહેરોમા પણ ખોલવામા આવી હોય તો નવાઇ પામવા જેવુ નથી અત્યારે પણ લડનમા એની કલબ મોજૂદ છે, અને એની ખ્યાતિની શાખ પૂરે છે એશિયા કરતા યૂરોપમા આ રૂબાઇયાતની વધારે કદર થઇ એનુ કારણ શુ છે? આ કારણ વિચારવા જેવુ છે મૂળ કારણ એ લાગે છે કે એશિયાના લોક આ નામવર કવિવરના હાલથી પૂરેપૂરા

વાકેફ હતા અને એના કાવ્યની ખુબી પોતાની ભાષામા હોવાથી સારી પેઠે સમજતા જ્યા સુધી એમણે યૂરપના લોકોને ઉમરના કાવ્યની ખૂબી ન બતાવી ત્યા સુધી તેઓ અધારામા જ ફૂટાયા યૂરપમા રૂહાનિયત ( Spiritualism–આધ્યાત્મિકતા ) દિન પર દિન કમ થતી જાય છે અને માદિયત (materialism–ભૌતિકતા) નુ જોર વધતુ જાય છે આથી સ્વાભાવિક રીતે પરિણામ એ આવે છે કે મઝહબ તરફ લોકોની વેપરવાઇ વધતી જાય છે, દેહરિયત (નાસ્તિકતા ) તરફ તેમનો ઝૂકાવ બઢતો જાય છે અને એશઆરામ તરફ તેમનુ દિલ વધારે ને વધારે ખેચાતુ જાય છે રૂબાઈયાતમાના કેટલાક કાવ્ય ઉપલક રીતે આવા વિચારોનુ સમર્થન કરે છે એથી રપના લોક એમ સમજી બેઠા છે કે ઉમર ખય્યામ એમના જ વિચારનો માણસ છે યૂરપને એની રૂબાઇયાતમા અપેકુરસ (Epicures), સસરવ (Cicero), શફિક્લ ( Syphocles ? ) અમ ઝેનૂ ( Zeno ) ના ખ્યાલ નજરે ચઢે છે તેઓ એમ સમજે છે કે એ લોકોની માફક ઉમર ખય્યામનુ પણ એજ કહેવુ છે કે "ખાઓ, પીઓ અને મોજ કરો " તેઓ એમ સમજે છે કે એમની માફક ઉમર ખય્યામ પણ એમ માને છે કે જીદગીમા મોજ કરી તે ખરી યા જીદગી પછી કાઈ નથી, કોઇ પૂછનાર ગાછનાર નથી એમણે એશઆરામ અને મોજશોખના કેટલાક સિદ્ધાન્તો શોધી કાઢ્યા છે, અને એ પ્રમાણે તેઓ બરાબર અમલ કરે છે પણ ઉમર ખય્યામના ખ્યાલો પર જરા ઉડી નજર કરો શુ એના આજ ખ્યાલો છે કે? આવી વાત ભલે યૂરપના લોક માની લે, પણ એશિયાના લોક આવી વાત પર ભરોસો કરવા બિલકુલ તૈયાર નથી એક યૂરપીયન લેખકે તો એમ પણ લખ્યુ છે કે "પોતાના દેશબધુને કોઇ શરાબી કહે એ ભલા કોઇ ઇરાનીને પસદ હોય કે ? " પણ આમ લખવામા લેખક મહાશયે ભારે ભૂલ ખાધી છે, કારણ કે ઇતિહાસ લખતી વેળા મુસલમાનોએ આવી ત્ર્વાદારી (પક્ષપાતભરી ચાલચલગત) કદાપિ પસંદ કરી નથી ગાલિલ દેહલવી શરાબ પીતો હતો એના જીવનચરિત્રના લેખકે, ખુદ એના જ શિષ્યે, એના જીવનચરિત્રમા સાફ સાફ લખ્યુ છે કે એને શરાબની ટેવ હતી આથી વધારે પૂરાવો શો જોઈએ ? સાદી, હાફિઝ, જામી અને બીજા કેટલાયે કવિવરો અને ઉલમાઓના જીવન-

ચરિત્રોના લેખકોએ એમની એબ નહિ છૂપાવતા બરાબર સબંધથી બહાર પાડી છે. તો પછી 'દેશબંધુ'ની એબ છૂપાવવાની વાત ક્યા રહી? એ તો માત્ર બેહૂદો કટાક્ષ છે વાત એ છે કે યૂરપમા આવા ઉચા ખ્યાલના માણસો બહુ કમ છે ખય્યામ જે ટોચ પર ઉભો રહી આ ફાની દુનિયા તરફ જોઇ રહ્યો છે એ સ્થિતિએ પહોચતા હજી તેમને વાર છે આથી એની કૃતિ પર એકતરફી ફેસલો આપવો કે પૂરતો વિચાર કર્યા વિના એ વિષે કાઇ નિર્ણય બાધવો એ ઇન્સાફથી બહુ દૂર છે

**રૂબાઇયાતની આવૃત્તિઓ**—અફસોસની વાત છે કે જેટલી સખ્યામા ઉમર ખય્યામની રૂબાઇયાતની પ્રસિદ્ધિ થવી જોઇતી હતી તેટલી સખ્યામા તેની પ્રસિદ્ધિ થઇ નથી જો કે એની કેટલીક આવૃત્તિઓ જૂદા જૂદા કિતાબખાનામા મળી આવે છે છતા એથી દિલને સતોષ થતો નથી ઇ સ ૧૪૬૦ મા શીરાઝમા લખાયેલી આવૃત્તિની એક નકલ મિ ઓડલેના ઑાકસફર્ડના કિતાબખાનામા મળી આવે છે પણ તેમા માત્ર ૧૪૫ રૂબાઇયા જ છે બગાળ એશિયાટીક સોસાયટીની લાયબ્રેરીની આવૃત્તિમા ૫૨૬ રૂબાઇયા મળી આવે છે વાન હેમરે જે આવૃત્તિ જોઇ એમા માત્ર ૨૦૦ રૂબાઇયા જ મળી આવી હતી એક આવૃત્તિ ઈ સ ૧૮૩૬ મા કલકત્તામા છપાયેલી છે, એમા ૪૯૨ રૂબાઇયા નજરે પડે છે વિલાયતમા જેટલી રૂબાઇયા છપાઇ છે તેમા સાથે સાથે અગ્રેજી તરજુમો પણ આપ્યો છે મોનસ્યર નિકોલસે પણ એક આવૃત્તિ બહાર પાડી છે જેમા ૪૬૦ રૂબાઇયા આપી છે સાથે સાથે ફ્રેન્ચ તરજુમો પણ આપ્યો છે એને છપા-વવામા એણે ઉચી કળારસિકતાનો પરિચય કરાવ્યો છે રૂબાઇ-યાતની સંખ્યા સિવાય આ આવૃત્તિઓના ગુણદોષ બતાવવા ઘણુ મુશ્કેલ કામ છે એશિયાની બેપરવાઈ અને યુરપની હલકી વૃત્તિએ એમા કેટલાયે વળ પાડી દીધા છે એશિયામા છાપખાનાની જોગ-વાઇ નહોતી, લોકો હાથથી જ પુસ્તકો લખતા પુસ્તકો લખતી વેળા સાધારણ લખનારાઓએ શુદ્ધ-અશુદ્ધનો ખ્યાલ બહુ ઓછો રાખ્યો અને આથી કેટલીયે રૂબાઇયાતોમા વધઘટ નજરે પડે છે પણ આ વધઘટ કરતાયે વધારે ખરાબ તો એ થયુ કે લોકોએ એ રૂબાઇયાતોનુ ખુન કરવુ શરૂ કર્યું, અને પોતાની અને બીજાઓની

રૂબાઇયાતોને ઉમર ખય્યામની કહીને એની સાથે જોડી દીધી લગભગ આ જ હાલ ફિરદોસીના શાહનામાના થયા છે એની એક શએરથી (કવિતથી) માલૂમ પડે છે કે એણે કુલ ૬૦૦૦૦ શએર બનાવી હતી, પણ આજ એ ૬૦૦૦૦ શએર નથી મળતી, ઉલટુ કેટલીક એવી શએર મળી આવે છે જે પાછળથી કોઇની ઉમેરાયેલી હોય તેવી લાગે છે, અને કેટલીક તો એની છે જ નહિ આવો ફેરફાર કે સુધારાવધારા કરી શકે એવા માણસો યૂરપમા મળવા દુર્લભ છે, આથી યૂરપના લોકોએ તો માત્ર ઉમર ખય્યામના નામની જેટલી રૂબાઇયા મળી તે સર્વ એકઠી કરી તેનો સગ્રહ છપાવ્યો છે મારા સમજવા મુજબ જે શએરોને માટે લોકો ઘણી ટીકા કરે છે તેમાની ઘણીખરી તો ઉમર ખય્યામની છે જ નહિ, માત્ર એના નામ સાથે લોકોએ જોડી દીધી છે ઉમર ખય્યામની રૂબાઇયાત વાચનારાઓએ આ લક્ષમા રાખવુ જોઇએ, નહિ તો વાન હેમર અને સર ડબલ્યુ ઓસલીની માફક એમના દિલમા પણ ભ્રમ પેદા થશે. બીચારા ઓસલી સાહેબને તો ત્યા સુધી ભ્રમ થયો કે ખય્યામ સૂફીવાદની વિરૂદ્ધ હતો કારણ કે એની કેટલીક રૂબાઇયાતમા સૂફીઓની વિરૂદ્ધ લખાણો મળી આવે છે ! પણ હકીકતમા જોઇએ તો આ કથનને સત્યથી સો ગાઉનુ છેટુ છે

**રૂબાઈયાતનો ભાવાર્થ**—રૂબાઇયાતના વિષયમા મે જે કાઇ અભ્યાસ કર્યો છે એના દોહનરૂપે હુ નીચે કેટલીક રૂબાઇયાતો આપુ છુ જેના પર ખૂબ ચર્ચા થઈ છે, અને જૂદા જૂદા વિદ્વાનોએ જેના પર વારવાર કલમ ઉઠાવી છે વાહદતુલ વજૂદ (પ્રભુની સર્વવ્યાપકતા), કઝાવ કદર (વિધિના લેખ) દુનિયાફી બેસબાતી (જગતનુ મિથ્યાત્વ,) રિયાકારોસે નફરત (ખલ પુરૂષો પ્રત્યેનો ધિક્કાર), દુઆ (પ્રાર્થના), ઇખલાકી નસીએહ (ચારિત્ર્ય કેવુ રાખવુ એ સબંધી શીખામણ), અને મયખારી (મદ્યપાન) આ મુખ્ય વિષયો છે હવે આ વિષે હુ ઉમર ખય્યામની કેટલીક રૂબાઇયાતો ટાકુ છુ જેથી આપ સૌને ખ્યાલ આવી જશે કે તે આ વિષયમા શો મત ધરાવતો હતો

**વાહદતુલ વજૂદ યા હમાઓસ્ત** (પ્રભુની સર્વવ્યાપકતા)—હિન્દુઓની માફક સૂફીઓમા પણ એક સપ્રદાય એમ માને છે કે પ્રભુ સર્વવ્યાપક છે, આખુ બ્રહ્માડ એક જ તેજનુ કિરણ છે, એક જ ઝરણાનો પ્રવાહ છે આ સપ્રદાયના આદિ આચાર્ય ઇમામ મોહીયુ-

દીન અરબી છે જો કે એમના પહેલા કેટલાયે પવિત્ર પુરૂષો થઈ ગયા છે જેઓ આજ મતમા માનતા હતા, પણ તેમની એ માન્યતા તેમણે પોતાના હોઠ બહાર કાઢી નહોતી

માત્ર પોતાના અતર્ગત શિષ્યોને આ ગૂઢ રહસ્ય તેઓ એકાતમા સમજાવતા અને તેમને આ વાત બહાર નહિ પાડવા આદેશ કરતા ઇમામ મોહીયુદ્દીન અરબી પહેલા શખ્સ છે જેમણે આ વાતને પુસ્તકાકારે છપાવી લોકોને જાહેર કરી દીધી એ જમાનાના માણસોની માફક ઉમર ખય્યામ પણ વાહદતુલ વજૂદ યાને હમાઓસ્તમા માનતો, અને પોતાની રૂબાઇયાતમા એણે એક જગ્યાએ પોતાના મતનો પ્રકાશ કર્યો છે તે કહે છે કે

**બુતખાનઓ કાબ્બા ખાનએ બંદગીસ્ત**
**નાકુસ ઝદન તરાનએ બદગીસ્ત**
**ઝુન્નારો કલીસાઓ તસબીહો સલીબ**
**હકકા કે હમે નિશાનએ બંદગીસ્ત. ૩૪.**

**હક જાને, જહાંનસ્તો જહાં જુમલે બદન**
**વઅસનાફે મલાયેકા હવાસે ઇતન**
**અફલાકો અનાસીરો મવાલીદ આઝા**
**તવહીદ હમીનસ્તો દીગરહાહમે ફન. ૩૬૯.**

"બુતખાનાઓ (મૂર્તિવાળા મદિરો) કાબાઓ (પૅગોડા) બન્ને સરખા બદગીના સ્થાન છે–શખ વગાડવો એ બદગીની નીશાની છે, જનોઇ, ચર્ચ, માળા, ક્રૉસ, ખુદાના કસમ–આ બધી બદગીની નિશાનીઓ છે ૩૪ સત્ય દુનીઆનો આત્મા છે, તમામ દુનીઆ બદન–શરીર છે પ્રત્યેક ફીરસ્તો–દેવતા–આ શરીરની ઇન્દ્રિયો છે આસમાન, મહાભૂતો [ પૃથ્વી, પાણી વિગેરે ] અને મવાલીદ [ પેદા થાય છે તે જીવો ] એના અવયવ છે અસલ તો તે એકજ છે. બાકી બધી વાતો અઇઆરી છે" ૩૬૯

એક બીજી રૂબાઇમા આજ ભાવને તે વધારે સ્પષ્ટતાથી વર્ણવે છે અને જાણે કે અર્થસુન્દરી પરનો શબ્દનો ઘૂઘટ ખેચી લીધો હોય તેમ એ ભાવની સુન્દરતા દેખનારને આબેહૂબ નજરે પડે છે

**કતરાહ બિગરીસ્ત કે અઝ બહર જુદાઇમ હમાં,**
**બહર બર કતરાહ બખન્દોદ કિ માઇમ હમા,**

**દર હકીકત દીગરે નેસ્ત ખુદાઇમ હમાં,**
**લેક અઝ ગર્દિશે યક નુકતા જુદાઇમ હમાં. ૪૧૦.**

"[પાણીનુ] ટીપુ રોઇ પડ્યુ કે 'હુ સમુદ્રથી જુદુ પડી ગયુ' સમુદ્ર ટીપા પર હસે છે-કે 'આપણે બધા એક જ છીએ, જુદા નથી, આપણે બધા ખુદા છીએ, પણ ચક્રમા ફરતા બિન્દુની જેમ આપણે જુદા પડી ગયા છીએ'"

આજ રીતે અક બીજી રૂબાઇમા પણ તેઓનુ વર્ણન કરે છે અને વાહદતુલ વજૂદના વિષયનો પૂરેપૂરો સ્ફોટ કરે છે

**ગહ્ ગશ્તા નિહાં રૂ બકસે નનુમાઇ**
**ગહ્ દર્ સોવરે કૌનુ મકાં પૈદાઇ**
**ઇં જલ્વગરી બખેશતન્ બે નુમાઇ**
**ખુદ આંયને આયાનીઓ ખુદી બીનાઇ. ૪૭૫.**

"કોઇ વાર છૂપાઇ જઇને તારૂ મુખ દેખાડતો નથી. કોઇવાર દુનીઆના કાલીબ (સચા)મા સૌની નજરે ચઢે છે આ તારૂ દર્શન તારા માટેજ છે તું પોતે જ આખ છે અને આખનુ નૂર છે."

આ રુબાઇયાતોથી આપને ખ્યાલ આવી ગયો હશે કે ઉમર ખય્યામ આ વિષયમાના પોતાના વિચારોને કેવી સ્પષ્ટતાથી વ્યક્ત કરી શકે છે

**કઝાવા કદર યા મસલા તકદીર**—(વિધિનો લેખ) દુનિયામા એવો કોઇ ધર્મ નથી જેમા કઝાવા કદર યાને મસલા તકદીરની વાત ન આવતી હોય ઇસ્લામમા પણ કિસ્મત સબધી ઘણુ સાન્ત્વન આપ્યુ છે પણ દુનિયાના ફીલસૂફો યાને તત્ત્વવેત્તાઓએ આ બાબતમા જૂદો જૂદો માર્ગ પકડયો છે એમાના એક પક્ષનો એવો મત છે કે ઇન્સાન ચાહ્યુ સો કરી શકે છે બીજો પક્ષ એમ માને છે કે ઇન્સાન કાઇ કરતો નથી, ખુદા ચાહ્યુ સો કરી શકે છે ઉમર ખૈયામની રૂબાઇયાત પરથી માલૂમ પડે છે કે એ બીજા પક્ષના મન્તવ્યમા માનતો એ કહે છે કે

**ઇઝદ ચુંન ખાસ્ત આંન ચેમન ખાસ્તે અમ**
**કય ગરદદ રાસ્ત આંન ચેમન ખાસ્તે અમ**
**ગર જુમલે સવાબસ્ત કે ઉ ખાસ્તે અસ્ત**
**પસ જુમલે ખતાસ્ત આંન ચેમન ખાસ્તે અમ. ૩૫૭.**

"જો ખુદા એમ ન ઇચ્છે કે હુ કાઇ ઇચ્છુ, તો હું જે કાઇ ધારૂ તે શી રીતે સારૂ હોઇ શકે? જે એણે પસદ કર્યું છે એ જો બધુ ખરૂ હોય, તો મે જે પસદ કર્યું છે તે બધુ ખોટુજ હોય"

જો કે આ રૂબાઇનો અર્થ સ્પષ્ટ છે અને વિશેષ વર્ણનની જરૂર નથી, છતા એજ મતલબની એક બીજી રૂબાઈ હુ નીચે ઉતારૂ છુ.

**અઝ આબો ગીલમ સિરિશ્તએ મન ચે કુનમ્**
**વીં પશમો કસ્બે તુરિશ્તએ મન એ કુનમ્**
**હર નેકો બદી કે આયદ અઝ મા બવોજૂદ**
**તુ બર સરે મન નવિશ્તએ મનચે કુનમ્. ૩૧૧.**

"પાણી અને માટીથી તે પેદા કર્યો હુ શુ કરૂ? આ હાડકાને ચામડા સાથે તે જોડયા, હુ શુ કરૂ? જે કાઇ ભલાઈ બુરાઈ મારાથી થાય છે તે તે મારા તકદીરમા લખી છે હુ શુ કરૂ?"

એક બીજી રૂબાઇમા કેવી ઉમદા રીતે એ કહે છે કે

**સાઝીન્દ એ કારે મુરદા વાઝીન્દા તુઇ**
**દારિન્દ એ ઈ ચરખે પરાગન્દા તુઈ**
**મન ગરચે બદમ ખાજઇ ઈં બન્દા તુઇ**
**કસરા ચે ગુના નેહ આફરી નિનન્દએ તુઇ. ૪૭૧.**

"મરેલાનો અને જીવતાનો બનાવનાર તુ છે આ ફેલાએલા આસમાનને રાખનાર તું છે અરે માલીક, હુ જો કે બુરો છુ, તો-પણ તારો બન્દો-દાસ-છુ કોનો શુ ગુન્હો?–નહિ–પેદા કરનાર તું છે."

**દુનિયાકી બેસબાતી (જગતનુ મિથ્યાત્વ)**—દુનિયાની બેસબાતી વિષે ઉમર ખય્યામે જે ચોકબધ રૂબાઇયા લખી છે એથી એનો અટલ વિશ્વાસ ખુલ્લો નજરે આવે છે એ એમ માને છે કે આ દુનિયા એવી જગા છે જ્યા હરદમ ફેરફાર થયા કરે છે, માટે આ મુકામમા જે કામ કરવુ તે બહુ વિચારીને કરવુ જોઈએ એ કહે છે કે

**અઝ મતબખે દુનીઆ તુ હમે દુદ ખુરી**
**તા ચદ જમાને બુદો નાબુદ ખુરી**
**દુનીઆ કે બર એહલે ઉ ઝીયાનીસ્ત અઝિમ**
**ગર તરકે ઝીયાં કુની હમે સુદ ખુરી. ૪૩૯.**

"દુનીઆના બબર્ચીખાનાનો તું હમેશા ધુમાડો ખાય છે સત્ અને અસત્‌નો તું કેટલો બધો વિચાર કરે છે દુનીઆ દુની-

આવાળાઓ માટે એક મોટી ખોટ છે પણ જો તુ આ ખોટને છોડી દે તો નફો મેળવી શકે છે ”

ઉમર ખય્યામ વારવાર એ વાતને યાદ કરે છે કે આ દુનિયામા જે ફેરફારો થયા કરે છે તેનુ છેવટ ફના (યાને પ્રલય) છે એક રૂબાઇમા એ સાફ લખે છે કે

**આં કસ્રર કે બર ચર્ખ હમી ઝદ પેહલુ**
**બર દરગહે ઉ શાહાન્ નેહા દન્દી રૂ**
**દીદીમ કે બર કંગરે અશ ફાખતઈ**
**આવાઝ હમી દાદ કે કૂ કૂ કૂ કૂ ?. ૩૯૨.**

“પેલો મહેલ આસમાનની બરાબર હતો. એના ઉમરા ઉપર બાદશાહો નોકરી ભરતા મે જોયુ તો એના કાગરા પર એક હોલી પૂકારતી હતી કે કૂ, કૂ કૂ, કૂ–કોણ છે ? કોણ છે ?”

ઉમર ખય્યામ એમ માને છે કે સર્જનહારની સર્વ કૃતિઓમા મનુષ્ય શ્રેષ્ઠ છે પણ મનુષ્યની શી દશા છે ? બોલતા ચાલતા જોત જોતામા એનો જીવ ખોળીયામાથી ઉડી જાય છે અને ખોળીયુ પણ રહે છે ખરૂ ? કાતો એને બાળી દેવુ પડે છે, કાતો એને જમીનમા દફનાવવુ પડે છે, આખરે માટીનુ ખોળીયુ માટીમા મળી જાય છે અને એ માટીમાથી લોકો ઇટો પાડે છે, નળીઆ, કૂજા અને સુરાહીઓ બનાવે છે આ પ્રમાણે દુનિયા શરૂ થઇ ત્યારથી જ ચાલતું આવે છે આજે જે શખ્સ બીજા કોઇની માટીના પ્યાલામા ધીરે ધીરે પાણી પી રહ્યો છે તેજ શખ્સની માટીનો પ્યાલો બનાવી કાલે કોઇ બીજો તેનો ઉપયોગ કરશે આ ભાવને સુદર રીતે વ્યક્ત કરી ઉમર પોતાની એક રૂબાઇમા લખે છે કે

**ઈ કુઝા ચુ મન આશે કે ઝારી બુદસ્ત**
**દર બન્દે સરે ઝુલ્ફે નિગારી બુદસ્ત**
**ઈ દસ્તાકે દર ગરદને ઉમી બીની**
**દસ તીસ્તકે બર ગરદને યારી બુદસ્ત. ૩૨.**

“આ કુજો મારી માફક આશક હતો, અને કોઇ માશૂકના જુલ્ફ–વાળ–નો કેદી હતો આ દસ્તો જે તમે એની ગરદનમા જુઓ છો તે એક હાથ હતો કે જે કોઇ યારની ગરદનમા હતો”

ઉમર ખય્યામ કહે છે કે જ્યારે ઇન્સાનની આ જ દશા છે ત્યારે શા માટે ઇન્સાન દુનિયામા આટલી ફીકર કરતો હશે, મગરૂરી

કરતો હશે, બીજાઓને તકલીફ દેતો હશે, અંદર અંદર ઝઘડા કરતો હશે? આ બધાને છોડીને ઇન્સાને બધાની સાથે નરમાશથી અને મોજથી રહેવુ જોઇએ તે કહે છે કે

હર સબ્ઝા કે દર કિનારે જુઈ રૂસતસ્ત
ગુઈ ઝ લબે ફરિશ્તા ખુઇ રૂસતસ્ત
હાં બર સરે સબ્ઝા પા બખારી નનેહા
કાં સબ્ઝા બખાકે લાલા રૂઇ રૂસતસ્ત. ૬૨.

"આ ઝરાના કીનારા પર જે લીલોતરી છે એ કોઇ ફિરસ્તા સરખી માશૂકના ઓઠમાથી ઉગી હશે. આ લીલોતરી પર બે પરવાઇથી પગ ન મૂક, એ કોઈ લાલારૂ (લાલ ફૂલના જેવા ચ્હેરાવાળી) માશૂકની ખાકમાથી ઉગી હશે"

પીશ અઝ મનો તુ લયલો નિહારી બુદસ્ત
ગર દિન્દા ફલક ઝ બહરે કારી બુદસ્ત
ઝીનહાર કદમ બખાક આહિસ્તાનેહી
કાં મરદુમકે ચશ્મે નિગારી બુદસ્ત. ૩૩.

"મારી અને તારી પહેલા દિન અને રાત હતી અને આસમાન દરેક કામને માટે ઘુમતુ હતુ ખબરદાર! ખાખ ઉપર પગલુ આસ્તેથી મૂકો, કેમકે એ (કોક દિવસ) માશૂકની આખની કીકી હતી."

એક બીજી રૂબાઇમા આજ ભાવને ઘણી મધુર રીતે વર્ણવતા તે કહે છે.

બરસંગ ઝદમ દુશ સબુઈ કાશી
સર મસ્ત બુદમ કે કરદમ ઈં અવબાશી
બા મન બઝબાને હાલ મી ગુફ્ત સુબૂ
મન ચુતુ બુદમ તુ નીઝ ચુ મન બાશી. ૪૪૬.

"મે કાલે કાશીના પ્યાલાને પત્થર પર પછાડી ભાગી નાખ્યો. હુ મસ્ત હતો. આવુ કામ મે કર્યું! પ્યાલાએ પોતાની હાલતરૂપી જબાનથી કહ્યુ 'હુ તારા જેવો હતો અને તું પણ મારા જેવો થઇશ'"

**રિયાકારોસે નફરત** (ખલ પુરૂષો પ્રત્યેનો ધિક્કાર)—ઉમર ખય્યામની રૂબાઇયા હકીકતમા એક બગીચો છે જેમા રંગબેરંગી ફુલો ખીલ્યા છે લોક આ બગીચામા ટહેલે છે, અને મનપસંદ ફુલો

ચૂંટે છે. ઉમર ખય્યામની ખરી ખૂબી એ છે કે પોતાને મનપસંદ છોડ એ બગીચામા વાવે છે અને ઉગાડે છે આ કામમા તે બીજા કોઇની પરવા કરતો નથી. પોતાના આયના જેવા સાફ દિલમા જે વાત આવે છે તે જ જબાન પર લાવે છે. સાક્ષરોની જેમ શબ્દ-જાળ કે લુચ્ચાઇનો પડદો ઢાકવાનો તે પ્રયત્ન નથી કરતો એ શરાબ પીએ છે, પછી તે ગમે તે જાતનો કા ન હો, એનો તે સાફ દિલથી એકરાર કરે છે લોકો એને ફીલસૂફ હોવાને લીધે કાફિરનો ઇલ્કાબ આપે છે. એ કહે છે કે "જો ફીલસૂફી કાફિરી છે તો હુ કાફિર સહી" એ સમજે છે કે ઇન્સાન ગુનાહથી નથી બચતો પોતે ઇન્સાન છે અને છેથી ગુનાહગાર છે, એટલે પોતે એ દોષમાથી નથી છટકી શકતો આથી એને લુચ્ચા અને ખલ પુરૂષોની ભારે ચીડ છે ઉમર ખૂય્યામના જમાનામા મુસલમાનો ખાધેપીધે સુખી હતા, દોલતમન્દ હતા, માલદાર હતા આથી એમનામા સુસ્તીએ ઘર કર્યું હતુ, એશઆરામ, મોજશોખ તથા બીજા છંદોમા તેઓ ચકચૂર રહેતા ઉલ્માઓ અને સૂફીઓની એ ફરજ હતી કે પોતાની કોમને આ હલાક (વિનાશક) બીમારીથી બચાવે, પણ કમનસીબીની વાત એ હતી કે તેઓ પોતે જ સૌ કરતા એ બીમારીમા વધારે ફસ્યા હતા, છતા મોભો જાળવી રાખવાને ખાતર હરેક પ્રકારની યુક્તિઓ વાપરતા ખૂબી એ છે કે આ જ ઉલ્માઓ બીજાઓને કાફિર કહેતા આચકો ખાતા નહિ ઉમર ખય્યામ પર આ લોકોએ પસ્તાળ પાડી અને એના પર તે વખતમા જે જે વીતી એથી ઘાયલ થએલા અને માર્યા ગયેલા શહીદોનુ ખૂન (લોહી) તાજુ નજર આવે છે. આ વિષે ઉમર ખય્યામે પોતાની એક રૂબાઇમા ઇશારો કરતા કહ્યુ છે કે

> બામન્ તૂ હર આંચે ગોઇ અઝ કી ગોઈ
> પયવસ્તા મરા મુલ્હિદો બેદી ગોઈ
> મન ખુદ મુકિર્રમ બર આંચે હસ્તમ્ લેકીન
> ઇન્સાફ બેદેહ તોરા રસદ કિં ગોઈ. ૪૫૦.

"મને જે કાઈ તું કહે છે તે કીનાને લીધે કહે છે તું મને નાસ્તિક અને અધર્મી કહે છે હુ પોતે તે કબુલ કરૂ છું કે હું એવો છુ પણ ઇન્સાફ કર કે આમ કહેવુ તને યોગ્ય છે?)

એક રૂબાઇમા આવા લોકોની એણે ખૂબ મજા ઉડાવી છે,

અને બિલકુલ નીડર બનીને આ લોકો વિષેનો પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો છે. તે કહે છે

**શયખે બઝને ફાહેશા ગુફ્તા મસ્તી**
**હર લેહઝા બદામે દિગરી પાબસ્તી**
**ગુફ્તા શયખા હર આંચે ગુઈ હસ્તમ**
**અમ્મા તુ ચુનાં કે મી નુમાઇ હસ્તી.** ૪૭૩.

"શેખે એક વંઠેલી ઓરતને મસ્તીમા કહ્યુ 'તુ હમેશા જુદા જુદા માણસોના ફંદામા ફસી રહે છે' એણે કહ્યુ 'મહેરબાન! આપ જેવી મને કહો છો તેવી હુ છુ પણ આપ જેવા દેખાઓ છો તેવા છો?' "

આથી પણ સ્પષ્ટ રીતે આ લોકોને ઉઘાડા પાડી તે લખે છે કે—

**ગર મય નખુરી તાઅના મઝન્ મસ્તાંરા**
**ગર તવબા દેહદ તવબા કુનમ યઝદાંરા**
**તુ ફખર બદીં કુની કે મન મય ન ખુરમ્**
**સદ કાર કુની કે મય ગુલામસ્ત આંરા.** ૧૧.

"તુ શરાબ નથી પીતો પણ મસ્તોને મ્હેણુ ન દે જો મ્હારે પશ્ચાત્તાપ કરવો હશે તો હુ ખુદાની આગળ કરૂ આ વાત ઉપર મગરૂરી કરતો હો કે 'શરાબ નથી પીતો' તો તુ સેકડો એવા બૂરા કામ કરે છે કે શરાબ તો તેનો ગુલામ છે"

**દુઆ** (પ્રાર્થના)—કેટલાક યૂરપિયન લેખકોએ લખ્યુ છે કે ઉમર ખય્યામ એપિક્યૂરસના વિચારનો માણસ છે એપિક્યૂરસનો એ ઉપદેશ છે કે ભૂત ભવિષ્યની ચિંતા ન કરો, અને ખાઓ, પીઓ અને ખુશ રહો આ પરથી એમ લાગે છે કે અહીંયાના ચાર્વાકોની માફક એપિક્યૂરસ પણ બીજી દુનિયામા માનતો નથી એ એમ સમજે છે કે દુનિયામા ઇન્સાન જે કાંઇ કરે છે તેના સારા માઠા ફળ ઇન્સાન આ દુનિયામા રહે છે ત્યા સુધી જ ભોગવે છે હિન્દુઓના પુનર્જન્મમા કે યુનાનીયોની રૂહની શાન્તિમા તે માનતો નથી. જીંદગીમા એને કોઈ એવી ગુંચ નથી મળતી જેનો ખુલાસો આ પુનર્જન્મ કે કર્મફળના સિદ્ધાન્તથી થાય આથી સભવિત છે કે યૂરપિયન લોકોને ઉમર ખય્યામની રૂબાઇયાતમા આવા જ ખ્યાલ નજરે પડે પણ જરા ઊંડો વિચાર કરવાથી દીવા જેવુ સ્પષ્ટ દેખાશે

કે ઉમર ખય્યામ જેવા જ્ઞાની ફીલસૂફનુ સ્થાન આવા ઉપરછલ્લા ખ્યાલોથી ઘણે ઉચે છે એણે પોતાની અસખ્ય રૂબાઇયોમા ક્યામત, અઝાબ (પાપ), સવાબ (પુણ્ય), હિસાબ વગેરે વિષે વારવાર લખ્યુ છે તેથી સાબીત થાય છે કે એવા ખ્યાલોથી પર હતો આવી રૂબાઇયાને કોરાણે મૂકી માત્ર ખુદાને દુઆ કરવાવાળી જ તેની રૂબાઇયા વાચીએ તો એ જ આ મતનુ ખડન કરવાને બસ છે આથી જ હુ કહુ છુ કે ઉમર ખય્યામની ફીલસુફી એપિક્યુરસ, સફરૂશ ( Sophocles ? ) અને ઝીનની ફીલસૂફીથી બિલકુલ નિરાળી છે ઉમર ખય્યામ કહે છે કે " દુનિયા ફાની છે અને એની હર ચીજ હરદમ બદલાયા કરે છે, એથી લોભવૃત્તિમા તણાઇ જઇ પોતાની મર્યાદાથી બહાર જવાનો મનુષ્યે હરગીજ પ્રયત્ન નહિ કરવો જોઈએ, કારણ કે જે કુદરતની મર્યાદાની બહાર છે તે તારી તાકતની મર્યાદાની પણ બહાર છે માટે મર્યાદામા રહીને જ કોશિશ કર અને ખુશ રહે કારણ કે મર્યાદા છોડીને બહાર જવાથી રજ અને અફસોસ સિવાય બીજુ કાઈ મળતુ નથી અને આ રજ અને અફસોસથી તારી મુશ્કેલીઓ ટળતી નથી તો પછી એ રજ ખમવામા પણ શો માલ ? માટે કુદરતની મર્યાદાથી બહાર નીકળ-વાને ખાતર ફોકટ ફાફા ન માર, અને વખત એળે ન કાઢ નાહક અફસોસ કર્યા વિના જે સ્થિતિમા તુ છે તેજ સ્થિતિમા રહીને આ થોડી ઉમ્મર ખુશીથી ગુજાર ".

એ કહે છે કે

**ઇમ રોઝ તુરા દસ્ત રસી ,ફરદા નીસ્ત**
**વ અન્દી શએ ફરદાત બજીઝ સવદા નીસ્ત**
**ઝાયે મકુન ઇદમ અર દીલત શયદા નીસ્ત**
**કીં બાકીએ ઉમ્રરા બકા પયદા નીસ્ત. ૩૦.**

" આજ તારો છે કાલ પર કોઇનો કાબુ નથી અને કાલની ફીકર બેવકુફી સિવાય બીજુ શુ છે ? અગર તારૂ દીલ આશક ન હોય તો આ વખત ગુમાવીશ ના કારણ કે બાકીની ઉમ્મર હમેશા રહેશે નહિ "

ખુદાની પાસે એ કેવા સાચા દિલથી દુઆ કરે છે ! પોતાના ગુનાહોનો એ કેવા સાફ દિલથી એકરાર કરે છે ! નમૂનાને ખાતર હુ એ કીસમની થોડી રૂબાઇયા નીચે આપુ છુ

ન લાકયે મસજીદમ ન દરખુરદે કનીશત
ઈઝદ દાનદ ગીલે મરા અઝચે સિરીશત
ચુ કાફીરે દરવીશમ વ ચુ કહબએ ઝીશત
નય દીનો ન દુનીયાઓ ન ઉમ્મીદે બહીશત ૬૦.
મન બંદએ આસીયમ રેઝાએતો કુજાસ્ત
તારીક્ દીલમ્ નૂરો સફાયે તો કુજાસ્ત
મારા તૂ બોહિશ્ત અગર બતાએત્ બખ્શી
ઈ મુઝદ બોવદ્ લુત્ફો આતાએતો કુજાસ્ત. ૯૩.

"ન હુ મસ્જીદને લાયક છુ, કે ન પેગોડાને લાયક છુ ખુદા જ જાણે છે કે મારી માટી કઇ જગાની છે હુ એક કગાલ ફાકીર અને બદસૂરત વેશ્યા જેવો છુ નથી હુ દીનનો (ધર્મનો) કે નથી દુનીઆનો રહ્યો! સ્વર્ગની ત્હોયે ઉમેદ છે!" ૬૦.

"હુ ત્હારો ગુન્હેગાર દાસ છુ તારી મહેરબાની ક્યા છે? મારે દીલ અંધારૂ છે તારૂ તેજ અને સફાઇ ક્યા છે? તુ જો મને સ્વર્ગ હુકમ પાળવા માટે આપે તો એ મજૂરી આપી તારી મહેરબાની અને બખશીશ ક્યા રહી?" ૯૩

આગળ ઉપર તે કહે છે

યક્ યક્ હુનરમ્ બીન વ ગુના દહ દહ બખ્શ,
હરે જુરૂમ કે રફ્ત હસ બતન લીલ્લા બખ્શ.
અઝ બાદે હવા આતીશે કી રો મફરોઝ
મારા બસરે ખાકે રસુલ્લાહ બખ્શ. ૨૮૮.

"મારો એકેક ગુન્હો જો અને દશ દશ ..ફ કર જે ગુન્હો મારાથી થયો છે–ખુદાની ખાતર તે માફ કરી દે ખાયેશ (તૃષ્ણા) ની હવાથી કીનાના અગ્નિને ભભૂકાવીશ નહિ મને રસુલુલ્લાહની ખાકની ખાતર માફી દે"

એક રૂબાઇમા પશ્ચાત્તાપથી ગદ્‌ગદ્ કંઠે એ ખુદાને દુઆ કરે છે કે

અય દર રહે બન્દગીયત યક્સાં કહો મેહ
દર હરદો જહાં ખીદમતે દરગાહે તુ બેહ
નક્બત તુ સીતાનીઓ સઆદત તુ દેહી
યારબ તુ બ ફઝલે ખીશ બેસીતાં વ બે દહે. ૪૨૨.

"ઓ પરમાત્મન્! તારી બદગીના રસ્તામા નાના મોટા સઉ બરાબર છે. બન્ને દુનિઆમા તારી દરગાહની (દરબાર) ખીદમત

(સેવા) બ્હેતર છે ખરાબ તુ લઇ લે અને તકદીર દે. ઓ ખુદા, તારી મહેર વડે આ લઇ લે અને એ આપ"

આથી માણુસ દગ થઇ જાય છે, અને કવિની ખૂબી પર આફરીન થઈ જાય છે.

ખુદા પર એને ભારે ભરોસો છે અને એ કોઇ દિવસ નાઉમેદ થતો નથી. એ કહે છે કે

ગર ગવહરે તા એતત્ ન સુફ્તમ હરગીઝ
ગરદે ગુનેહ અઝ ચેહરા તરૂફ્ તમ હરગીઝ
નવ ઉમ્મીદ નયમ ઝ બાર ગાહે કરમત
ઝીરાકે યકીરા દો ન ગુફ્તમ હરગીઝ. ૨૬૮.

"જોકે મે તારા હુકમના મોતીને કદી પરોવ્યા નથી અને ચ્હેરા ઉપરથી ગુન્હાની માટી કદી ખખેરી નથી, તો પણ તારા મોટા દરબારની મને નિરાશા નથી કારણકે મે 'એક' ના 'બે' કહ્યા નથી. [મે એકજ ઇશ્વર માન્યો છે.]"

એક બીજી રૂબાઇમા પ્રભુની નિત્યતા અને એકતા વિષે કેવી ઉમદા રીતે પ્રાર્થના કરી છે' તે કહે છે કે

બુકુશાઇ દરમ કે દર કુશાયન્દા તુઈ
બેનુમાઇ રેહમ કે રેહ નુમાયન્દા તુઇ
મન દસ્ત બહેચ દસ્તગીરે ન દેહમ
કે ઇશાં હમે ફાની અંદ વ પાયન્દા તુઇ. ૪૪૯.

"મારા દ્વાર ખોલ, [કારણ કે] તું જ દ્વાર ખોલનાર છે મને રસ્તો બતાવ, [કારણ કે] તું જ રસ્તો બતાવનાર છે હું બીજા કોઈના હાથમા મારો હાથ નહિ મૂકુ. કારણ કે આ બધુ ફાની છે અને હમેશા રહેનાર તો ફક્ત તુ છે"

**મયખ્વારી** (મદ્યપાન)—ઉમર ખય્યામની રૂબાઇયાત પર વિચાર કરતા સૌથી મોટા પ્રશ્ન એ ઉભો થાય છે કે રૂબાઇયાતમા જે જોર શોરથી ઉમર ખય્યામ શરાબની વાત કરે છે તે ક્યો શરાબ છે? કેટલાક અપવાદો સિવાય પૂર્વના તેમજ યુરપના લોકો એમ માની બેઠા છે કે ઉમર ખય્યામ અંગૂરી (દ્રાક્ષના) શરાબની વાત કરે છે, અને તે એ શરાબ પીતો હતો એથી જ તે પોતાની રૂબાઇયાતમા વારવાર એ શરાબની વાત કરે છે આ વિષયમા હું વધારે દલીલ કરવા નથી ચાહતો, માત્ર એની એ વિષયની થોડી

શએરો રજુ કરવી મુનાસિબ સમજું છુ, જેથી આપના ખ્યાલમા આવી જશે કે એ કયા શરાબની વાત કરે છે એ કહે છે કેઃ

અય દીલ મયો માઅશુક બેકુન દરબાકી
સાલુસ રેહા કુન વ મકુન ઝરરાકી
ગર પયરવે એહમદી ખુરી જામે શરાબ
ઝાં હોઝ કે મુર તુઝાયશ બાશદ સાકી. ૪૪૫.

"હે દીલ! શરાબ અને માશુકની સાથે રહે દગો દઈશ નહિ, અને ડોળ કરીશ નહિ જો તુ અહમદનો અનુયાયી હોય તો એ હોઝનો શરાબ પી કે જેનો સાકી મૂર્તઝા (મહમદ પયગમ્બર) છે"

હુ એ વાત સારી પેઠે સમજુ છુ કે શરાબના વિષયમા એના જે શએરો છે એ તમામમા શરાબનો અર્થ શરાબે તહૂર યાને બહિસ્તનો પાક શરાબ નથી થતો તો આપ મને પૂછશો 'તો એ કયો શરાબ છે?' હુ કહુ છુ કે એ 'શરાબે અગૂરી' જ છે, પણ મારી અરજ એ છે કે જે શખ્સ શએરમા શરાબની વાત કરે એ શખ્સ શરાબને પીતો જ હોવો જોઈએ એ શુ જરૂરી છે? સાદી, હાફિઝ, નઝામી વગેરે તમામ શોઅરા (શએર બનાવનાર, કવિઓ) શરાબની તારીફ કરે છે અને શરાબ વિષેની તમામ વાતો કરે છે, તેથી શુ એ લોકો શરાબ પીતા હતા? હુ કહુ છુ કે એમાથી ઘણા ઓછા લોકોએ એ અગૂરની લડકીને મ્હો અડાડયુ છે હકીકતમા એમ છે કે કવિની કલ્પના અને ઇશ્કની નિશાબાજીને તેજ કરવાનો આ તો માત્ર એક રસ્તો છે આથી જ કવિયો વારવાર શરાબનો જિકર કરે છે વળી ઉમર ખય્યામની કેટલીક રૂબાઇયા તો એવી છે કે એમા શરાબનો અર્થ દેખીતી રીતે બહિસ્તીના શરાબ જેવો જ થાય છે સાદી, હાફિઝના શએરોમાના શરાબનો અર્થ લોકો બહિસ્તીનો શરાબ કરે છે તો પછી કાઇ કારણ નથી કે એમના શએરોમાના શરાબનો અર્થ 'શરાબે તહૂર' થાય અને આ ફીલસુફના શરાબનો અર્થ 'અગૂરની લડકી' થાય મૂળ કારણ એ લાગે છે કે ઉમર ખય્યામ બિચારો જાહેર માણસ ન હતો સૂફીઓમા એની ખ્યાતિ નહોતી આથી જ એના શએરો પર પવિત્રતાનો ઓછાડ ઢકાયો નથી *

બાકી આસન્દા.

---

* આ વ્યાખ્યાન મૂળ ઉર્દુમા અપાયેલુ હતું તેનો આ ગૂજરાતી અનુવાદ ગ નદલાલ મણિલાલ શાહે કર્યો છે

# प्राचीन गणित शास्त्र.

## अध्यापक जेठालाल चीमनलाल स्वामिनारायण

પ્રાચીન સમયમા ભારતવાસીઓએ ગણિતશાસ્ત્રમા ઘણી પ્રગતિ કરી હતી તે સમયની બીજી પ્રજાઓ કરતા ભારતવાસીઓ ગણિતશાસ્ત્રમા ઘણા આગળ વધેલા હતા

શરૂઆતમા ગણત્રીને બાધક ઘણા બન્ધનો હોય છે તે બન્ધનોને જેમ જેમ ઓળધવામા આવે છે તેમ તેમ શાસ્ત્રની પ્રગતિ થાય છે. બાદબાકીનો સવાલ હાથ ધરીએ તો જણાશે કે નાની સખ્યા-માથી મોટી સખ્યાને બાદ કરવાનો પ્રશ્ન શરૂઆતમા ઉપસ્થિત થાય જ નહીં મોટી સખ્યામાથી નાની સખ્યા બાદ કરી શકાય એવો ખ્યાલ પ્રચલિત હોય છે ત્રણમાથી પાચ બાદ કરી શકાય એ કલ્પનાને દાખલ કરવી મુશ્કેલ છે માણસ જાતના વિચારો ઇતિહાસ-ના ગમે તે કાળમા તે તે સમયની રૂઢિથી દૃઢબદ્ધ હોય છે આવા રૂઢિબન્ધનોને વટાવી આગળ વધીએ ત્યારે જ આપણા જ્ઞાનમા અભિ-વૃદ્ધિ થઇ શકે છે જ્યા સુધી ઋણસખ્યાઓને ગણત્રીમા દાખલ ન કરીએ ત્યા સુધી નાની સખ્યામાથી મોટી સખ્યાને બાદ કરવાના પ્રશ્નનુ નિરાકરણ થતુ નથી ધનસખ્યાઓ અને ઋણસખ્યાઓના વિષયમા ભારતવાસીઓએ સ્પષ્ટ નિર્ણય ઘણા જુના કાળથી કરેલો હતો ઘણા અર્વાચીન સમયમા થયેલા ગ્રીક ગણિતશાસ્ત્રી ડાયોફેન્ટસને ઋણસખ્યાની કલ્પના ન હતી દ્વિઘાત સમીકરણોના બે મૂલ સ્પષ્ટપણે ભાસ્કરાચાર્યે આપેલા છે એક મૂલ ધન હોય અને બીજુ મૂલ ઋણ હોય ત્યારે પણ ભાસ્કરાચાર્યે બન્ને મૂલ ચોખ્ખી રીતે બતાવેલા છે

ક્ષ$^{2}$ — ૧૨ ક્ષ + ૩૫ = ૦

આવા સમીકરણના બે મૂલ ધન છે આ સમીકરણને શોધતા ક્ષ = ૭ અથવા ૫ એવી રીતે બે મૂલ આવે છે જ્યા બન્ને મૂલ ધન હોય ત્યા ડાયોફેન્ટસ બન્ને મૂલ આપી શક્યો છે પણ જ્યા એક મૂલ ધન હોય અને બીજુ ઋણ હોય ત્યા ફક્ત ધન મૂલને ડાયોફેન્ટસ આપે છે પણ ભાસ્કરાચાર્યે નીચેનુ સમીકરણ જેમા એક મૂલ ધન છે અને બીજુ ઋણ છે તેમા બન્ને મૂલ દર્શાવે છે તે સમીકરણનો વિષય હાથ ધરતા પહેલા દ્વિઘાત સમીકરણ છોડ-

વામા પ્રાચીન ભારતીયોની કુશલતા બતાવવા માટે શ્રીધરાચાર્ય અને ભાસ્કરાચાર્યના સૂત્રો નીચે ટાકવાની રજા લઉંછુ

### શ્રીધરાચાર્યનુ સૂત્ર

चतुराहतवर्गसमै रूपै पक्षद्वयं गुणयेत् ।
अव्यक्तवर्गरूपैर्युक्तौ पक्षौ ततो मूलम् ॥

દ્વિઘાત સમીકરણમા ત્રણ અગ હોય છે

$क\ क्ष^2 + ख\ क्ष = ग$

અવ્યક્તના વર્ગનો જે ગુણક હોય તેને ચાર ગણો કરી જે સખ્યા આવે તેના વડે સમીકરણની બન્ને બાજુઓને ગુણવી

$४\ क^2\ क्ष^2 + ४\ क\ ख\ क्ष = ४\ क\ ग$

પછી તે સમીકરણની બન્ને બાજુમા અવ્યક્તના ગુણકનો વર્ગ ઉમેરવો

$४\ क^2\ क्ष^2 + ४\ क\ ख\ क्ष + ख^2 = ४\ क\ ग + ख^2$

આવી ક્રિયાથી જમણી બાજુનુ મૂલ નીકળી શકે છે તેથી

$२\ क\ क्ष + ख = \sqrt{४\ क\ ग + ख^2}$

આમાથી અવ્યક્ત સખ્યા क्ष ની કિમ્મત સ્હેલાઇથી નીકળી શકેછે

अव्यक्तवर्गादि यदावशेषं
पक्षौ तदेष्टेन निहत्य किंचित् ।
क्षेप्यं तयोर्येन पदप्रद स्याद्
अव्यक्तपक्षस्य पदेम भूय ॥
व्यक्तस्य पक्षस्य समक्रियैव-
मव्यक्तमानं खलु लभ्यते तत् ॥

સમીકરણ છોડતા છોડતા એવા પક્ષ લાવવા કે એક પક્ષમા અવ્યક્ત હોય અને બીજા પક્ષમા વ્યક્ત હોય પછી બન્ને પક્ષને એવી રીતે ગુણવા અથવા ભાગવા કે અવ્યક્તવાળા પક્ષનુ મૂલ નીકળી શકે, બન્ને પક્ષના મૂલનુ સમીકરણ કરવાથી અવ્યક્તનુ મૂલ્ય નીકળશે.

આ વિષયમા આપેલા બન્ને ઉદાહરણોથી નિયમ બરાબર સમજી શકાશે

वनान्तराले प्लवगाष्टभाग
संवर्गितो वल्गति जातराग ।

**फूत्कारनादप्रतिनादहृष्टा**
**दृष्टा गिरौ द्वादश ते कियन्त॰ ॥**

એક જગલમા વાનરોની સખ્યાના આઠમા ભાગના વર્ગ જેટલા વાનરો આનન્દમા હૂકાહૂક કરે છે તેમના નાદથી જે પડઘા પડે છે તે સાભળી આનન્દ પામતા બાર વાનરો પહાડ ઉપર છે, તો બધા વાનરોની સખ્યા કેટલી ?

આ પ્રશ્નને છોડવાનો આધાર નીચેના સમીકરણ ઉપર છેઃ

$$\left(\frac{\text{क्ष}}{૮}\right)^૨ + ૧૨ = \text{क्ष},$$

$$\text{क्ष}^૨ - ૬૪\,\text{क्ष} = - ૭૬૮,$$

$$\text{क्ष}^૨ - ૬૪\,\text{क्ष} + ૧૦૨૪ = - ૭૬૮ + ૧૦૨૪,$$
$$= ૧૦૨૪ - ૭૬૮,$$
$$= ૨૫૬.$$

$$\text{क्ष} - ૩૨ = ૧૬, \text{ અથવા } - ૧૬.$$

$$\text{क्ष} = ૪૮, \text{ અથવા } ૧૬$$

આવી જ રીતે ભાસ્કરાચાર્યે બીજુ ઉદાહરણ આપે છે

**यूथात्पञ्चांशकत्र्यूनो वर्गितो गह्वरं गत ।**
**दृष्ट शाखामृग शाखामारूढो वद ते कति ॥**

એક વાનરોનુ યૂથ છે તે યૂથના પાચમા ભાગમાથી ત્રણ બાદ કરતા જે સખ્યા આવે તેના વર્ગ જેટલા વાનરો પહાડની ગુફામા પેસી ગયા છે અને એક વાનર વૃક્ષની શાખા ઉપર બેઠેલ છે. બધાં વાનરોની સખ્યા કેટલી છે તે શોધી કાઢો

આ પ્રશ્નનુ સમીકરણ નીચે પ્રમાણે છે

$$\left(\frac{\text{क्ष}}{૫} - ૩\right)^૨ + ૧ = \text{क्ष},$$

$$\frac{\text{क्ष}^૨}{૨૫} - \frac{૬\,\text{क्ष}}{૫} + ૯ + ૧ = \text{क्ष},$$

$$\text{क्ष}^૨ - ૩૦\,\text{क्ष} + ૨૫૦ = ૨૫\,\text{क्ष},$$

$$\text{क्ष}^૨ - ૫૫\,\text{क्ष} = - ૨૫૦,$$

$$૪\,\text{क्ष}^૨ - ૨૨૦\,\text{क्ष} = - ૧૦૦૦,$$

$$૪\,\text{क्ष}^૨ - ૨૨૦\,\text{क्ष} + ૫૫^૨ = - ૧૦૦૦ + ૩૦૨૫,$$
$$= ૨૦૨૫$$

$$૨\,\text{क्ष} - ૫૫ = ૪૫, \text{ અથવા } - ૪૫$$

$$૨\,\text{क्ष} = ૧૦૦, \text{ અથવા } ૧૦,$$

$$\text{क्ष} = ૫૦, \text{ અથવા } ૫$$

આમા જે પાચ જવાબ આવે છે તે અનુચિત છે, કારણકે પાચના પાચમા ભાગમાથી ત્રણ વાનર કાઢી શકાય નહી જો પાંચ જવાબને સ્વીકારીએ તો પાચનો પાચમો ભાગ એકની બરોબર છે. એક વાનરમાથી ત્રણ વાનર કમી કરવા વ્યવહારમા અશક્ય છે. આવી સમજણ ભાસ્કરાચાર્ય આપે છે

તેવી જ રીતે,

$\text{ક્ષ}^{2} - \text{૪૫ ક્ષ} = \text{૨૫૦}$

એવુ સમીકરણ હોય તો તેના બે મૂલ એક ૫૦ અને બીજુ —૫ એવી રીતે આવે છે

શ્રીધરાચાર્યની રીતિ પ્રમાણે આ સમીકરણને છોડવાની પદ્ધતિ નીચે પ્રમાણે છે

$\text{૪ ક્ષ}^{2} - \text{૧૮૦ ક્ષ} = \text{૧૦૦૦},$

$\text{૪ ક્ષ}^{2} - \text{૧૮૦ ક્ષ} + \text{૪૫}^{2} = \text{૧૦૦૦} + \text{૨૦૨૫},$

$= \text{૩૦૨૫}$

$\text{૨ ક્ષ} - \text{૪૫} = \text{૫૫}, \text{ અથવા } - \text{૫૫},$

$\text{૨ ક્ષ} = \text{૧૦૦}, \text{ અથવા } - \text{૧૦},$

$\text{ક્ષ} = \text{૫૦}, \text{ અથવા } - \text{૫}$

ઋણસખ્યાઓને દર્શાવવા માટે ભાસ્કરાચાર્ય સખ્યાની ઉપર બીંદુ મુકે છે —૫ બતાવવા માટે ૫ એવુ મુકવામા આવે છે

આ ઉપરથી સમજાશે કે ઋણસખ્યાની કલ્પનામા પ્રાચીન ભારતના ગણિતશાસ્ત્રીઓ ઘણા આગળ વધેલા હતા. ઋણસખ્યાની કલ્પનાનો ખરો ખ્યાલ ધન અને ઋણ શબ્દોમા સપૂર્ણ સમાઇ ગયેલો છે. બે ઋણ સખ્યાઓનો ગુણાકાર ધન છે એ ધારણા શ્રીમાન્ ભાસ્કરાચાર્યે ચોખ્ખા શબ્દોમા બતાવેલી છે

स्वयोरस्वयो स्व वध स्वर्णघाते
क्षया भागहारेऽपि चैव निरुक्तम् ।

બે ધનસખ્યાનો ગુણાકાર ધન છે બે ઋણસખ્યાનો ગુણાકાર ધન છે

ધન અને ઋણનો ગુણાકાર ઋણ છે તથા ઋણ અને ધનનો ગુણાકાર ઋણ છે.

ભાગાકારમા પણ ઉપર પ્રમાણે ચારે નિયમો લાગુ પડે છે.

બે ધન સંખ્યાનો ગુણાકાર ધન છે એવુ તો સ્વત સિદ્ધ છે પાચ માણુસમાના દરેકને ત્રીસ રૂપિયાનુ દેવુ હોય તો કુલ દેવુ દોઢસો થાય. એટલે ધન અને ઋણુનો ગુણાકાર ઋણુ છે એવુ સાબીત કરવામા મહેનત પડે નહી, પણુ બે ઋણુસંખ્યાના ગુણાકારનો પ્રશ્ન આવે ત્યારે તે ગુણાકારને ધન માનવો કે ઋણુ માનવો એવો નિર્ણય કરવામા ઉંડો વિચાર કરવાની આવશ્યકતા છે દાખલા તરીકે ૮ × ૬ = ૪૮ છે

હવે, ૮ = ૧૦ — ૨

૬ = ૧૦ — ૪

હવે, (૧૦ — ૨) ને (૧૦ — ૪) વડે ગુણીએ, તેમાં

૧૦ × ૧૦ = ૧૦૦

૧૦ × (— ૪) = — ૪૦

૧૦ × (— ૨) = — ૨૦

હવે, (— ૨) × (— ૪)ને +૮ ગણુવા જ જોઇએ, કારણુ કે (— ૨) × (— ૪)ને (— ૮)ની બરોબર ગણીએ તો

(૧૦ — ૨) × (૧૦ — ૪)

= ૧૦૦ — ૪૦ — ૨૦ — ૮,

= ૩૨ થાય

પણુ આપણે જાણીએ છીએ કે તે બન્નેનો ગુણાકાર ૪૮ છે. તેથી (— ૨) × (— ૪)ને +૮ની બરોબર જ ગણુવા જોઇએ, તેમ ન કરીએ તો અશક્ય પરિણામ આવે છે તેથી બે ઋણુ સંખ્યાઓના ગુણાકારને ધન માનવો જોઇએ તે માન્યતા સ્વીકારવામા કોઈપણુ પ્રકારનો દોષ રહેતો નથી એટલે હવે આપણે

(૧૦ — ૨) × (૧૦ — ૪) = ૧૦૦ — ૪૦ —૨૦+ ૮,

= ૪૮

ઋણુસંખ્યાઓની આવી સ્પષ્ટ કલ્પના યૂરોપ દેશમા ઘણા લાબા કાળ સુધી થઈ શકી ન હતી આગળ વધીને ભાસ્કરાચાર્યે ત્રિઘાત ચતુર્ઘાત સમીકરણોના ઉદાહરણ આપે છે

को राशिर्द्विशतीक्षुण्णो राशिवर्गयुतो हत ।
द्वाभ्यां तेनोनितो राशिवर्गवर्गोऽयुत भवेत् ।
रूपोनं वद तं राशिं वेत्सि बीजक्रियां यदि ॥

એક અજ્ઞાત રાશિને ૨૦૦ વડે ગુણવામા આવે છે અને તેમા તે રાશિનો વર્ગ ઉમેરવામા આવે છે આમ કરતા જે ફલ આવે છે તેને બે વડે ગુણવામા આવે છે, અને જે ફલ આવે તેને રાશિના વર્ગના વર્ગમાંથી બાદ કરવામા આવે છે આનું પરિણામ અયુત એટલે ૧૦૦૦૦ માથી એક બાદ કરતા જે સખ્યા આવે તેની બરોબર થાય છે, તો તે રાશિ કેટલો હોવો જોઇએ ?

જુઓ ક્ષ ને ૨૦૦ વડે ગુણ્યા એટલા ૨૦૦ ક્ષ આવ્યા. તેમા ક્ષ$^{૨}$ ઉમેર્યા એટલે ક્ષ$^{૨}$ + ૨૦૦ ક્ષ થયા તેને બમણા કરતા ૨ ક્ષ$^{૨}$ + ૪૦૦ ક્ષ થયા. આને ક્ષ$^{૪}$ માથી બાદ કરવાના છે એટલે છેવટે અવ્યક્ત પક્ષ

ક્ષ$^{૪}$ — ૨ ક્ષ$^{૨}$ — ૪૦૦ ક્ષ ની બરોબર થયો. તેથી પ્રશ્ન છોડવા માટેનુ સમીકરણ નીચે પ્રમાણે આવ્યુ

ક્ષ$^{૪}$ — ૨ ક્ષ$^{૨}$ — ૪૦૦ ક્ષ = ૯૯૯૯ આમા બન્ને બાજુમા ૪ ક્ષ$^{૨}$ + ૪૦૦ ક્ષ + ૧ ઉમેરવાથી બન્ને બાજુઓનુ મૂલ નીકળી શકશે

ક્ષ$^{૪}$ + ૨ ક્ષ$^{૨}$ + ૧ = ૪ ક્ષ$^{૨}$ + ૪૦૦ ક્ષ + ૧૦૦૦૦,

ક્ષ$^{૨}$ + ૧ = ૨ ક્ષ + ૧૦૦, અથવા — (૨ ક્ષ + ૧૦૦)

ક્ષ$^{૨}$ — ૨ ક્ષ = ૯૯, અથવા ક્ષ$^{૨}$ + ૨ ક્ષ + ૧૦૧ = ૦

પહેલામાથી ક્ષ = ૧૧, અથવા — ૯

બીજા સમીકરણના મૂલ વાસ્તવિક નહી આવે

ચતુર્ઘાત સમીકરણને છોડવામા ભાસ્કરાચાર્ય અટકળનો ઉપયોગ કરે છે આધુનિક સમયમા ચાતુર્ઘાત સમીકરણોનો પ્રશ્ન સપૂર્ણ રીતે છોડવામા આવ્યો છે તેથી ઉપર જણાવેલા સમીકરણને નિયમસર છોડવામા નીચેની પદ્ધતિ અનુસરવી પડશે

ધારો કે

ક્ષ$^{૪}$ — ૨ ક્ષ$^{૨}$ — ૪૦૦ ક્ષ — ૯૯૯૯ = ૦, એ સમીકરણ ની ડાબી બાજુ

( ક્ષ$^{૨}$ + ૨ ત ક્ષ + થ ) ( ક્ષ$^{૨}$ — ૨ ત ક્ષ + દ ) ની બરોબર છે

આ બન્ને અવયવોનો ગુણાકાર

ક્ષ$^{૪}$ + ક્ષ$^{૨}$ (થ + દ — ૪ ત$^{૨}$) + ૨ ક્ષ ત ( દ — થ) + થ દ, ની બરોબર થાય છે

સરખા ઘાતવાળા અવ્યક્તોના ગુણને સરખાવતા

$થ + દ — ૪ત^૨ = — ૨$ .. (૧)

$૨ત(દ — થ) = — ૪૦૦,$ ... .. (૨)

$થ દ = — ૯૯૯૯$ ... .. (૩)

સમીકરણ (૧), (૨) અને (૩) માથી થ અને દ ને દૂર કરીએ તો ફક્ત ત અવ્યક્તવાળુ સમીકરણ આવશે·

$થ + દ = ૪ત^૨ — ૨,$

$થ — દ = \frac{૪૦૦}{૨ત} = \frac{૨૦૦}{ત},$

$થ = ૨ત^૨ — ૧ + \frac{૧૦૦}{ત},$ .. .. (૫)

$દ = ૨ત^૨ — ૧ — \frac{૧૦૦}{ત}$ .. .. .. (૬)

તેથી, થ અને દ ના મૂલ્યોનો ગુણાકાર કરતા

$(૨ત^૨ — ૧ + \frac{૧૦૦}{ત})(૨ત^૨ — ૧ — \frac{૧૦૦}{ત}) = — ૯૯૯૯$

$(૨ત^૨—૧)^૨ — \frac{૧૦૦૦૦}{ત^૨} = — ૯૯૯૯,$

$૪ત^૪ — ૪ત^૨ + ૧ — \frac{૧૦૦૦૦}{ત^૨} = —૯૯૯૯,$

$૪ત^૪ — ૪ત^૨ + ૧૦૦૦૦ — \frac{૧૦૦૦૦}{ત^૨} = ૦,$

$૪ત^૬ — ૪ત^૪ + ૧૦૦૦૦ત^૨ — ૧૦૦૦૦ = ૦;$

$ત^૬ — ત^૪ + ૨૫૦૦ત^૨ — ૨૫૦૦ = ૦$

આ સમીકરણમા $ત^૨$ ને અવ્યક્ત ગણતા ત્રિઘાત સમીકરણ છે.

તેની ડાબી બાજુના અવયવ પાડતા

$(ત^૨ — ૧)(ત^૨ + ૨૫૦૦) = ૦$

તેથી $ત^૨ = ૧,$

એટલે $ત = ૧,$ અથવા $—૧,$

આમાથી ત ની ગમે તે કિમ્મતનો ઉપયોગ કરીશુ તોપણ એક જ પ્રકારના જવાબ આવશે

સમીકરણ (૫) અને (૬) મા $ત = ૧$ મુકીએ, તો

$થ = ૨—૧ + ૧૦૦ = ૧૦૧$

$દ = ૨ — ૧ —૧૦૦ = — ૯૯$

તેથી આપેલુ સમીકરણ નીચે પ્રમાણે થયુ

$(ક્ષ^૨ + ૨ક્ષ + ૧૦૧)(ક્ષ^૨ — ૨ક્ષ — ૯૯) = ૦,$

તેથી, $क्ष^2$ — ૨ क्ष —૯૯ = ૦, જેમાથી क्ष = ૧૧, અથવા ૯, અથવા $क्ष^2$ + ૨ क्ष + ૧૦૧ = ૦

શ્રીધરાચાર્યની રીત પ્રમાણે

$क्ष^2$ + ૨ क्ष + ૧૦૧ = ૦

એ સમીકરણને છોડીએ તો નીચે પ્રમાણે ક્રિયા કરવી પડશે

$क्ष^2$ + ૨ क्ष = — ૧૦૧,

૪ $क्ष^2$ + ૮ क्ष = — ૪૦૪,

૪ $क्ष^2$ + ૮ क्ष + ૪ = ૪ — ૪૦૪,

= — ૪૦૦

હવે સમીકરણની ડાબી બાજુનુ મૂલ નીકળી શકે છે પણ જમણી બાજુમા ઋણુસખ્યા છે. ઋણુસખ્યાનુ મૂલ નીકળવુ અશક્ય છે ધન સખ્યાના મૂલ ધન અથવા ઋણુ આવે એવુ તો ભાસ્કરાચાર્યે સ્પષ્ટ રીતે કહેલુ છે તેની જ સાથે ભાસ્કરાચાર્ય દર્શાવે છે કે ઋણુ સંખ્યાનુ મૂલ હોતું નથી, કારણુ કે ઋણુસંખ્યા કોઇ પણુ વાસ્તવિક સંખ્યાના વર્ગની બરોબર નથી

कृति स्वर्णयो. स्व स्वमूले धनर्णे

न मूलं क्षयस्यास्ति तस्याकृतित्वात् ।

ધનસખ્યા અને ઋણુસખ્યાનો વર્ગ ધનસખ્યા છે ધન-સખ્યાના બે મૂલ હોય છે, એક ધન અને એક ઋણુ ઋણુસખ્યા કોઇ પણુ સખ્યાના વર્ગની બરોબર નથી, તેટલા માટે ઋણુસખ્યાનુ મૂલ નીકળી શકતું નથી ઋણુસખ્યાનુ મૂલ નીકળી શકે નહીં એટલુ કહી શ્રીમાન્ ભાસ્કરાચાર્ય અટકી પડે છે પણુ આધુનિક સમય-મા એ બન્ધનને તોડી નાખવામા આવ્યુ છે

ઋણુસંખ્યાના મૂલને કાલ્પનિક સખ્યા તરીકે દાખલ કરવામા આવ્યા છે આધુનિક સમયમા ગણિતશાસ્ત્રમા જે સઘળા વધારા થયા છે તે બધા કાલ્પનિક સખ્યાના સ્વીકારને આભારી છે કાલ્પ-નિક સખ્યાનો સ્વીકાર કર્યા પછી આપણે કહી શકીએ છીએ કે ગમે તે દ્વિઘાત સમીકરણુના બે મૂલ હોય છે, એ બે મૂલ વાસ્તવિક હોય કે સરખા હોય કે કાલ્પનિક હોય કાલ્પનિક સખ્યાના સ્વીકાર પછી જે સમીકરણુ છોડતા હતા તેમા નીચે પ્રમાણે ક્રિયા કરી શકાશે

૨ क्ष + ૨ = + $\sqrt{— ૪૦૦}$ અથવા − $\sqrt{— ૪૦૦}$,

તેથી क्ष + ૧ = + $\sqrt{— ૧૦૦}$, અથવા — $\sqrt{— ૧૦૦}$.

$\text{ક્ષ} + ૧ = ૧૦\sqrt{-૧}$, અથવા $-૧૦\sqrt{-૧}$;

$\text{ક્ષ} = ૧૦\sqrt{-૧} - ૧$, અથવા $-૧૦\sqrt{-૧} - ૧$.

તેથી, $\text{ક્ષ} = -૧ + ૧૦\sqrt{-૧}$, અથવા $-૧ - ૧૦\sqrt{-૧}$.

કોઇ પણ ધરાતલમા બે લમ્બ અક્ષ લેવા અને તેમાના એક અક્ષ ઉપર વાસ્તવિક સંખ્યાઓ માપવી અને બીજા અક્ષ ઉપર કાલ્પનિક સંખ્યાઓ માપવી અને એવી રીતે ગમે તે સખ્યાને ધરાતલમા દર્શાવવી સંખ્યાને તેના પુરેપુરા સામાન્ય સ્વરૂપમા લઇએ તો તે સખ્યામા વાસ્તવિક તેમજ કાલ્પનિક ભાગ હોઇ શકે. સંખ્યાનું સામાન્યમા સામાન્ય સ્વરૂપ $\text{ક્ષ} + \text{હ}\sqrt{-૧}$ એવુ છે આમા ક્ષ વાસ્તવિક છે, હ પણ વાસ્તવિક છે, પરતુ $\text{હ}\sqrt{-૧}$ અવાસ્તવિક છે આવી સખ્યાને મિશ્રસખ્યા કહે છે મિશ્રસખ્યાની કલ્પના દાખલ કર્યા બાદ અર્વાચીન ગણિતશાસ્ત્રની શરૂઆત થાય છે

હવે વાસ્તવિક સંખ્યાઓમા પણ બે વિભાગ છે ધનસંખ્યાનુ મૂલ નીકળી શકે એવુ ભાસ્કરાચાર્યે કહ્યુ છે

પણ કેટલીક ધનસંખ્યાઓનુ મૂલ એકદમ નીકળી શકે છે, જ્યારે કેટલીક ધનસખ્યાઓનુ મૂલ એકદમ નીકળી શકતું નથી દાખલા તરીકે, ૩૬ નુ મૂલ તુરત નીકળે છે ૩૬ નુ મૂલ ૬ આવે છે, પણ ૬ નુ મૂલ કાઢવુ હોય તો લાબી ગણત્રી કરવા છતા ચોક્કસ મૂલ નીકળતું નથી. વાસ્તવિક સખ્યાઓમા દેખાતા આ ભેદને ભાસ્કરાચાર્યે સ્પષ્ટપણે દર્શાવ્યો છે અને ૬ ના મૂલ જેવી સખ્યાઓને કરણી સખ્યાઓ તરીકે પોતાની ગણત્રીમા દાખલ કરી છે દાખલા તરીકે તેવી સખ્યાઓને કરણી સંખ્યાઓ એવુ નામ આપ્યુ છે કરણી સંખ્યાઓના સરવાળા, બાદબાકી, વર્ગમૂળ વિગેરે ક્રિયાઓ ભાસ્કરાચાર્યે સપૂર્ણ રીતે દર્શાવી છે.

કેટલીક કરણી સંખ્યાઓ સજાતીય હોય છે અને કેટલીક કરણી સખ્યાઓ વિજાતીય હોય છે સજાતીય કરણીઓનો સરવાળો કે બાદબાકી થઈ શકે અને વિજાતીય કરણીઓને એક બીજાની સાથે જ મુકવી પડશે દાખલા તરીકે,

$\sqrt{૧૮}$ અને $\sqrt{૨}$,

આ બે કરણી સજાતીય છે, અને

$\sqrt{૫}$ અને $\sqrt{૩}$,

એ બે કરણી વિજાતીય છે.

વિજાતીય કરણીના સરવાળા અથવા બાદબાકીમા $\sqrt{૫}+\sqrt{૩}$, અથવા $\sqrt{૩}$ એમ છુટુ છુટુ લખવુ પડશે. સજાતીય કરણીનો યોગ અથવા વિયોગ કરવા માટે ભાસ્કરાચાર્યે નીચેનુ સૂત્ર આપે છે

योगं करण्योर्महती प्रकल्प्य
वधस्य मूलं द्विगुणं लघु च ।
योगान्तरे रूपवदेतयोस्तो
वर्गेण वर्गं गुणयेद्भजेच्च ॥
लघ्व्या हृतायास्तु पदं महत्या
सैकं निरेकं स्वहतं लघुघ्नं ।
योगान्तरे स्त क्रमशस्तयोर्वा
पृथक् स्थिति स्याद्यदि नास्ति मूलम् ॥

બે કરણી સખ્યાઓનો સરવાળો કે બાદબાકી કરવી હોય તો તે સખ્યાઓના વ્યક્ત ભાગનો સરવાળો કરવો અને તેને **મહતી** એવી સજ્ઞા આપવી અને તેમના ગુણાકારના મૂલના બમણાને **લઘુ** એવી સજ્ઞા આપવી હવે મહતી અને લઘુનો સરવાળો કે બાદબાકી વ્યક્ત સખ્યા પ્રમાણે કરવી. જે જવાબ આવે તેની પાછળ કરણીનું ચિહ્ન મુકતા કરણીઓનો સરવાળો કે બાદબાકી આવશે.

$\sqrt{૧૮}+\sqrt{૨}$ શોધવા હોય તો

૧૮ + ૨ = ૨૦, આને મહતી કહીશુ

૧૮ × ૨ = ૩૬

હવે, ૩૬ ના મૂલ ૬ ના બમણા એટલે ૧૨ ને લઘુ કહીશુ.

મહતી અને લઘુનો સરવાળો ૨૦ + ૧૨ = ૩૨ થયો. તેથી, $\sqrt{૧૮}+\sqrt{૨}=\sqrt{૩૨}$ મહતી અને લઘુની બાદબાકી ૨૦ − ૧૨ = ૮ થઈ તેથી, $\sqrt{૧૮}-\sqrt{૨}=\sqrt{૮}$

હવે લઘુસખ્યા કાઢતી વખતે કરણીની વ્યક્ત સખ્યાઓના ગુણાકારનું મૂલ નીકળવુ જોઇએ જો મૂલ નીકળે તો આપેલી કરણી સખ્યાઓ સજાતીય છે અને મૂલ ન નીકળે તો આપેલી કરણી સખ્યાઓ વિજાતીય છે. મૂલ નીકળી શકે તો જ ઉપર પ્રમાણે સર-

બાકી અથવા બાદબાકી થઈ શકે. મૂલ ન નીકળે તો સંખ્યાઓને જુદી મુકવી પડશે

આ નિયમને આધુનિક દૃષ્ટિથી જોઇશુ તો સ્પષ્ટ રીતે જણાશે કે

$$\sqrt{क्ष} + \sqrt{ह} = \sqrt{क्ष + ह + २\sqrt{क्षह}},$$ અથવા

$$\sqrt{क्ष} - \sqrt{ह} = \sqrt{क्ष + ह - २\sqrt{क्षह}}.$$ આમા

જણાશે કે $क्ष + ह$ ને ભાસ્કરાચાર્યે મહતી કહે છે અને $२\sqrt{क्षह}$ ને ભાસ્કરાચાર્યે લઘુ કહે છે આથી $अ + \sqrt{आ}$ નું વર્ગમૂલ કાઢવાનો નિયમ શોધી કઢાશે.

$अ+\sqrt{आ}$ નુ સ્વરૂપ $क्ष+ह+२\sqrt{क्षह}$ ના જેવુ હોવુ જોઇએ.

$$\text{તેથી}\quad अ = क्ष + ह,$$

$$\sqrt{आ} = २\sqrt{क्षह},$$

$$आ = ४\, क्ष\, ह$$

$$अ^२ = क्ष^२ + ह^२ + २\, क्ष\, ह,$$

$$आ = ४\, क्ष\, ह,$$

$$अ^२ - आ = क्ष^२ + ह^२ - २\, क्ष\, ह,$$

$$क्ष - ह = \sqrt{अ^२ - आ},$$

$$२\, क्ष = अ + \sqrt{अ^२ - आ},$$

$$२\, ह = अ - \sqrt{अ^२ - आ},$$

$$\text{તેથી},\ क्ष = \frac{अ + \sqrt{अ^२ - आ}}{२},$$

$$ह = \frac{अ - \sqrt{अ^२ - आ}}{२}$$

આ પ્રમાણે, $अ + \sqrt{आ}$ નું મૂલ

$$\sqrt{\frac{अ + \sqrt{अ^२ - आ}}{२}} + \sqrt{\frac{अ - \sqrt{अ^२ - आ}}{२}}\ \text{થયું.}$$

આવી રીતે કરણીના વર્ગમૂલનો પ્રશ્ન પણ ભાસ્કરાચાર્યે સ્પષ્ટ રીતે ઉકેલ્યો છે

હવે કરણી સંખ્યાઓના સરવાળા તેમજ બાદબાકીના વિષયમા જે બીજી રીતિ ભાસ્કરાચાર્યે આપેલી છે તેનો આપણે વિચાર કરીએ.

બે કરણીમાથી જે મોટા કરણી હોય તેની વ્યક્ત સખ્યાને નાના કરણીની વ્યક્ત સખ્યા વડે ભાગવો અને જે ફલ આવે તેનું મૂલ કાઢવુ જો સરવાળો કરવો હોય તો તે મૂલમા ૧ ઉમેરવો અને જો બાદબાકી કરવી હોય તો તે મૂલમાથી ૧ બાદ કરવો તેમ કરતા જે પરિણામ આવે તેનો વર્ગ કરવો, અને જે વર્ગ આવે તેને નાના કરણીની વ્યક્ત સખ્યા વડે ગુણવો આ પ્રમાણે કરવાથી કરણી સંખ્યાઓનો સરવાળો અથવા બાદબાકી આવશે

જુઓ આપણે $\sqrt{૨૪} + \sqrt{૫૪}$ નુ મૂલ્ય કાઢવુ છે આમા $\sqrt{૫૪}$ મોટા કરણી છે અને $\sqrt{૨૪}$ નાનો કરણી છે. હવે આપણે ૫૪ ને ૨૪ વડે ભાગવા. $\frac{૫૪}{૨૪} = \frac{૯}{૪}$ એ પ્રમાણે ભાગાકાર આવ્યો હવે જે ભાગાકાર આવે તેનુ મૂલ નીકળવુ જ જોઇએ જો મૂલ નીકળે તો જ આપેલા બન્ને કરણીઓ સજાતીય છે જો મૂલ ન નીકળે તો આપેલા બન્ને કરણીઓ વિજાતીય છે આપણા ઉદાહરણમા $\frac{૯}{૪}$ નુ મૂલ નીકળે છે $\frac{૯}{૪}$ નુ મૂલ $\frac{૩}{૨}$ એ પ્રમાણે આવ્યુ હવે $\frac{૩}{૨} + ૧ = \frac{૫}{૨}$ થયા હવે $\frac{૫}{૨} \times \frac{૫}{૨} = \frac{૨૫}{૪}$ એ પ્રમાણે વર્ગ થયો તે વર્ગને નાના કરણીની વ્યક્ત સખ્યા વડે ગુણવો જોઇએ

$\frac{૨૫}{૪} \times ૨૪ = ૨૫ \times ૬ = ૧૫૦,$

એટલે $\sqrt{૫૪} + \sqrt{૧૫૦}\ \sqrt{૨૪} = \sqrt{૧૫૦}$

જો $\sqrt{૫૪}$ માથી $\sqrt{૨૪}$ બાદ કરવાના હોત તો $\frac{૩}{૨}$ માથી ૧ બાદ કરવો પડત, એટલે, $\frac{૩}{૨} - ૧ = \frac{૧}{૨}$ આવત હવે $\frac{૧}{૨} \times \frac{૧}{૨} = \frac{૧}{૪}$ એ પ્રમાણે વર્ગ થાત $\frac{૧}{૪}$ને નાના કરણીની વ્યક્ત સખ્યા વડે ગુણતા $\frac{૧}{૪} \times ૨૪ = ૬$ આવ્યા એટલે $\sqrt{૫૪} - \sqrt{૨૪} = \sqrt{૬}$

આવી રીતે કરણી સખ્યાઓના સબધમા પ્રાચીન ગણિત શાસ્ત્રીઓએ ઊડુ સશોધન કર્યું હતુ

આધુનિક સમયમા ઘણી નાની સખ્યાઓ, જેને આપણે શૂન્ય કહીશુ, તેના વિષયમા ઘણી પ્રગતિ થયેલી છે શૂન્યના સબધમા મુખ્ય નિયમો જે ભાસ્કરાચાર્યે આપેલા છે તે આપણે તપાસીશુ

> योगे खं क्षेपसमं
> वर्गादौ खं खभाजितो राशि ।
> खहर॰ स्यात् खंगुण खं
> खगुणश्चिन्त्यश्च शेषविधौ ॥

કોઇ સખ્યામા શૂન્ય ઉમેરીએ તો તે સખ્યા જેટલોજ સરવાળો આવે છે. તેવીજ રીતે કોઇ સખ્યામાથી શૂન્ય બાદ કરીએ તો પણ તે સખ્યા જેટલોજ જવાબ આવે છે શૂન્યનો વર્ગ કરીએ તો પણ શૂન્ય રહે છે અને શૂન્યનો ઘન કરીએ તો પણ શૂન્ય આવે છે કોઇપણ રાશિને શૂન્ય વડે ભાગીએ તો ખહર રાશિ, એટલે, અનન્ત રાશિ થાય છે કોઇપણ સખ્યાને શૂન્ય વડે ગુણીએ તો ગુણાકાર શૂન્ય બરોબર આવે છે

આ નિયમો નીચે મુજબ દર્શાવી શકાશે.

$$ક + ० = ક$$

$$ક — ० = ક$$

$$ક \times ० = ०$$

જેના હારમા શૂન્ય હોય છે તે રાશિને ભાસ્કરાચાર્ય ખહર, અથવા, અનન્ત રાશિ કહે છે. ખહર રાશિમા બીજો કોઇ જ્ઞાત રાશિ ઉમેરવાથી અથવા બાદ કરવાથી કશો ફેરફાર થતો નથી. જેમકે

$$\frac{ક}{०} + ખ = \frac{ક + ખ \times ०}{०},$$

$$= \frac{ક + ०}{०} = \frac{ક}{०}$$

તેવીજ રીતે $\frac{ક}{०} — ખ = \frac{ક — ખ \times ०}{०} = \frac{ક}{०}$

અર્થાત્, ખહર રાશિમા કોઇ જ્ઞાત રાશિ ઉમેરીએ અથવા તેમાથી કોઇ જ્ઞાત રાશિ બાદ કરીએ, તો પણ ખહર રાશિ અવિકૃત રહે છે આ વિચારને ભાસ્કરાચાર્યે ઘણાજ સુન્દર શબ્દોમા રજુ કરેલો છે

अस्मिन् विकार खहरे न राशा-
वपि प्रविष्टेष्वपि निःसृतेषु ।
बहुष्वपि स्याल्लयसृष्टिकालेऽ-
नन्तेऽच्युते भूतगणेषु यद्वत् ॥

જેવી રીતે પ્રલય વખતે અનન્ત, અચ્યુત ભગવાન્મા અનેક ભૂત પ્રાણીઓ લય પામે છે અને સૃષ્ટિ સમયે અનન્ત ભગવાન્માથી અનેક ભૂત પ્રાણીઓ છુટા પડે છે, તો પણ અનન્ત, અચ્યુત, ભગવાન્મા કશો ફેરફાર થતો નથી, તેવી જ રીતે ખહર રાશિમા કોઇ પણ રાશિ ઉમેરીએ અથવા તેમાથી કોઇ પણ રાશિ બાદ કરીએ તોપણ તે ખહર રાશિમા કશો વિકાર થતો નથી. આ પ્રમાણે ખહર

રાશિના સબંધમા ભાસ્કારાચાર્યે સ્પષ્ટ નિવેદન કરેલુ છે. પણ કોઇ રાશિને શૂન્ય વડે ગુણીએ અને શૂન્ય વડે ભાગીએ, તો તે રાશિ હતો તેટલો ને તેટલો રહે છે એવુ જે ભાસ્કરાચાર્યે કહેલુ તે ભૂલ ભરેલુ છે આધુનિક સમયમા શૂન્યલબ્ધિ અને શૂન્યયુતિના શાસ્ત્રો નિર્માણ થયા છે તેનો આધાર $\frac{0}{0}$ નુ મૂલ્ય કાઢવા ઉપર રાખે છે. ભાસ્કારાચાર્ય તો $\frac{0}{0}$ ને ૧ ની બરોબર ગણે છે

> शून्ये गुणके जाते
> खं हारश्चेत् पुनस्तदा राशि ।
> अविकृत एव ज्ञेय-
> स्तथैव खेनोनित खयुत ॥

કોઇ રાશિને શૂન્ય વડે ગુણીએ અને શૂન્ય વડે ભાગીએ તો તે રાશિમા કશો વિકાર થતો નથી અર્થાત્, ભાસ્કારાચાર્યના કહેવા મુજબ

$$\frac{ક \times ૦}{૦} = ક,$$

એટલે $\frac{0}{0}$ નુ મૂલ્ય હમેશા ૧ ની બરોબર છે

આ માન્યતામા રહેલી ભૂલ આપણે સ્વીકારવી જ પડશે ધારો આપણે $\frac{क्ष^{2} - 1}{क्ष - 1}$ નુ મૂલ્ય, જ્યારે क्ष = ૧ હોય, ત્યારે કાઢવુ છે

આપેલા ભિન્નના અંશમા क्ष = ૧ મુકીએ, તો અશ શૂન્ય બરોબર થાય છે તેવી જ રીતે હારમા क्ष = ૧ મુકીએ તો હાર પણ શૂન્યની બરોબર થાય છે, તેથી જ્યારે क्ष = ૧ હોય, ત્યારે $\frac{क्ष^{2} - 1}{क्ष - 1}$ નુ સ્વરૂપ $\frac{0}{0}$ જેવુ થાય છે

ભાસ્કારાચાર્યની માન્યતા મુજબ આને આપણે ૧ ની બરોબર ગણવુ જોઇએ, પણ વધુ તપાસ કરતા જણાશે કે જ્યારે क्ष = ૧ મુકવામા આવે ત્યારે $\frac{क्ष^{2} - 1}{क्ष - 1}$ નુ મૂલ્ય એકની બરોબર નથી એવું તુરત સમજાશે

ધારો કે આપણે क्ष = ૧ મુકવાને બદલે क्ष = ૧ + ह મુકીએ અને નિશ્ચય કરીએ કે ह ની કિમ્મત ઘણીજ નાની છે. આપણે કલ્પના કરી શકીએ એવી નાનામા નાની વસ્તુ કરતા આપણે ह ને નાનો બનાવવાનો છે.

હવે, $\frac{क्ष^{२} - १}{क्ष - १} = \frac{(ह + १)^{२} - १}{(ह + १) - १} = \frac{ह^{२} + २ ह + १ - १}{ह}$

$= ह + २ = २ + ह$

તેથી જ્યારે ह ને ખુબ નાનો કરવામા આવે ત્યારે અંતે $\frac{क्ष^{२}-१}{क्ष-१}$ની કિમ્મત ૨ ની બરોબર થશે જેમ જેમ ह ને નાનો કરતા જઇશુ, તેમ તેમ क्ष અને ૧ વચ્ચેનુ અન્તર ઓછુ થતું જશે અને તેવીજ રીતે $\frac{क्ष^{२}-१}{क्ष-१}$અને ૨ વચ્ચેનુ અન્તર ઓછુ ને ઓછુ થતુ જશે.

આ પ્રમાણે સખ્યાઓની કલ્પનામા પ્રાચીન ભારતવાસીઓ-એ કરેલી પ્રગતિનો વિચાર કર્યા પછી ભૂમિતિમા જે જે શોધખોળો ભારત ભૂમિમા સ્વતન્ત્ર રીતે થઇ હતી તેનો આપણે વિચાર કરીશુ વેદોના સમયથી ભૂમિતિમા શોધખોળ થયેલી છે યજ્ઞની વેદિઓ બનાવવા માટે ભૂમિતિના નિયમોની જરૂર પડતી પ્રાચીન સમયની ભૂમિતિનો યજ્ઞના ક્રિયા કાણ્ડ સાથે સમ્બન્ધ છે પ્રાચીન ભૂમિતિના દર્શન શુલ્વ સૂત્રમા થાય છે એટલુ અમે જણાવીશુ કે ભારત વર્ષમા ભૂમિતિ અને બીજગણિતને વિખુટા પાડવામા નથી આવ્યા ભૂમિ-તિમા પણ જોઇએ ત્યા બીજ ગણિતનો ઉપયોગ કરવામા આવ્યો છે ગ્રીક ભૂમિતિમા ગણત્રીને સ્થાન આપવામા નહોતુ આવતુ ભૂમિતિ અને ગણિત એવા વિખૂટા પાડવામા આવ્યા હતા કે એકનો બીજામા પ્રવેશ થઇ શકેજ નહી આવી સકુચિત રૂઢિની અસર ઠેઠ અર્વાચીન વખત સુધી યુરોપમા રહી હતી શુદ્ધ ભૂમિતિના પ્રશ્નોમા બીજ ગણિતનો ઉપયોગ ન કરવો એવી માન્યતા અત્યાર સુધી પ્રચ-લિત હતી આધુનિક સમયમા બૈજિક ભૂમિતિમા અસાધારણ પ્રગતિ થયા બાદ આ સાકડા વિચારોને છોડી દેવામા આવ્યા છે ભારત-વાસીઓ તો ભૂમિતિમા બીજ ગણિતનો છુટથી ઉપયોગ કરે છે દાખલા તરીકે, કોઇપણ સમકોણ ત્રિભુજના કર્ણનો વર્ગ સમકોણની પાસેની બાજુઓના વર્ગના યોગની બરોબર છે આ સિદ્ધાન્તને સાબીત કરવામા જે પદ્ધતિ સ્વીકારવામા આવી છે તે પદ્ધતિમા બીજ ગણિતનો છુટથી ઉપયોગ થયેલો છે.




**લસવ** ત્રિભુજમા **સ** ખુણો સમ છે **સ** ખુણાની સામેની બાજુ કર્ણ છે કર્ણ ઉપર જે વર્ગ કાઢવામા આવે તેમાથી આપેલા ત્રિભુજ જેવડા ચાર ત્રિભુજો કાઢી નાખીએ તો એક સમચતુર્ભુજ બાકી રહે છે હવે ધારો કે **લવ** બાજુ કની બરોબર છે અને તેવીજ રીતે **લસ** બાજુ ખની બરોબર અને **સવ** બાજુ ગની બરોબર છે હવે આકૃતિમાથી સ્પષ્ટ દેખાય છે કે કના વર્ગમા આ-પેલા ત્રિભુજ જેવડા ચાર ત્રિભુજ અને (ખ–ગ) નો વર્ગ સમાઇ જાય છે

એટલે $\text{ક}^{૨} = ૪\left(\frac{૧}{૨}\ \text{ખ ગ}\right) + (\text{ખ}-\text{ગ})^{૨}$

$\text{ક}^{૨} = ૨\ \text{ખ ગ} + \text{ખ}^{૨} - ૨\ \text{ખ ગ} + \text{ગ}^{૨}$

તેથી $\text{ક}^{૨} = \text{ખ}^{૨} + \text{ગ}^{૨}$

આ સિદ્ધાન્તને આપણે પીથાગોરસના સિદ્ધાન્ત તરીકે ઓળખીએ છીએ

ત્રિકોણનુ પૃષ્ઠ ફળ અને વૃત્તાન્તર્ગત ચતુષ્કોણનુ ક્ષેત્રફળ પણ બ્રહ્મગુપ્તે ઇસ્વીસનના પાચમા સેકાના સુમારમા આપેલુ છે આ વિષયના નિયમો ભાસ્કરાચાર્યે નીચેના સૂત્રોમા ગુંથ્યા છે

**सर्वदोर्युतिदलं चतु स्थितं**
**बाहुभिर्विरहितं च तद्धते ।**
**मूलमस्फुटफल चतुर्भुजे**
**स्पष्टमेवमुदितं त्रिबाहुके ॥**

ચતુર્ભુજના ચારે ભુજના યોગને અડધો કરવો. તેને ચાર સ્થલમા રાખવો અને તે દરેકમાથી અનુક્રમે ચારે ભુજની લબાઇ બાદ કરવી એમ કરતા જે ચાર ફલ આવે તેનો ગુણાકાર કરી જે

આવે તેનુ વર્ગ મૂલ કરવુ આમ કરવાથી ચતુર્ભુજમા અસ્ફુટ ફલ આવશે પણ ત્રિભુજમા સ્ફુટ ફલ આવશે

ગમે તે ચતુર્ભુજ લઇએ તો ફલ અસ્ફુટ છે પણ વૃત્તાન્તર્ગત ચતુર્ભુજ લઇએ તો ફલ સ્ફુટ છે આધુનિક સમયમા પણ વૃત્તાન્તર્ગત ચતુર્ભુજ માટે આજ નિયમનો ઉપયોગ કરવામા આવે છે.

ધારો કે જે ચતુર્ભુજને વૃત્તની અદર મુકી શકાય એવો હોય તેવા ચતુર્ભુજની ચારે બાજુઓની લબાઇ ક, ખ, ગ, ઘ છે આપણે $\frac{1}{2}$ ( ક + ખ + ગ + ઘ ) ને માટે સ મુકીશુ. નિયમ મુજબ આવા ચતુર્ભુજનુ ક્ષેત્રફળ

$\sqrt{(\text{સ}-\text{ક})(\text{સ}-\text{ખ})(\text{સ}-\text{ગ})(\text{સ}-\text{ઘ})}$ થશુ તેવીજ રીતે કોઈ ત્રિભુજની ત્રણે બાજુઓ ક, ખ, ગ હોય તો ક્ષેત્ર ફળ

$\sqrt{\text{સ}(\text{સ}-\text{ક})(\text{સ}-\text{ખ})(\text{સ}-\text{ગ})}$ થાય વૃત્તની અદર કાઢેલા ત્રિભુજ, ચતુર્ભુજ, પચભુજ, ષડ્ભુજ વિગેરેની બાજુની લબાઇ વેદિઓ બનાવવામા ઉપયોગી હોવાથી શોધી કાઢવામા આવી છે આ કોષ્ટક ઘણુ ઉપયોગી છે અને તે ઉપરથી કેટલાક કોણોનો જ્યાર્ધ શોધી કાઢવામા પ્રયત્ન થયેલો એવુ સ્પષ્ટ જણાય છે વૃત્તમા કાઢેલા ત્રિભુજથી નવભુજ સુધીના ભુજની લબાઇ નીચેના સૂત્રોમા ભાસ્કરાચાર્યે આપેલી છે

त्रिद्व्यङ्काग्निनभश्चन्द्रैस् • ( १०३९२३ )
त्रिबाणाष्टयुगाष्टभि । ( ८४८५३ )
वेदाग्निबाणखाश्वैश्च । ( ७०५३४ )
खखाभ्राभ्ररसै क्रमात् ॥ ( ६०००० )
बाणेषुनखबाणैश्च ( ५२०५५ )
द्विद्विनन्देषुसागरै ॥ ( ४५९२२ )
कुरामदशवेदैश्च ( ४१०३१ )
वृत्तव्यासे समाहते ॥
खखखाभ्रार्क ( १२०००० ) सम्भक्ते
लभ्यन्ते क्रमशो भुजा । 
वृत्तान्तस्त्र्यस्रपूर्वाणा
नवास्रान्तं पृथक् पृथक् ॥

કોઈ પણ વર્તુલનો વ્યાસ **વ** હોય તો વને પરિધિના ગમે તે બિન્દુએ સમ્મુખીભૂત કોણ ના જ્યાર્ધ વડે ગુણવાથી વૃત્તાન્તર્ગત સમકોણ સમભુજ બહુકોણના ભુજની લબાઇ આવે છે એટલે ઉપરના સૂત્રોમા ૬૦°, ૪૫°, ૩૦° $(\frac{૧૮૦}{૭})°$, $(૨૨\frac{૧}{૨})°$, (૨૦)° નો જ્યાર્ધ આપેલા છે એવુ કહીએ તો ચાલે આમા ૬૦°, ૪૫° અને ૩૦° નો જ્યાર્ધ બરોબર આપેલો છે બીજામા જે ફેરફાર છે તે બતાવીશુ ખરા મૂલ્ય નીચે પ્રમાણે છે

$$\text{જ્યાર્ધ} \left( \frac{૧૮૦}{૭} \right) = \frac{૫૨૦૬૬}{૧૨૦૦૦૦}$$

$$\text{જ્યાર્ધ} \left( ૨૨\frac{૧}{૨} \right) = \frac{૪૫૯૨૨}{૧૨૦૦૦૦}$$

$$\text{જ્યાર્ધ} \left( ૨૦° \right) = \frac{૪૧૦૪૨}{૧૨૦૦૦૦}$$

જ્યારે તેમને માટે ભાસ્કરાચાર્યે આપેલા મૂલ્ય અનુક્રમે $\frac{૫૨૦૫૫}{૧૨૦૦૦૦}$, $\frac{૪૫૯૨૨}{૧૨૦૦૦૦}$ અને $\frac{૪૧૦૩૧}{૧૨૦૦૦૦}$ છે

આ ઉપરથી જણાશે કે સપ્તભુજ અને નવભુજની બાજુ કાઢવામા થોડી ચુક છે. જ્યા આપેલા કોણના અડધાનુ જ્યાર્ધ કાઢવાનુ હોય છે ત્યા ભુલ હોતી નથી અમુક ભુજની સખ્યાવાળા સમબહુભુજની બાજુની લબાઇ ઉપરથી તેનાથી બમણા ભુજવાળા સમબહુભુજની બાજુની લબાઇ કાઢવા માટે પ્રાચીન ભારતવાસીઓ કને ઘણો સુન્દર નિયમ હતો



$$\text{તદ} = \sqrt{\text{૨} - \sqrt{\text{૪} - \text{તથ}^{\text{૨}}}}$$

આ નિયમમા વ્યાસાર્ધની કિમ્મત એક છે **તથ** બાજુનો પરિધિ પાસે સમ્મુખીભૂત ખુણો ક્ષ હોય તો

$$\text{તથ} = \text{૨} \times \text{જ્યા ક્ષ}$$

$$\text{૪} - \text{તથ}^{\text{૨}} = \text{૪} - \text{૪ જ્યા}^{\text{૨}}\ \text{ક્ષ}$$

$$= \text{૪ કોજ્યા}^{\text{૨}}\ \text{ક્ષ}$$

$$\sqrt{\text{૪} - \text{તથ}^{\text{૨}}} = \text{૨ કોજ્યા ક્ષ}$$

$$\sqrt{\text{૨} - \sqrt{\text{૪} - \text{તથ}^{\text{૨}}}} = \sqrt{\text{૨} - \text{૨ કો જ્યા ક્ષ}}$$

$$\text{હવે ૧} - \text{કોજ્યા ક્ષ} = \text{૨ જ્યા}^{\text{૨}} \left(\frac{\text{ક્ષ}}{\text{૨}}\right)$$

$$\text{૨} - \text{૨ કો જ્યા ક્ષ} = \text{૪ જ્યા}^{\text{૨}} \left(\frac{\text{ક્ષ}}{\text{૨}}\right)$$

$$\text{૨ જ્યા} \left(\frac{\text{ક્ષ}}{\text{૨}}\right) = \sqrt{\text{૨} - \text{૨ કો જ્યા ક્ષ}}$$

$$\text{પણ તદ} = \text{૨ જ્યા} \left(\frac{\text{ક્ષ}}{\text{૨}}\right)$$

$$\text{એટલે તદ} = \sqrt{\text{૨} - \sqrt{\text{૪} - \text{તથ}^{\text{૨}}}}$$

આ ઉપરથી સમજાશે કે ૬૦°, ૪૫°, ૩૦°, (૨૨½)° વિગેરેના જ્યાર્ધની ગણુત્રીમા ભાસ્કરાચાર્યની લગારે ભુલ નથી બીજી ગુણુત્રી અટકળથી કરેલી હોવાને લીધે થોડી ચુક જણાય છે

હવે ૬ ભુજની બાજુ વ્યાસાર્ધની એટલે ત્રિજ્યાની બરોબર છે આ ઉપરથી દ્વાદશ ભુજની બાજુની કિમ્મત તુરત નીકળશે.

$$\sqrt{\text{૨} - \sqrt{\text{૪} - \text{૧}}}\ \text{એટલે}\ \sqrt{\text{૨} - \sqrt{\text{૩}}}$$

આ ઉપરથી સમજાશે કે

$$\text{૨ જ્યા ૧૫}^{\circ} = \sqrt{\text{૨} - \sqrt{\text{૩}}}$$

$$\text{એટલે ૨ જ્યા ૧૫}^{\circ} = \sqrt{\frac{\text{૩}}{\text{૨}}} - \sqrt{\frac{\text{૧}}{\text{૨}}} = \frac{\sqrt{\text{૩}} - \text{૧}}{\sqrt{\text{૨}}}$$

$$\text{તેથી જ્યા ૧૫}^{\circ} = \frac{\sqrt{\text{૩}} - \text{૧}}{\text{૨}\sqrt{\text{૨}}}$$

આ નિયમનો વારવાર ઉપયોગ કરી (૩¾)° ના જ્યાર્ધની કિમ્મત શોધી કાઢવામા આવી છે આગળ વધી ૩૮૪ ભુજવાળા બહુભુજની બાજુની લમ્બાઈ શોધવામા આવી છે અને વૃત્તના

પરિધિનુ મૂલ્ય કાઢવામા આવ્યુ છે, વૃત્તના પરિધિ અને વ્યાસ વચ્ચેના ગુણોત્તરના શોધનમા પ્રાચીન સમયથી અસંખ્ય ગણિત શાસ્ત્રીઓએ પરિશ્રમ કર્યો છે, આર્યભટે આ ગુણોત્તરનુ મૂલ્ય $\frac{૩૯૨૭}{૧૨૫૦}$ એ પ્રમાણે આપ્યુ છે

ભાસ્કરનુ સૂત્ર નીચે પ્રમાણે છે

**व्यासे भनन्दाग्निहते विभक्ते**
**खबाणसूर्यैं परिधिः स सूक्ष्मः ।**
**द्वाविंशतिघ्ने विहृतेऽथ शैलैः**
**स्थूलोऽथवा स्याद्व्यवहारयोग्यः ॥**

વ્યાસને ૩૯૨૭ વડે ગુણી ૧૨૫૦ વડે ભાગવાથી સૂક્ષ્મપરિધિ આવે છે અને વ્યાસને ૨૨ વડે ગુણી ૭ વડે ભાગવાથી સ્થૂલ પરિધિ આવે છે અર્થાત્

$$\frac{\text{પરિધિ}}{\text{વ્યાસ}} = \frac{૩૯૨૭}{૧૨૫૦} = ૩.૧૪૧૬,$$

આ સૂક્ષ્મ મૂલ્ય છે અને

$\frac{\text{પરિધિ}}{\text{વ્યાસ}} = \frac{૨૨}{૭}$ એ સ્થૂલમૂલ્ય છે અને વ્યવહારમા ઝડપથી ગણત્રી કરતી વખતે વપરાય છે

ભારતવાસીઓની ખરી કીર્તિ તો અનિશ્ચિત સમીકરણોના શોધનમા છે, દાખલા તરીકે

$$૨૩\ \text{क्ष} + ૧૨ = ૩૫\ \text{ह},$$

આ સમીકરણનુ પૂર્ણાંકમા શોધન કરવુ હોય ત્યારે જે નિયમોનો ઉપયોગ કરવો પડે છે તે બધા પ્રાચીન ભારતવાસીઓએ શોધી કાઢ્યા છે આ વિષય ઘણો ગહન છે, તેનુ સંપૂર્ણ વિવેચન કરતા લંબાણ ઘણુ થઇ જાય તેથી ફક્ત ઉપર બતાવેલા સમીકરણને છોડવામા કેવી પદ્ધતિ સ્વીકારવામા આવી છે તેનો ટુકામા નિર્દેશ કરીશુ

$$\frac{૩૫\ \text{ह} - ૧૨}{૨૩} = \text{क्ष} = \text{ह} + \frac{૧૨\ \text{ह} - ૧૨}{૨૩},$$ હવે

$$\frac{\text{૧૨ ह − ૧૨}}{\text{૨૩}} = \text{क}$$

$$\frac{\text{૨૩ क + ૧૨}}{\text{૧૨}} = \text{ह} = \text{क} + \frac{\text{૧૧ क + ૧૨}}{\text{૧૨}}$$

$$\frac{\text{૧૧ क + ૧૨}}{\text{૧૨}} = \text{ख}$$

$$\frac{\text{૧૨ ख − ૧૨}}{\text{૧૧}} = \text{क} = \text{ख} + \frac{\text{ख − ૧૨}}{\text{૧૧}}.\ \text{તેથી}\ \frac{\text{ख − ૧૨}}{\text{૧૧}} = \text{ग}$$

$$\text{૧૧ ग + ૧૨ = ख}$$

હવે ધારો કે ग = ૧

$$\text{ख = ૨૩}$$

$$\text{क} = \frac{\text{૧૨ × ૨૩ − ૧૨}}{\text{૧૧}} = \frac{\text{૧૨ × ૨૨}}{\text{૧૧}} = \text{૨૪}$$

$$\text{ह} = \frac{\text{૨૩ × ૨૪ + ૧૨}}{\text{૧૨}} = \text{૪૭}$$

$$\text{क्ष} = \frac{\text{૩૫ × ૪૭ − ૧૨}}{\text{૨૩}} = \frac{\text{૧૬૪૫ − ૧૨}}{\text{૨૩}} = \frac{\text{૧૬૩૩}}{\text{૨૩}} = \text{૭૧}$$

क्ष = ૭૧ અને ह = ૪૭

હવે क्ष મા ૩૫ ઘટાડીએ તો ह મા ૨૩ નો ઘટાડો થશે

क्ष = ૩૬ અને ह = ૨૪

આવી રીતે क्ष = ૩૬ + ૩૫ ट

અને ह = ૨૪ + ૨૩ ट,

જ્યા ट ને ગમે તે પૂર્ણ કિમ્મત આપી શકાય આવા સમીકરણોને અનિશ્ચિત સમીકરણો કહે છે આના શોધનમા ભારતવાસીઓએ જે નિયમો આપ્યા છે તે બધા અઢારમા સૈકામા ઓઇલર નામના ગણિતશાસ્ત્રીને ફરીથી શોધવા પડયા હતા કારણ કે ભાસ્કરાચાર્યના પુસ્તકો ઓગણીસમા સૈકા પહેલા યુરોપમા પહોચ્યા નહતા. આ સમીકરણોને ભાસ્કરાચાર્ય કુટ્ટક સમીકરણો કહે છે આ વિષયમા બની શકશે તો એક સ્વતંત્ર વ્યાખ્યાન આપવા પ્રયત્ન કરીશ

ઉપર જે વર્ણન કર્યું છે તે ઉપરથી સંપૂર્ણ રીતે સાબીત થશે કે પ્રાચીન ભારત વર્ષમા ગણિત શાસ્ત્રમા ઘણું સશોધન થયેલુ હતું આ વિષયમા જેટલુ વધારે વિવેચન કરીએ તેટલુ થોડુ છે મ્હેં ફક્ત થોડા મુદ્દા ટાકી બની શકે તેટલી સ્પષ્ટ ભાષામા સમજુતી પૂર્વક આપની સમક્ષ વ્યાખ્યાન કર્યું છે શાસ્ત્રીય વિષયમા ખાસ પ્રયત્ન કરી સમજવાની તસ્દી લઇએ ત્યારેજ સમજણ પડે છે તેથી આપને વિચાર કરતા અને સમજવાનો પરિશ્રમ લેતા મ્હે જે કહ્યુ છે તે સારી રીતે સમજી શકાશે આપ સઘળાએ આવા ગહન વિષયમા જે શાન્તિપૂર્વક અવધાનસહિત શ્રવણ કર્યુ છે તે માટે હુ આપ સઘળાનો ઉપકાર માનુ છુ



# योगदर्शन

## पं. सुखलाल संघजी संघवी

પ્રત્યેક મનુષ્યવ્યક્તિ સૂર્યની પેઠે અપરિમિત શક્તિરૂપ તેજનો પુજ છે એ રીતે જોતા રાષ્ટ્ર એ અનેક સૂર્યોનુ મડલ છે તેમ છતા પણ જ્યારે કોઇ વ્યક્તિ યા રાષ્ટ્ર અસફલતા કે નિરાશાના વમળમા ફસાય છે ત્યારે 'ત્હેનુ કારણ શુ' એ પ્રશ્ન સહજ ઉદ્ભવે છે વિશેષ વિચારતા જણાય છે કે નિષ્ફળતા યા નિરાશાનુ કારણ યોગ ( સ્થિરતા )નો અભાવ છે યોગના અભાવથી બુદ્ધિ શકાશીલ રહ્યા કરે છે, અને તેથી પ્રયત્નની દિશા અનિશ્ચિત થઇ જવાને લીધે મનુષ્યની શક્તિઓ છુટી છવાઇ વિખરાઇ જવાથી ત્હેને ઉન્નત બનાવવાને બદલે પાયમાલ કરી નાખે છે, તે માટે સર્વ શક્તિઓને એક કેન્દ્રસ્થ બનાવવા તથા સાધ્ય સુધી પહોચવા વાસ્તે અનિવાર્ય રીતે દરેકને યોગની આવશ્યક્તા છે એ જ હેતુથી પ્રસ્તુત વ્યાખ્યાનમાલામા યોગનો વિષય પસદ કરવામા આવેલ છે

આ વિષયની શાસ્ત્રીય મીમાસા કરવાનો ઉદ્દેશ એ છે કે આપણને આપણા પૂર્વજોની તથા સભ્યતાની પ્રકૃતિ યથાર્થ વિદિત થાય અને તે દ્વારા આર્યસસ્કૃતિના એક અશનુ થોડુ પણ નિશ્ચિત રહસ્ય સમજાય

યોગદર્શન એ સામાસિક શબ્દ છે એમા યોગ અને દર્શન એ બે શબ્દો મૌલિક છે

**ક યોગ શબ્દનો અર્થ**—'યોગ' શબ્દ **युज्** ધાતુ અને **घञ्** પ્રત્યય ઉપરથી સિદ્ધ થયેલ છે **युज्** ધાતુ બે છે એકનો અર્થ છે 'જોડવુ'[1] અને બીજાનો અર્થ છે 'સમાધિ'[2]–મન સ્થિરતા સામાન્ય રીતે યોગ શબ્દનો અર્થ 'સબધ કરવો,' અથવા 'માનસિક સ્થિરતા પ્રાપ્ત કરવી' એટલો જ થાય છે, પરતુ પ્રસગ તથા પ્રકરણને અનુસાર ત્હેના અનેક અર્થો થઇ જવાથી તે બહુરૂપી બની જાય છે એ બહુરૂપિતાને લીધે જ લોકમાન્યને પોતાના ગીતારહસ્યમા ગીતાનુ

---

૧ **युजृंपी योगे** હેમચદ્ર ધાતુપાઠ, ગણ ૭.

૨ **युजिच् समाधौ** ,, ,, ગણ ૪

તાત્પર્ય સમજાવવા માટે યોગશબ્દાર્થનિર્ણયની વિસ્તૃત ભૂમિકા રચવી પડી છે[1] કિન્તુ યોગદર્શનમા યોગ શબ્દનો અર્થ શો છે એ જણાવવા માટે તેટલા ઉડાણમા ઉતરવાની કઇ આવશ્યકતા નથી, કારણ કે 'યોગ' સબધી તમામ ગ્રન્થોમા જ્યા જ્યા યોગ શબ્દ આવેલ છે ત્યા સર્વત્ર તેનો એક જ અર્થ છે અને તે અર્થનુ સ્પષ્ટીકરણ તે તે ગ્રન્થમા ગ્રન્થકારે પોતે જ કરેલ છે ભગવાન્ પતજલિએ પોતાના યોગસૂત્રમા[2] ચિત્તવૃત્તિનિરોધને જ યોગ કહેલ છે, અને તે ગ્રન્થમા સર્વત્ર યોગ શબ્દનો તે એક જ અર્થ વિવક્ષિત છે આચાર્ય હરિભદ્રે પોતાના યોગ વિષયના તમામ ગ્રન્થોમા[3] મોક્ષ પ્રાપ્ત કરાવનાર ધર્મવ્યાપારને જ યોગ કહેલ છે, અને તેમના ઉક્ત સમસ્ત ગ્રન્થોમા યોગ શબ્દનો તે એક જ અર્થ વિવક્ષિત છે 'ચિત્તવૃત્તિ–નિરોધ' અને 'મોક્ષપ્રાપક ધર્મવ્યાપાર' એ બે વાક્યોના અર્થમા ઉપલક રીતે જોતા ઘણી ભિન્નતા જણાય છે, પણ બારીક રીતે જોતા તેઓના અર્થોની અભિન્નતા સ્પષ્ટ જણાઇ આવે છે, કારણ કે 'ચિત્તવૃત્તિનિરોધ' એ શબ્દથી તે જ ક્રિયા યા વ્યાપાર વિવક્ષિત છે કે જે મોક્ષ માટે અનુકૂલ હોય અને જેનાથી ચિત્તની સસારોન્મુખ વૃત્તિયો રોકાઇ જાય 'મોક્ષપ્રાપક ધર્મવ્યાપાર' એ શબ્દથી પણ તે જ ક્રિયા યા વ્યાપાર વિવક્ષિત છે તેથી પ્રસ્તુત વિષયમા યોગ શબ્દનો અર્થ 'સ્વાભાવિક સમસ્ત આત્મશક્તિઓનો પૂર્ણ વિકાસ કરાવનાર ક્રિયા' અર્થાત્ 'આત્મોન્મુખ પ્રવૃત્તિ' એટલો જ સમજવો[4] જોઇએ યોગવિષયક વૈદિક, જૈન અને બૌદ્ધ ગ્રન્થોમા યોગ, ધ્યાન, સમાધિ એ શબ્દો બહુધા સમાનાર્થક જોવામા આવે છે

---

૧ જુઓ પૃષ્ઠ ૫૫ થી ૬૦ ૨ પા ૧, સૂ ૨ **योगश्चित्तवृत्तिनिरोध** । ૩ યોગબિન્દુ, શ્લોક ૩૧ —

**अध्यात्मं भावनाऽऽध्यान समता वृत्तिसक्षय ।**
**मोक्षेण योजनाद्योग पष श्रेष्ठो यथोत्तरम् ॥**

તથા યોગવિશિકા, ગાથા ૧ —

**मुक्खेण जोयणाओ, जोगो सव्वो वि धम्मवावारो ।**
**परिसुद्धो विन्नेओ, ठाणाइगओ विसेसेणं ॥**

૪ લૉર્ડ એવેબરીએ શિક્ષાની જે પૂર્ણ વ્યાખ્યા કરી છે, તે આ પ્રમાણે છે —Education is the harmonious development of all our faculties

ख દર્શન શબ્દનો અર્થ—નેત્રજન્યજ્ઞાન[1], નિર્વિકલ્પ (નિરાકાર) બોધ[2], શ્રદ્ધા[3] મત,[4] આદિ અનેક અર્થો દર્શન શબ્દના જોવામા આવે છે. પરતુ પ્રસ્તુત વિષયમા દર્શન શબ્દનો 'મત' એ એક જ અર્થ ઇષ્ટ છે.

યોગના આવિષ્કારનું માન—જેટલા દેશ અને જેટલી જાતિઓના આધ્યાત્મિક મહાપુરૂષોની જીવનકથા તેમ જ તેઓનુ જે સાહિત્ય ઉપલબ્ધ થા છે હેને જોનાર કોઈ પણ એમ નહિ કહી શકે કે આધ્યાત્મિક વિકાસ એ અમુક દેશ અથવા અમુક જાતિનો જ વારસો છે, કારણ કે સમગ્ર દેશ અને સમગ્ર જાતિયોમા ઓછાવત્તા પ્રમાણમા આધ્યાત્મિક વિકાસ ધરાવનાર મહાપુરૂષો થઇ ગયાના પ્રમાણો મળી આવે છે[5] યોગનો સબધ આધ્યાત્મિક વિકાસ સાથે છે, તેથી એ ખુલ્લુ છે કે સમસ્ત દેશ તથા સમસ્ત જાતિયોમા યોગનુ અસ્તિત્વ રહેલ છે છતા કોઇ પણ વિચારશીલ મનુષ્ય એ વાતનો અસ્વીકાર નહી કરે કે યોગના આવિષ્કારનુ તથા તેને પરાકાષ્ઠા સુધી પ્હોચાડવાનુ માન ભારતવર્ષ તથા આર્યજાતિને જ ઘટે છે આ વાતની પુષ્ટિમા મુખ્ય ત્રણ બાબતો રજુ કરી શકાય (૧) યોગી, જ્ઞાની, તપસ્વી આદિ આધ્યાત્મિક મહાપુરૂષોની વિપુલતા, (૧) સાહિત્યના ધ્યેયની એકરૂપતા, અને (૩) લોકરૂચિ આ ત્રણે બાબતો અનુક્રમે તપાસીયે

(૧) પહેલેથી આજ સુધી ભારતવર્ષમા આધ્યાત્મિક મહાપુરૂષોની સખ્યા એટલી મોટી રહેતી આવી છે કે જેના સામે બીજા સઘળા દેશ અને સઘળી જાતિયોના આધ્યાત્મિક પુરૂષોની કુલ સખ્યા એટલી અલ્પ જણાય છે કે જેમ ગગાની સામે એક નાની નદી.

(૨) તત્ત્વજ્ઞાન, આચાર, ઇતિહાસ, કાવ્ય, નાટક આદિ સાહિત્યના કોઈ પણ ભાગ ઉપર દૃષ્ટિપાત કરતા જણાશે કે હેનુ અંતિમ ધ્યેય ઘણે ભાગે મોક્ષ જ હશે વેદનો મોટો ભાગ પ્રાકૃતિક

---

૧ दृशृ प्रेक्षणे–હેમચદ્ર, ધાતુપાઠ, ગણ ૧

૨ શ્લોકવાર્તિક–તત્ત્વાર્થ અધ્યાય ૨, સૂત્ર ૯

૩ ,, ,, ,, ૧, ,, ૨

૪ ષડ્દર્શન સમુચ્ચય–શ્લોક ૨–"दर्शनानि षडेवात्र" ઇત્યાદિ.

૫. ઉદાહરણાર્થ જરથોસ્ત, ઇસુ, મહમ્મદ આદિ

દસ્ય અને કર્મકાડના વર્ણનથી રોકાએલ છે એ વાત ખરી, પણ એમા શક નહી કે તે વર્ણન વેદનુ કલેવર માત્ર છે ત્હેનો આત્મા કાઇક જુદો જ છે, અને તે એ કે પરમાત્મચિતન તથા આધ્યાત્મિક ભાવોનુ આવિષ્કરણ ઉપનિષદોનો પ્રાસાદ તો બ્રહ્મચિન્તનના પાયા ઉપર જ સ્થિર છે પ્રમાણ યા પ્રમેય સબધી કોઇ પણ તત્ત્વજ્ઞાનનો સૂત્રગ્રન્થ જુઓ, તેમા પણ તત્ત્વજ્ઞાનના સાધ્યરૂપે મોક્ષ જ દષ્ટિગોચર થશે [1] આચાર પ્રતિપાદક સૂત્ર, સ્મૃતિ આદિ તમામ ગ્રન્થોમા આચારપાલનનુ મુખ્ય સાધ્ય મોક્ષ જ મનાયેલ છે [2] રામાયણ, મહાભારત આદિના મુખ્ય પાત્રોનુ મહત્વ કઇ ફક્ત તેઓના વિશાળ રાજ્યના સ્વામિત્વને લીધે નહિ, પણ તે એટલા માટે મનાય છે કે તેઓ છેવટે સન્યાસ યા તપસ્યાનુ અનુષ્ઠાન કરતા ગમચદ્રજી પ્રથમ અવસ્થામા જ ગુરૂ વસિષ્ઠ પાસે યોગ અને મોક્ષનુ શિક્ષણ મેળવતા જણાય છે [3] યુધિષ્ઠિર પણ યુદ્ધરસ લઇ બાણશય્યા ઉપર સૂતેલ ભીષ્મપિતામહના મુખથી શાતિપાઠ સાભળે છે [4] ગીતા તો રણાગણમા પણ મોક્ષના એકતમ સાધનરૂપ યોગનો જ ઉપદેશ કરે છે

---

૧ વૈશેષિક દર્શન, અ ૧, સૂ ૪--

**धर्मविशेषप्रसूताद् द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायाना पदार्थानां 'साधर्म्यवैधर्म्याभ्या तत्त्वज्ञानान्नि श्रेयसम्' ॥**

ન્યાયદર્શન, અ ૧, સૂ ૧--

**प्रमाणप्रमेयसशयप्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानाना तत्त्वज्ञानान्नि श्रेयसम् ॥**

સાખ્યદર્શન, અ ૧, સૂ ૧--

**अथ त्रिविधदु खात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थ' ॥**

વેદાન્તદર્શન, અ ૪, પા ૪, સૂ ૨૨--

**अनावृत्ति शब्दादनावृत्ति शब्दात् ॥**

જૈનદર્શન તત્વાર્થ, અ ૧, સૂ ૧--

**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग ॥**

૨ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, અ ૩ યતિધર્મનિરૂપણમ્, મનુસ્મૃતિ અ ૧૨, શ્લોક ૮૩

૩ જુઓ યોગવાસિષ્ઠ

૪ જુઓ મહાભારત—શાન્તિપર્વ

શૃગારપ્રિય તરીકે પ્રસિદ્ધિ પામનાર કાલિદાસ જેવા મહાકવિઓ પણ પોતાના મુખ્ય પાત્રોનુ મહત્ત્વ મોક્ષ તરફના તેઓના વલણમા જ જુએ છે[1] જૈન આગમો અને બૌદ્ધ પિટકો તો નિવૃત્તિમાર્ગને જ પ્રધાનતા આપતા હોવાથી મુખ્યપણે મોક્ષ સિવાય બીજા વિષયોનુ વર્ણન કરતા પણ સકોચ પામે છે વ્યાકરણશાસ્ત્રમા પણ શબ્દશુદ્ધિને તત્ત્વજ્ઞાનનો ઉપાય માની ત્હેનુ અન્તિમ સાધ્ય પરમ શ્રેય જ મનાયેલ છે[2] કિં બહુના, કામશાસ્ત્ર સુદ્ધાનો અતિમ ઉદ્દેશ્ય મોક્ષ જ માનવામા આવેલ છે[3] આ રીતે ભારતવર્ષીય સાહિત્યના કોઇ પણ પ્રવાહને જોતા એમ ખાત્રી થાય છે કે ત્હેની ગતિ માત્ર સમુદ્ર જેવા અપરિમિત એક ચતુર્થ પુરૂષાર્થની તરફ જ હશે

( ૩ ) આધ્યાત્મિક વિષયની ચર્ચાવાળો અને ખાસ કરી યોગવિષયનો કોઈ ગ્રથ કોઇયે લખ્યો કે તરત જ લોકોએ ત્હેને

---

૧ કુમારસભવ–સર્ગ ૩ તથા ૫, તપસ્યાવર્ણનમ્,
શાકુન્તલ નાટક, અક ૪ કણ્વોક્તિ

भूत्वा चिराय चतुरन्तमहीसपत्नी
दौष्यन्तिमप्रतिरथं तनयं निवेश्य ।
भर्त्रा तदर्पितकुटुम्बभरेण सार्धं
शान्ते करिष्यसि पदं पुनराश्रमेऽस्मिन् ॥

રઘુવ શ—

शैशवेऽभ्यस्तविद्यानाम् यौवने विषयैषिणाम् ।
वार्द्धके मुनिवृत्तीनाम् योगेनान्ते तनुत्यजाम् ॥ ८ ॥ સર્ગ ૧
अथ स विषयव्यावृत्तात्मा यथाविधि सूनवे
नृपतिककुदं दत्वा यूने सितातपवारणम् ।
मुनिवनतरुच्छायां देव्या तया सह शिश्रिये
गलितवयसामिक्ष्वाकूणामिदं हि कुलव्रतम् ॥७०॥ સર્ગ ૩

૨. द्वे ब्रह्मणी वेदितव्ये शब्दब्रह्म परं च यत् ।
शब्दब्रह्मणि निष्णात परं ब्रह्माधिगच्छति ॥
व्याकरणात्पदसिद्धि पदसिद्धेरर्थनिर्णयो भवति ।
अर्थात्तत्वज्ञानं तत्वज्ञानात्परं श्रेय ॥

શ્રી હૈમશબ્દાનુશાસન, અ ૧, પા ૧, સૂ ૨ લઘુન્યાસ

૩ " स्थाविरे धर्मं मोक्षं च " કામસૂત્ર, અ ૨ પૃ ૧૧ મુબાઇ આવૃત્તિ

પોતાનો બનાવી દીધો. કગાલ અને દીન અવસ્થામા પણ ભારત-વર્ષીય લોકોની ઉક્ત પ્રકૃતિ એ જણાવી આપે છે કે યોગનો સબધ તેઓના દેશ અને જાતિમા પ્રથમથી જ ચાલ્યા આવે છે એ જ કારણથી ભારતવર્ષની સભ્યતા અરણ્યમા ઉત્પન્ન થયેલ મનાય છે.[1] આ પૈતૃક સ્વભાવને લીધે જ જ્યારે પણ ભારત-વાસીઓ તીર્થયાત્રા યા મુસાફરી માટે પહાડ, જગલ કે અન્ય તીર્થોમા જાય છે ત્યારે તેઓ ડેરાતબુ નાખ્યા પહેલા જ યોગીઓને, તેઓની મઢુડીઓને અને તેઓની અન્ય નિશાનીઓ સુદ્ધાને શોધવા લાગી જાય છે. યોગ ઉપરની શ્રદ્ધાનો ઉભરો ત્યા સુધી નજરે પડે છે કે, ગાજાની ચલમ ફુકનાર અગર જટા ધારણ કરનાર કોઇ દિગબર બાવો દૃષ્ટિગોચર થતા જ ત્હેના મુખથી નીકળતા ધુમાડાના ગોટામા યા ત્હેની જટા કે ભસ્મલેપમા યોગની ગધ આવવા લાગે છે ભારતના પર્વતો, જગલો અને તીર્થસ્થાનો પણ સર્વથા યોગિ વિનાના મળવા દુસભવ છે આવી સ્થિતિ અન્ય દેશ અને અન્ય જાતિઓમા દુર્લભ છે આ ઉપરથી એ અનુમાન કરવુ સહજ છે કે યોગને આવિષ્કૃત કરવાનુ કે ત્હેને પરાકાષ્ટાએ પહોચાડવાનુ માન ઘણે ભાગે ભારતવર્ષ તથા આર્યજાતિને જ ઘટે છે આ વાતની પુષ્ટિ મોક્ષમુલ્લર જેવા વિદેશીય તથા ભિન્નસસ્કારી વિદ્વાનના કથનથી પણ થાય છે[2]

**આર્યસંસ્કૃતિનું મૂલ અને આર્યજાતિનુ લક્ષણ**—ઉપરના કથનથી આર્યસસ્કૃતિનો મૂલ આધાર શો છે તે સ્પષ્ટ જણાઇ આવે છે શાશ્વત જીવનની ઉપાદેયતા જ આર્યસસ્કૃતિની ભીત છે ત્હેના જ ઉપર આર્યસસ્કૃતિના બીજા બધા ચિત્રો ચિત્રાયેલા છે વર્ણવિભાગ જેવી સામાજીક ઘટના અને આશ્રમવ્યવસ્થા જેવો વ્યક્તિગત જીવનવિભાગ તે ચિત્રામણનુ અપ્રતિમ ઉદાહરણ છે વિદ્યા, રક્ષણ, વિનિમય અને સેવા એ ચાર જે વર્ણવિભાગના કર્તવ્યો છે

---

૧. જુઓ કવિવર ટાગોર કૃત "સાધના" પૃષ્ઠ ૪ Thus in India it was in the forests that our civilisation had its birth, etc.

૨ This concentration of thought or one-pointedness as the Hindus called it is something to us almost unknown —S. B E. vol 1, xxiii

તેમના પ્રવાહો ગૃહસ્થ-આશ્રમરૂપ મેદાનમા જુદા જુદા વહે છે ખરા, પણ છેવટે તેઓ વાનપ્રસ્થ-આશ્રમરૂપ સગમ સ્થાનમા એકઠા મળી સન્યાસ-આશ્રમરૂપ અપાર સમુદ્રમા મળી એકરસ થઈ જાય છે સારાશ એ છે કે સામાજિક, રાજનૈતિક, ધાર્મિક આદિ સમસ્ત સસ્કૃતિઓની રચના બાહ્ય જીવનની પરિણામનિસારતા અને આતરિક જીવનની પરિણામસુદરતા ઉપર થયેલ છે આ જ હેતુથી જે વિદેશીય વિદ્વાનો આર્યજાતિનુ લક્ષણ ત્હેના સ્થૂળ શરીરમા, ત્હેના આકાર પ્રકારમા, વ્યાપાર ધધામા કે ભાષા આદિમા જુએ છે તેઓ માત્ર એકદેશીય છે ખેતી કરવી, વહાણ ચલાવી ખલાસીનો ધધો કરવો, પશુપાલન કરવુ ઇત્યાદિ જે જે અર્થો 'આર્ય' શબ્દના કરવામા આવેલ છે,[1] તે તે આર્યજાતિના મુખ્ય લક્ષણરૂપે મનાવા ન જોઇએ આર્યજાતિનુ મુખ્ય લક્ષણ કેવળ પરલોકની કલ્પના એ પણ નથી, કારણ તેની દૃષ્ટિમા પરલોક પણ હેય છે[2] ત્હેનુ ખરૂ અને મુખ્ય લક્ષણ સ્થૂળ જગતની પેલીપાર રહેલ પરાત્મતત્ત્વની એકાગ્ર બુદ્ધિથી ઉપાસના કરવી એ જ છે[3] આ સર્વવ્યાપી ઉદ્દેશને લીધે જ આર્યજાતિ પોતાને ઇતર બધી જાતિયોથી શ્રેષ્ઠ માનતી આવેલ છે

**જ્ઞાન અને યોગનો સબધ તથા યોગનો દરજ્જો**--વ્યવહાર કે પરમાર્થ, કોઇ પણ વિષયનુ જ્ઞાન ત્યારે જ પરિપક્વ મનાય છે કે જ્યારે જ્ઞાનાનુસાર આચરણ કરાતુ હોય ખરી રીતે તે આચરણ જ યોગ છે જ્ઞાન યોગનુ કારણ છે, પણ યોગ પહેલાનુ જે જ્ઞાન હોય છે તે અસ્પષ્ટ હોય છે,[4] અને યોગ પછીનુ જ્ઞાન અનુભવાત્મક

---

૧ Biographies of Words and the Home of the Aryans, by Max Muller, p 50

૨. ते त भुक्त्वा स्वर्गलोक विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एव त्रयीधर्ममनुप्रपन्ना गतागत कामकामा लभन्ते ॥
ગીતા અ ૯, શ્લો ૨૧.

૩. જુઓ-Apte's Sanskrit-English Dictionary.

૪. એ જ અભિપ્રાયથી ગીતા યોગીને જ્ઞાનીથી શ્રેષ્ઠ માને છે ગીતા અ ૬, શ્લોક ૪૬--

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिक ।**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद् योगी भवार्जुन ॥**

હોવાથી સ્પષ્ટ તેમજ પરિપક્વ હોય છે તેથી એમ સમજવુ ઘટે છે કે સ્પષ્ટ તેમજ પરિપકવ જ્ઞાનની એક માત્ર ચાવી યોગ જ છે આધિભૌતિક અથવા આધ્યાત્મિક કોઇ પણ પ્રકારનો યોગ હોય પણ તે જે દેશ અને જે જાતિમા જેટલા પ્રમાણમા ખીલેલો હોય, તે દેશ અને તે જાતિમા તેટલો જ વિકાસ અધિક પ્રમાણમા થયેલો હોય છે ખરો જ્ઞાની તે જ કહેવાય કે જે યોગી હોય[૧] જેમા યોગ કિવા એકાગ્રતા ન હોય ત્હેને યોગવાસિષ્ઠના શબ્દોમા 'જ્ઞાનબન્ધુ'[૨] કહેવો જોઇએ. કોઈ પણ મનુષ્યની પ્રગતિ યોગ સિવાય સભવતી જ નથી, કારણ કે માનસિક ચચલતાને લીધે તેવા માણસની સમસ્ત શક્તિઓ એક વિષયમા ન લાગતા જુદા જુદા વિષયોમા વીખરાઈ જઈ ક્ષીણ થઇ જાય છે અને નકામી થઇ બરબાદ જાય છે તેટલા માટે ખેડુત હો કે કારીગર, લેખક હો કે શોધક, ત્યાગી હો કે અન્ય કોઈ, દરેકને પોતાની વિવિધ શક્તિઓ એક કેન્દ્રસ્થ કરવા માટે યોગ જ પરમ સાધન છે.

**વ્યાવહારિક અને પારમાર્થિક યોગ**–એકાગ્રતા એ યોગનુ બાહ્ય શરીર છે ત્હેનો આત્મા તો અહત્વ, મમત્વનો ત્યાગ છે જેમા ફક્ત એકાગ્રતા જ હોય તે વ્યાવહારિક યોગ અને જેમા એકાગ્રતા ઉપરાત અહત્વ, મમત્વનો ત્યાગ પણ હોય તે પારમાર્થિક યોગ છે ભલે દુનીઆની નજરે કોઈ પ્રવૃત્તિ બાહ્ય દેખાતી હોય પણ તેમા જો યોગનો ઉક્ત આત્મા વિદ્યમાન હોય તો ત્હેને પારમાર્થિક યોગ જ કહેવો જોઇએ એથી ઉલટુ સ્થૂલ દૃષ્ટિવાળા જે પ્રવૃત્તિને આધ્યાત્મિક સમજતા હોય તેમા યોગનો ઉક્ત આત્મા અસ્તિત્વ ન ધરાવતો હોય તો તે પ્રવૃત્તિને વ્યાવહારિક યોગ જ કહેવો જોઇએ આ જ વાત

---

૧ ગીતા અ ૫, શ્લોક ૫–
यत्साख्यै प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एक साख्यं च योग च य पश्यति स पश्यति ॥

૨ યોગવાસિષ્ઠ, નિર્વાણ પ્રકરણ ઉત્તરાર્ધ, સર્ગ ૨૧–
व्याचष्टे य पठति च शास्त्रं भोगाय शिल्पिवत् ।
यतते न त्वनुष्ठाने ज्ञानबन्धु स उच्यते ॥
आत्मज्ञानमनासाद्य ज्ञानान्तरलवेन ये ।
सन्तुष्टा कष्टचेष्टं ते ते स्मृता ज्ञानबन्धव ॥ ઇત્યાદિ

ગીતાના સામ્યગર્ભિત કર્મયોગમા કહેવામા આવી છે[૧]

**યોગની બે ધારાઓ**—વ્યવહારમા કોઇ પણ વસ્તુને પરિપૂર્ણ રૂપમા તૈયાર કરવા માટે પ્રથમ જ્ઞાન અને ક્રિયા એ બે સાધનોની આવશ્યકતા હોય છે ચિત્રકારને ચિત્ર તૈયાર કર્યા પહેલા ચિત્રના સ્વરૂપનુ, ત્હેના સાધનોનુ, અને સાધનોના ઉપયોગનુ જ્ઞાન હોય છે, તેમ જ તે જ્ઞાનાનુસાર ક્રિયા પણ કરે છે, ત્યારે જ તે ચિત્રકાર પોતાનુ કલ્પિત ચિત્ર તૈયાર કરી શકે છે તેવી જ રીતે આધ્યાત્મિક પ્રદેશમા મોક્ષના અભિલાષીઓ માટે બધમોક્ષ, આત્મા, બધમોક્ષના કારણો અને તે કારણોના પરિહાર કે ઉપાદાનનુ જ્ઞાન જરૂરી છે, એટલુ જ નહિ પણ ત્હેના માટે તે જ્ઞાનાનુસાર પ્રવૃત્તિ કરવી પણ આવશ્યક છે આ જ કારણથી ટુકમા એમ કહેવાય છે કે "**ज्ञानक्रियाभ्याम् मोक्ष** " યોગ એ ક્રિયામાર્ગનુ નામ છે આ માર્ગમા પ્રવૃત્તિ કર્યા પહેલા અધિકારી મનુષ્ય, આત્મા આદિ આધ્યાત્મિક વિષયોનુ જ્ઞાન શાસ્ત્રથી, સત્સગથી અગર તો પોતાની પ્રતિભાથી મેળવી લે છે આ તત્ત્વવિષયક પ્રાથમિક જ્ઞાન 'પ્રવર્તક જ્ઞાન' તરીકે પ્રસિદ્ધ છે પ્રવર્તક જ્ઞાન પ્રાથમિક અવસ્થાનુ જ્ઞાન હોવાથી દરેક અધિકારી-ને એકરૂપ કે સમાન હોતુ નથી તેટલા જ માટે યોગમાર્ગમા કે ત્હેના પરિણામરૂપ મોક્ષના સ્વરૂપમા વાસ્તવિક ભેદ ન હોવા છતા પણ યોગમાર્ગમા પ્રવૃત્તિ કરાવનાર ઉક્ત પ્રાથમિક જ્ઞાનમા કાઇક ભિન્નતા અનિવાર્ય છે આ પ્રવર્તક જ્ઞાનનો મુખ્ય વિષય આત્માનુ અસ્તિત્વ છે આત્માનુ સ્વતન્ત્ર અસ્તિત્વ માનનારાઓમા એક તો એકાત્મવાદી અને બીજો નાનાત્મવાદી એવા બે પક્ષો મુખ્ય છે નાનાત્મવાદી પક્ષમા પણ આત્માની વ્યાપકતા, અવ્યાપકતા, પરિ-ણામિતા અને અપરિણામિતા માનનાર અનેક પક્ષો છે પણ તે અનેક પક્ષોને બાજુએ રાખતા મુખ્ય જે આત્માની એકતા અને અનેકતાના બે પક્ષો છે ત્હેને આધારે યોગમાર્ગની બે ધારાઓ થઈ ગઇ છે તેથી જ યોગનુ સાહિત્ય પણ બે ભાગમા વહેચાઇ જાય છે કેટલાક ઉપનિષદો,[૨] યોગવાસિષ્ઠ અને હઠયોગપ્રદીપિકા આદિ

---

૧. અ ૨, શ્લોક ૪૮—

**योगस्थ कुरु कर्माणि सङ्ग त्यक्त्वा धनञ्जय ।**
**सिद्ध्यसिद्ध्यो समो भूत्वा समत्व योग उच्यते ॥**

૨ બ્રહ્મવિદ્યા, ક્ષુરિકા, ચૂલિકા, નાદબિન્દુ, બ્રહ્મબિન્દુ, અમૃતબિન્દુ, ધ્યાનબિન્દુ, તેજોબિન્દુ, શિખા, યોગતત્વ, હસ

ગ્રન્થો એકાત્મવાદના સિદ્ધાન્ત ઉપર રચાયેલ છે મહાભારત અંતર્ગત યોગ પ્રકરણો, પાતંજલ યોગસૂત્ર અને જૈન તથા બૌદ્ધ સંપ્રદાયના યોગ ગ્રન્થોની રચના નાનાત્મવાદના સિદ્ધાન્ત ઉપર થયેલ છે

**યોગ અને ત્હેના સાહિત્યના વિકાસનું દિગ્દર્શન**—આર્ય-સાહિત્યનો ભંડાર મુખ્યપણે ત્રણ ભાગોમાં વહેંચાઈ જાય છે–વૈદિક, જૈન અને બૌદ્ધ

**ક**—વૈદિક સાહિત્યનો પ્રાચીનતમ ગ્રન્થ ઋગ્વેદ છે તેમાં આધિભૌતિક અને આધિદૈવિક વર્ણન પ્રધાનપદ ભોગવે છે, પણ તેમાં આધ્યાત્મિક ભાવ અર્થાત્ પરમાત્મચિન્તનનો અભાવ નથી જ[1] પરમાત્મચિંતનનો ભાગ ત્હેમાં અલ્પ છે ખરો, પણ તે એટલો અધિક સ્પષ્ટ, સુંદર, અને ભાવપૂર્ણ છે કે ત્હેને ધ્યાનપૂર્વક જોવાથી એ વાત સ્પષ્ટ જણાઈ આવે છે કે તત્કાલીન લોકોની દૃષ્ટિ કેવળ બાહ્ય ન હતી[2] તે સિવાય ત્હેમાં જ્ઞાન[3], શ્રદ્ધા,[4], ઉદારતા,[5]

---

૧ જુઓ "भागवताचा उपसंहार" પૃષ્ઠ ૨૫૨

૨ ઉદાહરણાર્થે કાંઈક સૂક્ત આપવામાં આવે છે—

ઋગ્વેદ મં ૧, સૂ ૧૬૪–૪૬—

**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्य स सुपर्णो गरुत्मान् ।**
**एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहु ॥**

ભાષાંતર—લોકો તેને ઈન્દ્ર, મિત્ર, વરુણ યા અગ્નિ કહે છે તે સુંદર પાંખવાળું દિવ્ય પક્ષી છે એક જ સત્નું વિદ્વાન્ લોક અનેક પ્રકારથી વર્ણન કરે છે કોઇ તેને અગ્નિ, યમ, વાયુ પણ કહે છે

ઋગ્વેદ મં૦ ૬, સૂ ૯—

**वि मे कर्णा पतयतो वि चक्षुर्वीदं ज्योतिर्हृदय आहितं यत् ।**
**वि मे मनश्चरति दूर आधी किंस्विद् वक्ष्यामि किमु नु मनिष्ये ॥ ६ ॥**
**विश्वे देवा अनमस्यन् भियानास्त्वामग्ने तमसि तस्थिवांसम् ।**
**वैश्वानरोऽवतूतये नोऽमर्त्योऽवतूतये न ॥ ७ ॥**

ભાષાંતર—મ્હારા કાનો વિવિધ પ્રકારની પ્રવૃત્તિ કરે છે મ્હારા નેત્રો, મ્હારા હૃદયમાં રહેલ જ્યોતિ અને મ્હારૂં દૂરવર્તિ મન પણ વિવિધ પ્રકારની પ્રવૃત્તિ કરી રહેલ છે હું શું કહું અને શું વિચાર કરૂં ? (૬) અંધકારસ્થિત હે અગ્નિ ! ત્હને અંધકારથી ભય

બ્રહ્મચર્ય૬ આદિ આધ્યાત્મિક ઉચ્ચ માનસિક ભાવોના ચિત્રો પણ બહુ ખૂબીવાળા દૃષ્ટિગોચર થાય છે તે ઉપરથી એ અનુમાન ઉપર આવવુ સહજ છે કે તે જમાનાના લોકોનુ વલણ આધ્યાત્મિક અવશ્ય હતુ. જો કે ઋગ્ગેદમા યોગ શબ્દ અનેક સ્થાનોમા વપરાયેલ છે, પણ સર્વત્ર ત્હેનો અર્થ પ્રાય જોડવુ એટલો જ છે,

---

પામનાર દેવ નમસ્કાર કરે છે વૈશ્વાનર અમારૂ રક્ષણ કરે, અમર્ત્ય અમારૂ રક્ષણ કરે (૭)

ઋગ્વેદ પુરૂષસૂક્ત મડલ ૧૦, સુ ૯૦—

सहस्रशीर्षा पुरुष सहस्राक्ष सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥१॥
पुरुष एवेद सर्वं यद्भूत यच्च भव्यम् ।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥२॥
एतावानस्य महिमाऽतो ज्यायाश्च पूरुष ।
पादोस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥३॥

ભાષાતર—(જે) હજાર શિરવાળો, હજાર આખોવાળો. હજાર પગવાળો પુરૂષ (છે) તે ભૂમિને ચારે બાજુથી ઘેરાને (ફરી પણ) દશ આગળ વધીને રહેલ છે (૧) પુરૂષ જ આ સઘળુ છે—જે ભૂત અને જે ભાવિ, (તે) અમૃતત્વનો ઇશ અન્નથી વધે છે (૨) આટલો આનો મહિમા—એથી પણ તે પુરૂષ અધિકતર છે, સમસ્ત ભૂતો ત્હેનો એક પાદ માત્ર છે ત્હેના અમર ત્રણ પાદ સ્વર્ગમા છે (૩)

ઋગ્વેદ મ ૧૦, સૂ ૧૨૧—

हिरण्यगर्भ समवर्ततताग्रे भूतस्य जात पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमा कस्मै देवाय हविषा विधेम ॥१॥
य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिष यस्य देवा ।
यस्य च्छायामृत यस्य मृत्यु कस्मै देवाय हविषा विधेम ॥२॥

ભાષાતર—પહેલા હિરણ્યગર્ભ હતો, તે જ એક ભૂત માત્રનો પતિ બન્યો હતો, તેણે પૃથ્વી અને આ આકાશને ધારણ કર્યો, ક્યા દેવને અમે હવિથી પૂજીયે ? (૧), જે આત્મા અને બળને દેવાવાળો છે, જેનુ વિશ્વ છે, જેના શાસનની દેવ ઉપાસના કરે છે, અમૃત અને મૃત્યુ જેની છાયા છે, ક્યા દેવને અમે હવિથી પૂજીયે ? (૨).

ઋગ્વેદ મ. ૧૦-૧૨૯-૬ તથા ૭—

ધ્યાન કે સમાધિ અર્થ નથી એટલુ જ નહિ બલ્કે પાછળના યોગ-વિષયક સાહિત્યમા ધ્યાન, વૈરાગ્ય, પ્રાણાયામ, પ્રત્યાહાર આદિ જે યોગપ્રક્રિયાપ્રસિદ્ધ શબ્દો ઉપલબ્ધ થાય છે, તે ઋગ્વેદમા બીલકુલ જણાતા નથી એમ હોવાનુ કારણ ગમે તે હોય પણ એ તો નિશ્ચિત છે કે તત્કાલીન લોકોમા ધ્યાનની અભિરૂચિ હતી ઋગ્વેદનુ બ્રહ્મ-સ્ફુરણ જેમ જેમ વિકાસ પામતું ગયુ અને ઉપનિષદ્‌ના જમાનામા તેણે જે રીતે વિસ્તૃત રૂપ ધારણ કર્યું તેમ તેમ ધ્યાનમાર્ગ પણ અધિક પુષ્ટ અને સાગોપાગ થતો ગયો આ જ કારણથી પ્રાચીન ઉપનિષદો સુદ્ધામા સમાધિ અર્થવાળા યોગ, ધ્યાન આદિ શબ્દો નજરે પડે છે[1] શ્વેતાશ્વતર ઉપનિષદ્‌મા તો સ્પષ્ટપણે યોગનુ તથા યોગોચિત સ્થાન, પ્રત્યાહાર, ધારણા આદિ યોગાગોનુ વર્ણન છે[2]

---

को अद्धा वेद क इह प्रवोचत् कुत आ जाता कुत इयं विसृष्टि ।
अर्वाग्देवा अस्य विसर्जनेनाथा को वेद यत आ बभूव ॥
इयं विसृष्टिर्यत आ बभूव यदि वा दधे यदि वा न ।
यो अस्याध्यक्ष परमे व्योमन्त्सो अङ्ग वेद यदि वा न वेद ॥

ભાષાતર—કોણ જાણે છે–કોણ કહી શકે છે કે આ વિવિધ સૃષ્ટિ ક્યાથી ઉત્પન્ન થઇ? દેવો એના વિવિધ સર્જનની પછી (થયા) છે, કોણ જાણી શકે છે કે આ ક્યાથી આવી? આ વિવિધ સૃષ્ટિ ક્યાથી આવી અને સ્થિતિમા છે વા નથી? આ વાત પરમ વ્યોમમા જે આનો અધ્યક્ષ છે તે જાણે,—કદાચિત્ તે પણ ન જાણતો હોય.

૩–ઋગ્વેદ, મ ૧૦, સૂ ૭૧ ૪–ઋગ્વેદ, મ ૧૦, સૂ ૧૫૧. ૫–ઋગ્વેદ, મ ૧૦ સૂ. ૧૧૭ ૬.–ઋગ્વેદ, મ ૧૦, સૂ ૧૦, મડલ ૧ સૂક્ત ૩૪ મત્ર ૯, મ. ૧૦ સૂ. ૧૬૬, મ. ૫, મ ૧ સૂ ૧૮, મ. ૭, મ. ૧ સૂ ૫, મ ૩, મ. ૨ સૂ ૮, મ. ૧, મ ૯ સૂ. ૫૮ મ. ૩.

૧. (क) તૈત્તિરીય ૨–૪, કઠ ૨–૬–૧૧, શ્વેતાશ્વતર ૨–૧૧, ૬–૩ (ख) છાન્દોગ્ય ૭–૬–૧, ૭–૬–૨, ૭–૭–૧, ૭–૨૬–૧, શ્વેતાશ્વતર ૧–૧૪, કૌશીતકિ ૩–૨, ૩–૩, ૩–૪, ૩–૬.

૨ શ્વેતાશ્વતરોપનિષદ્, અધ્યાય ૨—

त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा संनिरुध्य ।
ब्रह्मोडुपेन प्रतरेत विद्वान्स्रोतांसि सर्वाणि भयावहानि ॥८॥

મધ્યકાલીન તેમજ અર્વાચીન અનેક ઉપનિષદો[૧] તો કેવળ યોગ વિષયક જ છે, જેઓમા યોગશાસ્ત્રની પેઠે સાંગોપાંગ યોગપ્રક્રિયાનુ વર્ણન છે બીજા શબ્દોમા એમ કહી શકાય કે ઋગ્વેદમા જે પરમાત્મચિન્તન અંકુરાયમાન હતું તે જ ઉપનિષદોમા પલ્લવિત, પુષ્પિત થઈ નાના શાખા, પ્રશાખાઓ સાથે ફલ રૂપને પ્રાપ્ત થયુ આ હેતુથી ઉપનિષદ્‌ના સમયમા યોગમાર્ગનુ પુષ્ટ રૂપમા ઉપલબ્ધ થવુ સાહજિક જ છે

ઉપનિષદોમા જગત્, જીવ અને પરમાત્મસંબંધી જે તાત્વિક વિચાર છે, હેને ભિન્ન ભિન્ન ઋષિઓએ પોતપોતાની દૃષ્ટિ પ્રમાણે સૂત્રોમા ગ્રથિત કર્યો, અને તે પ્રમાણે તે વિચારે દર્શનોનુ રૂપ ધારણ કર્યું. સમસ્ત દર્શનકારોનો અંતિમ ઉદ્દેશ્ય મોક્ષ જ[૨] રહેલ છે, તેથી તેઓએ પોતપોતાની માન્યતા પ્રમાણે તત્ત્વવિચાર કર્યા પછી પણ

---

प्राणान्प्रपीडयेह सयुक्तचेष्ट क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत ।
दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान्मनो धारयेताप्रमत्त ॥९॥
समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः ।
मनोनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥१०॥
ઇત્યાદિ

૧—બ્રહ્મવિદ્યોપનિષદ્, ક્ષુરિકોપનિષદ્, ચૂલિકોપનિષદ્, નાદબિન્દુ, બ્રહ્મબિન્દુ, અમૃતબિન્દુ, ધ્યાનબિન્દુ, તેજોબિન્દુ, યોગશિખા, યોગતત્વ, હંસ

જુઓ ડ્યુસેન કૃત--Philosophy of the Upanishads

૨ प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डा हेत्वाभासच्छलजातिनिग्रहस्थानानां तत्त्वज्ञानान्नि श्रेयसाधिगम ॥ ગૌ સૂ ૧-૧-૧ धर्मविशेषप्रसूताद् द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां पदार्थानां साधर्म्यवैधर्म्याभ्या तत्त्वज्ञानान्नि श्रेयसम्. વૈ. સૂ. ૧-૧-૪. अथ त्रिविधदु खात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थ' સા દ ૧-૧. पुरुषार्थशून्याना गुणाना प्रतिप्रसव कैवल्यं स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति યો સૂ ૪-૩૩. अनावृत्ति शब्दादनावृत्ति' शब्दात् બ્ર સૂ. ૪-૪, ૨૨

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग તત્ત્વાર્થ જૈન દ૦
બૌદ્ધદર્શનમા ત્રીજુ નિરોધનામક આર્યસત્ય જ મોક્ષ છે.

સંસારથી છુટી મોક્ષ મેળવવાના સાધનોને નિર્દેશ કરેલ છે તત્ત્વ-મીમાંસામાં મતભેદ હોઈ શકે છે, પણ આચરણ યા ચારિત્ર એક એવી વસ્તુ છે કે જેમાં સમગ્ર વિચારશીલ એકમત થઈ જાય છે. ચારિત્ર વિનાનું તત્ત્વજ્ઞાન શુષ્ક વાર્તા માત્ર છે ચારિત્ર એ યોગ તેમજ યોગાંગોનું સંક્ષિપ્ત નામ છે આ જ કારણથી દરેક દર્શનકારે પોતપોતાના સૂત્રગ્રન્થોમાં સાધનરૂપે યોગની ઉપયોગિતા અવશ્ય બતાવેલ છે ત્યાં સુધી કે ન્યાયસૂત્ર જેમાં પ્રમાણ પદ્ધતિનો જ વિચાર મુખ્ય છે, તેમાં પણ મહર્ષિ ગૌતમે યોગને સ્થાન આપેલ છે[1] મહર્ષિ કણાદે તો પોતાના વૈશેષિક દર્શનમાં યમ, નિયમ, શૌચ આદિ યોગાંગોનું પણ મહત્ત્વ ગાયું છે[2] સાંખ્યદર્શનમાં યોગપ્રક્રિયાના વર્ણનવાળાં કેટલાંય સૂત્રો છે[3] બ્રહ્મસૂત્રમાં મહર્ષિ બાદરાયણે તો ત્રીજા અધ્યાયનું નામ જ સાધન અધ્યાય ગણેલ છે, અને ત્હેમાં આસન, ધ્યાન આદિ યોગાંગોનું વર્ણન કરેલ છે[4] યોગદર્શન તો મુખ્યપણે યોગવિચારનો ગ્રન્થ રહ્યો, તેથી ત્હેમાં સાંગોપાંગ યોગપ્રક્રિયાની મીમાંસા હોવી સ્વાભાવિક જ છે યોગના સ્વરૂપમાં મતભેદ ન હોવાથી અને ત્હેના પ્રતિપાદનનો ભાર ખાસ કરી યોગદર્શન ઉપર હોવાથી અન્ય દર્શનકારોએ પોતપોતાના સૂત્રગ્રન્થોમાં અલ્પમાત્ર યોગવિચાર કરીને વિશેષ માહિતી માટે જિજ્ઞાસુઓને 'યોગદર્શન'

---

૧ समाधिविशेषाभ्यासात् ४-२-३८ अरण्यगुहापुलिनादिषु योगाभ्यासोपदेशः ४-२-४२ तदर्थं यमनियमाभ्यामात्मसंस्कारो योगाच्चाध्यात्मविध्युपायैः ४-२-४६

२ अभिषेचनोपवासब्रह्मचर्यगुरुकुलवासवानप्रस्थयज्ञदानप्रोक्षणदिङ्नक्षत्रमन्त्रकालनियमाश्चादृष्टाय ६-२-२ अयतस्य शुचिभोजनादभ्युदयो न विद्यते, नियमाभावाद्, विद्यते वाऽर्थान्तरत्वाद् यमस्य ६-२-८

३ रागोपहतिर्ध्यानम् ३-३० वृत्तिनिरोधात् तत्सिद्धिः ३-३१ धारणासनस्वकर्मणा तत्सिद्धिः ३-३२ निरोधश्छर्दिविधारणाभ्याम् ३-३३ स्थिरसुखमासनम् ३-३४.

४ आसीनः सम्भवात् ४-१-७ ध्यानाच्च ४-१-८. अचलत्वं चापेक्ष्य ४-१-९ स्मरन्ति च ४-१-१०. यत्रैकाग्रता तत्राविशेषात् ४-१-११

જોવાની ભલામણ કરેલ છે[1] પૂર્વમીમાંસામાં મહર્ષિ જૈમિનિએ યોગનો નિર્દેશ સુદ્ધાં નથી કરેલ તે યોગ્ય જ છે, કારણ હેમાં સકામ કર્મકાંડ અર્થાત્ ધૂમ-માર્ગની જ મીમાંસા છે કર્મકાંડની સીમા સ્વર્ગ સુધી જ છે, મોક્ષ હેનું સાધ્ય નથી અને યોગનો ઉપયોગ તો મોક્ષ માટે જ થાય છે

જે યોગ ઉપનિષદોમાં સૂચિત અને સૂત્રગ્રન્થોમાં સૂત્રિત છે, હેનું મહત્ત્વ ગીતામાં અનેક રૂપે ગવાયેલ છે હેમાં યોગનું તાન ક્યારેક કર્મ સાથે, ક્યારેક ભક્તિ સાથે, તો ક્યારેક જ્ઞાન સાથે સંભળાય છે[2] ગીતાના છઠ્ઠા અને તેરમા અધ્યાયમાં તો યોગના મૌલિક સંપૂર્ણ સિદ્ધાન્તો તેમજ યોગની અવિકલ પ્રક્રિયા આવી જાય છે[3] કૃષ્ણના મુખે અર્જુનને ગીતા રૂપમાં યોગનો ઉપદેશ અપાવીને જ મહાભારત સંતુષ્ટ ન થયું. હેના અવિશ્રાન્ત સ્વર જોતાં કહેવું પડે છે કે તેમ થવું સંભવિત ન હતું, તેથી જ શાંતિ-પર્વ અને અનુશાસન પર્વમાં યોગ સંબંધી અનેક સર્ગો વિદ્યમાન છે[4] જેમાં યોગની સાદ્યંત પ્રક્રિયાનું વર્ણન પુનરુક્તિના ભય સિવાય કરાયેલું છે તેમાં બાણશય્યા પર સૂતેલ ભીષ્મને વારંવાર પૂછવામાં યુધિષ્ઠિરનેય કંટાળો નથી આવતો, અગર તે સુપાત્ર ધાર્મિક નરેશને ઉપદેશ દેવામાં ભીષ્મનેય શ્રમ નથી જણાતો

યોગવાસિષ્ઠનો વિશાળ પ્રાસાદ તો યોગની ભૂમિકા ઉપર જ નિર્માણ થયેલ છે હેના છ પ્રકરણો[5] જાણે હેના સુદીર્ઘ ખંડો છે જેમાં યોગ સાથે સંબંધ ધરાવનાર કુલ વિષયો રોચકતા પૂર્વક

---

૧ **योगशास्त्राच्चाध्यात्मविधिः प्रतिपत्तव्यः** ન્યાયદર્શન ૪-૨-૪૬ ભાષ્ય

૨ ગીતાના અઢાર અધ્યાયોમાં પહેલા છ અધ્યાય કર્મયોગ-પ્રધાન, વચલા છ અધ્યાયો ભક્તિયોગપ્રધાન અને અન્તિમ છ અધ્યાય જ્ઞાનયોગપ્રધાન છે

૩, **योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ॥** ઇત્યાદિ, **गीता, अ० ६, श्लो० १०-१४**

૪ શાન્તિપર્વ ૧૯૩, ૨૧૭, ૨૪૬, ૨૫૪ ઇત્યાદિ અનુશાસન પર્વ, ૩૬, ૨૪૬ ઇત્યાદિ

૫ વૈરાગ્ય, મુમુક્ષુવ્યવહાર, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ અને નિર્વાણ

વર્ણવાયેલા છે યોગની જે જે વાતો યોગસૂત્રમા સક્ષેપમા કહેવાયેલ છે, ત્હેને વિવિધ રૂપમા વિસ્તારીને ગ્રન્થકારે યોગવાસિષ્ઠનુ કલેવર બહુ વધારી દીધુ છે, જેથી એમ કહેવુ પડે છે કે યોગવાસિષ્ઠ યોગનો ગ્રન્થરાજ છે

પુરાણોમા ફક્ત પુરાણશિરોમણિ ભાગવતને જુઓ ત્હેમા સુમધુર પદ્યોમા યોગનુ સપૂર્ણ વર્ણન છે.[1]

યોગવિષયક વિવિધ સાહિત્યને લીધે લોકોની અભિરૂચિ એટલી બધી જાગૃત થઇ ગઈ હતી કે તાત્રિક સપ્રદાયવાળાઓએ પણ તત્રમા યોગને સ્થાન આપ્યુ, તે એટલે સુધી કે યોગ એ તત્રનુ એક ખાસ અગ બની ગયુ અનેક તાત્રિક ગ્રન્થોમા યોગની ચર્ચા છે, પણ તે બધામા મહાનિર્વાણ તત્ર, ષટ્ચક્રનિરૂપણ આદિ ગ્રન્થો પ્રધાન છે[2]

જ્યારે નદીમા પૂર આવે છે ત્યારે તે ચારે તરફથી પ્રવાહિત થવા લાગે છે યોગની પણ એ જ દશા થઇ અને તે આસન, મુદ્રા, પ્રાણાયામ આદિ બાહ્ય અગરૂપે ધાગબધ વહેવા લાગ્યો બાહ્ય અગોનુ ભેદ પ્રભેદપૂર્વક એટલુ બધુ વર્ણન કરાયુ અને તે ઉપર

---

૧ સ્કન્ધ ૩, અધ્યાય ૨૮ સ્કન્ધ ૧૧, અ ૧૫, ૧૯, ૨૦ આદિ

૨ જુઓ મહાનિર્વાણતન્ત્ર અધ્યાય ૩, જુઓ ષટ્ચક્રનિરૂપણ

ऐक्यं जीवात्मनोराहुर्योग योगविशारदा ।
शिवात्मनोरभेदेन प्रतिपत्ति परे विदु ॥ પૃષ્ઠ ૮૨

समत्वभावना नित्य जीवात्मपरमात्मनो ।
समाधिमाहुर्मुनय प्रोक्तमष्टाङ्गलक्षणम् ॥ પૃષ્ઠ ૯૧

यदत्र नात्र निर्भास स्तिमितोदधिवत् स्मृतम् ।
स्वरूपशून्यं यद् ध्यानं तत्समाधिर्विधीयते ॥ પૃષ્ઠ ૯૦

त्रिकोण तस्यान्त स्फुरति च सतत विद्युदाकाररूप ।
तदन्त शून्यं तत् सकलसुरगणै' सेवित चातिगुप्तम् ॥ પૃષ્ઠ ૬૦

"आहारनिर्हारविहारयोगा सुसवृता धर्मविदा तु कार्या ॥
પૃષ્ઠ ૬૧

ध्यै चिन्तायाम् स्मृतो धातुश्चिन्ता तत्त्वेन निश्चला ।
एतद् ध्यानमिह प्रोक्तं सगुणं निर्गुण द्विधा ।
सगुणं वर्णभेदेन निर्गुणं केवल तथा ॥ પૃષ્ઠ ૧૩૪

( Tantrik Texts મા છપાયેલ )

એટલો બધો ભાર મૂકવામા આવ્યો કે જેથી તે યોગની એક સ્વતંત્ર શાખા જ થઇ ગઈ, જે હઠયોગ તરીકે પ્રસિદ્ધ છે

હઠયોગના અનેક ગ્રન્થોમા હઠયોગપ્રદીપિકા, શિવસંહિતા, ઘેરંડસંહિતા, ગોરક્ષપદ્ધતિ, ગોરક્ષશતક આદિ ગ્રન્થો પ્રસિદ્ધ છે, જેમા આસન, બંધ, મુદ્રા, ષટ્કર્મ કુંભક, રેચક, પૂરક આદિ બાહ્ય યોગાગોનુ પેટ ભરી ભરીને વર્ણન કરવામા આવ્યુ છે, તે એટલે સુધી કે ઘેરંડે તો આસનની ચોરાશી સંખ્યાને ચોરાશી લાખ સુધી પહોચાડી દીધી છે

ઉક્ત હઠયોગના ગ્રંથોમા હઠયોગપ્રદીપિકા જ મુખ્ય છે, કારણ કે ત્હેનો જ વિષય અન્ય ગ્રન્થોમા સવિસ્તર પ્રતિપાદન થયેલ છે યોગવિષયક સાહિત્યના જીજ્ઞાસુઓએ યોગતારાવલી, બિન્દુયોગ, યોગબીજ અને યોગકલ્પદ્રુમ વગેરે ગ્રન્થો વિસરવા ન જોઇએ વિક્રમની સત્તરમી શતાબ્દીમા મૈથિલ પંડિત ભવદેવનો રચેલ યોગ-નિબંધ નામક હસ્તલિખિત ગ્રન્થ જોવામા આવ્યો છે, જેમા વિષ્ણુપુરાણ આદિ અનેક ગ્રન્થોના પ્રમાણો ઉદ્ધૃત કરીને યોગ સંબંધી પ્રત્યેક વિષય ઉપર વિસ્તૃત ચર્ચા કરાયેલ છે

સંસ્કૃત ભાષામા કરાયેલ યોગના વર્ણનને લીધે સર્વ સાધા-રણની જિજ્ઞાસાને શાન્તિ મળેલ ન જોઇ, લોકભાષાકુશળ યોગીઓ-એ પણ પોતપોતાની ભાષામા યોગનુ ગાન કરવુ આરંભ્યુ

મહારાષ્ટ્રીય ભાષામા ગીતા ઉપર જ્ઞાનદેવકૃત જ્ઞાનેશ્વરી ટીકા પ્રસિદ્ધ છે, જેનો છઠ્ઠા અધ્યાયનોં ભાગ ઘણો જ હૃદયાકર્ષક છે ખરેખર જ્ઞાનેશ્વરી દ્વારા જ્ઞાનદેવે પોતાના અનુભવ તેમજ વાણીને અવન્ધ્ય કરેલ છે સુહીરોબા અંબિય રચિત નાથસંપ્રદાયાનુસારી સિદ્ધાન્તસંહિતા પણ યોગના જિજ્ઞાસુઓ માટે એક દર્શનીય વસ્તુ છે

કબીરનો બીજક ગ્રન્થ યોગસંબધી ભાષાસાહિત્યનો એક સુદર મણકો છે

બીજા યોગી સંતોએ પણ પોતપોતાના યોગાનુભવની પ્રસાદી લોકભાષામા જનતાને ચખાડી છે, જેથી જનતાનો ઘણો મોટો ભાગ યોગના નામ માત્રથી મંત્રમુગ્ધ થઇ જાય છે

આ જ કારણને લીધે હિન્દી, ગુજરાતી, મરાઠી, બંગાળી આદિ પ્રસિદ્ધ પ્રત્યેક પ્રાન્તીય ભાષામા પાતંજલ યોગશાસ્ત્રનો અનુ-વાદ, વિવેચન આદિ અનેક નાના મોટા ગ્રન્થો ગ્યાયા છે અગ્રેજી

આદિ વિદેશીય ભાષાઓમાં પણ યોગશાસ્ત્ર ઉપર અનુવાદ આદિ ઘણું લખાએલું છે,[1] જેમાં જે ઍચ વુડ્સનો ભાષ્યટીકા સહિત મૂળ પાતંજલ યોગસૂત્રનો અનુવાદ વિશિષ્ટ સ્થાન ભોગવે છે

જૈન સમ્પ્રદાયમાં નિવૃત્તિનું તત્ત્વ પ્રધાન મનાયેલ છે હેના પ્રવર્તક ભગવાન્ મહાવીરે બાર વર્ષથી પણ વધારે મુદત સુધી મૌન ધારણ કરી કેવળ આત્મચિન્તન દ્વારા યોગાભ્યાસમાં જ જીવન વ્યતીત કર્યું હતું તેઓના હજારો[2] શિષ્યો એવા હતા કે જેઓએ ઘર-કુટુંબ છોડી યોગાભ્યાસ દ્વારા સાધુ-જીવન વ્યતીત કરવું પસંદ કરેલ હતું

જૈન સમ્પ્રદાયના મૌલિક ગ્રન્થો 'આગમ' કહેવાય છે હેમાં જે સાધુચર્યાનું વર્ણન છે તે જોતાં સ્પષ્ટ જણાય છે કે પાંચ યમ, તપ, સ્વાધ્યાય આદિ નિયમ, ઇન્દ્રિયજય રૂપ પ્રત્યાહાર ઇત્યાદિ જે ખાસ યોગના અંગો છે તેઓને જ સાધુજીવનના મુખ્ય પ્રાણ માનવામાં આવેલ[3] છે

જૈનશાસ્ત્રમાં યોગ ઉપર ત્યાં સુધી ભાર આપવામાં આવ્યો છે કે, પ્રથમ તો જૈનશાસ્ત્ર મુમુક્ષુઓને આત્મચિન્તન સિવાય અન્ય કાર્યોમાં પ્રવૃત્તિ કરવાની સંમતિ જ નથી આપતું, અને ન છુટકે પ્રવૃત્તિ કરવાની આવશ્યકતા હોય તો તે નિવૃત્તિમય પ્રવૃત્તિ કરવાનું કહે છે એ જ નિવૃત્તિમય પ્રવૃત્તિનું બીજું નામ જૈનશાસ્ત્રમાં અષ્ટ-પ્રવચનમાતા[4] એવું છે સાધુજીવનની દૈનિક તેમજ રાત્રિક ચર્યામાં તૃતીય પ્રહર સિવાય બાકીના ત્રણે પ્રહરોમાં મુખ્યપણે સ્વાધ્યાય અને ધ્યાન કરવાનું જ વિધાન છે[5]

---

૧ પ્રો રાજેન્દ્રલાલ મિત્ર, સ્વામી વિવેકાનંદ, શ્રીયુત્ રામપ્રસાદ આદિ કૃત

૨ "**चउद्दसहिं समणसाहस्सीहिं छत्तीसाहिं अज्जिआसाहस्सीहिं** " ઉવવાઇ સૂત્ર

૩ જુઓ આચારાંગ, સૂત્રકૃતાંગ, ઉત્તરાધ્યયન, દશવૈકાલિક, મૂલાચાર આદિ

૪ જુઓ ઉત્તરાધ્યયન, અ ૨૪

૫ **दिवसस्स चउरो भाए, कुज्जा भिक्खु विअक्खणो ।**
**तओ उत्तरगुणे कुज्जा, दिणभागेसु चउसु वि ॥ ११ ॥**
**पढम पोरिसि सज्झाय, बिइअं झाणं झिआयइ ।**

આ વાત સ્મરણમા રાખવી ઘટે છે કે જૈન આગમોમા યોગ અર્થ માટે ઘણે ભાગે 'ધ્યાન' શબ્દ વપરાયેલ છે ધ્યાનના લક્ષણો હેના ભેદ, પ્રભેદ, આલબન આદિનુ વિસ્તૃત વર્ણન અનેક જૈન આગમોમા[1] છે આગમ પછી નિર્યુક્તિનો[2] નબર છે હેમા પણ આગમગત ધ્યાનનુ સ્પષ્ટીકરણ છે વાચક ઉમાસ્વાતિ કૃત તત્ત્વાર્થ-સૂત્રમા પણ ધ્યાનનુ વર્ણન[3] છે કિન્તુ હેમા આગમ કે નિર્યુક્તિ કરતા કોઈ વિશેષ વાત નથી જિનભદ્રગણી ક્ષમાશ્રમણ કૃત ધ્યાન-શતક,[4] એ આગમ આદિ ઉક્ત ગ્રન્થોમા વર્ણવાયેલ ધ્યાનનુ સ્પષ્ટીકરણ માત્ર છે અહિ સુધીના યોગવિષયક જૈન વિચારોમા આગમોક્ત વર્ણનશૈલી જ પ્રધાન પદ ભોગવે છે પરતુ તે શૈલીને શ્રીમાન્ હરિભદ્રસૂરિએ એકદમ બદલી દઈ તત્કાલીન પરિસ્થિતિ તથા લોકરુચિ પ્રમાણે નવીન પરિભાષાનો આશ્રય લઈ અને વર્ણનશૈલી અપૂર્વ જેવી બનાવી જૈન યોગસાહિત્યમા નવીન યુગ દાખલ કીધો હેના ટેકામા તેઓના બનાવેલ યોગબિન્દુ, યોગદૃષ્ટિ સમુચ્ચય, યોગવિંશિકા, યોગશતક[5] અને ષોડશક એ ગ્રન્થો પ્રસિદ્ધ છે એ ગ્રન્થોમા તેઓએ ઉક્ત જૈન-માર્ગાનુસાર યોગનુ વર્ણન કરીને જ સતોષ નથી માન્યો પણ પાતજલ યોગસૂત્રમા વર્ણવેલી યોગપ્રક્રિયા તથા હેની ખાસ પરિભાષાઓ સાથે જૈન સકેતોનુ મિલન પણ કરેલ

---

**तइआए गोअरकालं, पुणो चउत्थिए सज्झायं ॥ १२ ॥**
**रत्तिं पि चउरो भाए भिक्खु कुज्जा विअक्खणो ।**
**तओ उत्तरगुणे कुज्जा राईभागेसु चउसु वि ॥ १७ ॥**
**पढमं पोरिसि सज्झाय बिइअ झाण झिआयइ ।**
**तइआए निद्दमोक्खं तु चउत्थिए भुज्जो वि सज्झायं ॥१८॥**

ઉત્તરાધ્યયન, અ ૨૬

૧. જુઓ સ્થાનાગ, અ ૪, ઉદ્દેશ ૧ સમવાયાગ સ ૪, ભગવતી શતક-૨૫, ઉદ્દેશ ૭, ઉત્તરાધ્યન અ. ૩૦ શ્લો ૩૫

૨ જુઓ આવશ્યક નિર્યુક્તિ, કાયોત્સર્ગ અધ્યયન ગા ૧૪૬૨-૧૪૮૬

૩ જુઓ અ. ૯ સૂ ૨૭ થી આગળ

૪. જુઓ હરિભદ્રીય આવશ્યક વૃત્તિ, પ્રતિક્રમણાધ્યયન, પૃ ૫૮૧

૫ આ ગથ જૈન ગ્રથાવલિમા દર્શાવેલ છે પૃ ૧૧૩

છે[1] યોગદૃષ્ટિસમુચ્ચયમા જે યોગની આઠ દૃષ્ટિઓનુ વર્ણન[2] છે તે ઉપલબ્ધ સમસ્ત યોગસાહિત્યમા નવીન દિશા છે

શ્રીમાન્ હરિભદ્રસૂરિના યોગવિષયક ગ્રન્થો તેઓની યોગાભિ- રૂચિ અને યોગવિષયક વ્યાપક બુદ્ધિના ખાસ નમૂનાઓ છે

ત્યાર પછી શ્રીમાન્ હેમચન્દ્રાચાર્યકૃત યોગશાસ્ત્રનુ સ્થાન છે. ત્હેમા પાતજલ યોગસૂત્ર નિર્દિષ્ટ આઠ યોગાગોના ક્રમ પ્રમાણે સાધુ તેમજ ગૃહસ્થ જીવનની આચાર-પ્રક્રિયાનુ જૈન શૈલી અનુસાર વર્ણન છે, જેમા આસન અને પ્રાણાયામ સાથે સબધ ધરાવનારી અનેક વાતોનુ વિસ્તૃત પ્રતિપાદન છે, જેને જોવાથી એ જણાઇ આવે છે કે તે વખતના લોકોમા હઠયોગ-પ્રક્રિયાનો કેટલો અધિક પ્રચાર હતો હેમચન્દ્રાચાર્યે પોતાના યોગશાસ્ત્રમા હરિભદ્રસૂરિના યોગગ્રન્થોની નવીન પરિભાષા અને રોચક શૈલીનો ક્યાય પણ નિર્દેશ કર્યો નથી, પણ શુભચન્દ્રાચાર્યકૃત જ્ઞાનાર્ણવગત પદસ્થ, પિડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ધ્યાનનુ વિસ્તૃત તેમજ સ્પષ્ટ વર્ણન કીધુ છે[3] અન્તમા તેઓએ વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન એવા મનના ચાર ભેદોનુ સ્વાનુભવથી વર્ણન કરીને તેમા નવીનતા લાવવાનુ કૌશળ બતાવ્યુ[4] છે બેશક તેઓનુ યોગશાસ્ત્ર જૈન તત્ત્વજ્ઞાન અને જૈન આચારનો એક પાઠ્ય ગ્રન્થ છે

---

૧ समाधिरेष एवान्यै सप्रज्ञातोऽभिधीयते ।
सम्यक्प्रकर्षरूपेण वृत्त्यर्थज्ञानतस्तथा ॥ ४१८ ॥
असप्रज्ञात एषोऽपि समाधिर्गीयते परै ।
निरुद्धाशेषवृत्त्यादितत्स्वरूपानुवेधत ॥४२०॥ ઇત્યાદિ
યોગબિદુ

૨ मित्रा तारा बला दीप्रा स्थिरा कान्ता प्रभा परा ।
नामानि योगदृष्टीना लक्षणं च निबोधत ॥ १३ ॥

આ આઠ દૃષ્ટિઓનુ સ્વરૂપ, દૃષ્ટાન્ત આદિ વિષય, યોગના જિજ્ઞાસુઓને માટે જોવા યોગ્ય છે આ વિષય ઉપર યશોવિજયજીએ ૨૧, ૨૨, ૨૩, ૨૪ એ ચાર દ્વાત્રિશિકાઓ લખી છે ત્હેની સાથે સસ્કૃત ન જાણનારાઓને હિતાર્થે આઠ દૃષ્ટિઓની સજ્ઝાયો પણ ગુજરાતી ભાષામા બતાવેલ છે

૩ જુઓ પ્રકાશ ૭-૧૦ સુધી

૪ ૧૨ મો પ્રકાશ, શ્લોક ૨-૨-૪

તત્પશ્ચાત્ ઉપાધ્યાય શ્રીયશોવિજયજી કૃત યોગગ્રન્થો ઉપર નજર કરે છે ઉપાધ્યાયજીનુ શાસ્ત્રજ્ઞાન, તર્કકૌશલ અને યોગાનુભવ ઘણા ગભીર હતા તેથી તેઓએ અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્ તથા સટીક બત્રીસ બત્રીશીઓ યોગ સબધી વિષયો પર લખી છે તેમા જૈન મન્તવ્યોની સૂક્ષ્મ અને રોચક મીમાસા કર્યા ઉપરાત જૈન, જૈનેતર દર્શનોનુ મિલન પણ કર્યુ[1] છે તે સિવાય તેઓએ હરિભદ્રસૂરિ કૃત યોગવિશિકા અને ષોડશક ઉપર ટીકા લખીને પ્રાચીન ગૂઢ તત્ત્વોનુ સ્પષ્ટ ઉદ્ઘાટન કરેલ છે એટલુ જ કરીને તેઓ સન્તુષ્ટ ન થયા, તેઓએ મહર્ષિ પતજલિ કૃત યોગસૂત્રો ઉપર એક લઘુ વૃત્તિ[2] પણ લખી છે આ વૃત્તિ જૈન પ્રક્રિયા અનુસાર લખાયેલ છે તેથી તેમા યથાસભવ યોગદર્શનની આધાર રૂપ સાખ્ય પ્રક્રિયાનુ જૈન પ્રક્રિયા સાથે મિલન પણ કર્યુ છે, અને અનેક સ્થાનોમા ત્હેનો સયુક્તિક પ્રતિવાદ પણ કર્યો છે ઉપાધ્યાયજીએ પોતાની વિવેચનામા જે મધ્યસ્થતા, ગુણગ્રાહકતા, સૂક્ષ્મ સમન્વયશક્તિ, અને સ્પષ્ટભાષિતા બતાવેલ[3] છે, તેવી અન્ય આચાર્યોની કૃતિમા ઓછી નજરે પડે[4] છે

---

૧ અધ્યાત્મસારના યોગાધિકાર અને ધ્યાનાધિકારમા મુખ્યપણે ભગવદ્ગીતા તથા પાતજલસૂત્રનો ઉપયોગ કરીને અનેક જૈનપ્રક્રિયાપ્રસિદ્ધ ધ્યાન વિષયોનો ઉક્ત બને ગ્રન્થોની સાથે સમન્વય કરેલ છે, જે બહુ ધ્યાનપૂર્વક જોવા યોગ્ય છે અધ્યાત્મોપનિષદ્ના શાસ્ત્ર, જ્ઞાન, ક્રિયા અને સામ્ય એ ચારે યોગોમા મુખ્યપણે યોગવાસિષ્ઠ તથા તૈત્તિરીય ઉપનિષદ્ના વાક્યોનુ અવતરણ આપી તાત્ત્વિક ઐક્ય બતાવેલ છે યોગાવતાર બત્રીશીમા ખાસ કરી પાતજલ યોગના પદાર્થોનુ જૈન પ્રક્રિયાની અનુસાર સ્પષ્ટીકરણ કરેલ છે

૨ આ વૃત્તિ ' આત્માનદ પુસ્તક મડલ, " આગ્રા, દ્વારા પ્રકાશિત થયેલ છે, જે હિદી સાર સાથે કિ ૩ ૧) મા મળે છે

૩ આના માટે જુઓ તેમનો જ્ઞાનસાર, જે તેમણે અતિમ જીવનમા લખેલ માલૂમ પડે છે, તે ધ્યાનપૂર્વક જોવો જોઇએ શાસ્ત્રવાર્તા-સમુચ્ચયની તેમની ટીકા ( પૃ ૧૦ ) પણ જોવી આવશ્યક છે.

૪ આને માટે તેમના શાસ્ત્ર-વાર્તા-સમુચ્ચયાદિ ગ્રન્થ ધ્યાનપૂર્વક જોવા જોઇએ અને ખાસ કરી તેમની પાતજલ સૂત્રવૃત્તિ મનનપૂર્વક જોવાથી અમારૂ કથન અક્ષરશ વિશ્વસનીય માલૂમ પડશે

એક યોગસાર નામક ગ્રન્થ પણ શ્વેતામ્બર સાહિત્યમા છે. કર્તાનો ઉલ્લેખ તેમા નથી, પણ ત્હેના દૃષ્ટાન્ત આદિ વર્ણનથી ખાત્રી થાય છે કે હેમચન્દ્રાચાર્યના યોગશાસ્ત્રના આધારે કોઇ શ્વેતામ્બર આચાર્યે દ્વારા રચાયેલ છે

દિગમ્બર સાહિત્યમા જ્ઞાનાર્ણવ પ્રસિદ્ધ જ છે, પણ ધ્યાનસાર અને યોગપ્રદીપ એ બે હસ્તલિખિત ગ્રન્થો અમારા જોવામા આવેલ છે, જે પદ્યબન્ધ અને પ્રમાણમા નાના છે તે ઉપરાત શ્વેતામ્બર દિગબર સપ્રદાયના યોગસબધી ગ્રન્થોનો કાઇક વિશેષ પરિચય જૈન ગ્રથાવલિ પૃ ૧૦૯ થી મળી શકે છે બસ, એટલામા જ જૈન યોગ સાહિત્યની મર્યાદા લગભગ પૂર્ણ થઇ જાય છે

બૌદ્ધ સપ્રદાયમા પણ જૈન સપ્રદાયની જેમ નિવૃત્તિતત્ત્વની પ્રધાનતા સ્વીકારવામા આવેલ છે ભગવાન્ બુદ્ધે બુદ્ધત્વ પ્રાપ્ત કર્યા પહેલા છ વર્ષ સુધી મુખ્ય રીતે ધ્યાનદ્વારા યોગાભ્યાસ જ કીધો હતો તેઓના હજારો શિષ્યો પણ તે જ માર્ગ ઉપર ચાલ્યા. મૌલિક બૌદ્ધ ગ્રન્થોમા જૈન આગમોની પેઠે બહુધા યોગ અર્થમા 'ધ્યાન' શબ્દ જ મળે છે, અને તેમા ધ્યાનના ચાર ભેદો કરાયેલા છે ઉક્ત ચાર ભેદોના નામ તથા તેઓના ભાવ લગભગ તેવા જ છે કે જેવા જૈનદર્શન તથા યોગદર્શનની પ્રક્રિયામા[1] છે બૌદ્ધ સપ્રદાયમા

---

१ सो खो अह ब्राह्मण विविच्चेव कामेहि विविच्च अकुसलेहि धम्मेहि सवितक्क सविचार विवेकज पीतिसुख पढमज्झान उपसपज्ज विहासि, वितक्क विचारान वूपसमा अज्झत्त सपसादन चेतसो एकोदिभाव अवितक्क अविचारं समाधिज पीतिसुख दुतियज्झान उपसपज्ज विहासिं, पीतिया च विरागा उपेक्खको च विहासिं, सतो च संपजानो सुख च कायेन पटिसवेदेसिं, यं त अरिया आचिक्खन्ति—उपेक्खको सतिमा सुखविहारीऽति ततियज्झानं उपसंपज्ज विहासिं, सुखस्स च पहाना दुक्खस्स च पहाना पुब्बऽव सोमनस्स दोमनस्सान अत्थगमा अदुक्खमसुखं उपेक्खासति पारिसुद्धि चतुत्थज्झान उपसपज्ज मज्झिमनिकाये भयभेखसुत्तं विहासिं ।

આ ચાર ધ્યાનોનુ વર્ણન દીઘનિકાય સામઞ્ઞફલસુત્તમા છે, જુઓ, પ્રો સિ વિ રાજવાડે કૃત મરાઠી અનુવાદ, પૃ ૭૨

**સમાધિરાજ** નામક એક ગ્રન્થ છે વૈદિક, જૈન અને બૌદ્ધ સંપ્રદાયના યોગવિષયક સાહિત્યનો અમે બહુ સંક્ષેપમા અત્યાવશ્યક પરિચય કરાવ્યો છે પરંતુ હેના વિશેષ પરિચય માટે કૅટેલોગસ્ કૅટેલોગેરમ્[1] પુ ૧, પૃ ૪૪૭ થી ૪૮૧ સુધીમા જે યોગ વિષયક ગ્રન્થોની યાદી છે તે જોવા જેવી છે

આ સ્થળે એક વાત ખાસ ધ્યાન દેવા જેવી છે તે એ કે યદ્યપિ વૈદિક સાહિત્યમા અનેક જગોએ હઠયોગને અગ્રાહ્ય કહેવામા આવેલ છે, છતા હેમા હઠયોગની પ્રધાનતાવાળા અનેક ગ્રન્થો અને માર્ગોનુ નિર્માણ થયેલુ છે[2] તેથી ઉલટુ જૈન અને બૌદ્ધ સાહિત્યમા હઠયોગે સ્થાન નથી મેળવ્યુ એટલુંજ નહિ, બલ્કે તેમા હઠયોગનો સ્પષ્ટ પ્રતિષેધ કરવામા આવેલ[3] છે

---

તે જ વિચાર પ્રો ધર્માનંદ કૌશામ્બીએ લખેલ **बुद्धलीलासार-संग्रह**મા છે જુઓ પૃ ૧૨૮

જૈનસૂત્રમા શુકલ ધ્યાનના ભેદોનો વિચાર છે, તેમા ઉક્ત સવિતર્ક આદિ ચાર ધ્યાન જેવુ જ વર્ણન છે જુઓ તત્ત્વાર્થ અ ૯, સૂ ૪૧–૪૪

યોગશાસ્ત્રમા સંપ્રજ્ઞાત સમાધિ તથા સમાપત્તિઓનુ વર્ણન છે તેમા પણ ઉક્ત સવિતર્ક નિર્વિતર્ક આદિ ધ્યાન જેવો જ વિચાર છે. પા સૂ. પા ૧–૧૭, ૪૨, ૪૩, ૪૪

૧ થિઓડોર આઉફ્રેટકૃત, લિપ્ઝિગમા પ્રકાશિત, ૧૮૯૧ ની આવૃત્તિ

૨ ઉદાહરણાર્થ—

**सतीषु युक्तिष्वेतासु हठान्नियमयन्ति ये।**
**चेतस्ते दीपमुत्सृज्य विनिघ्नन्ति तमोऽञ्जनै ॥३७॥**
**विमूढा कर्तुमुद्युक्ता ये हठाच्चेतसो जयम्।**
**ते निबध्नन्ति नागेन्द्रमुन्मत्त बिसतन्तुभि ॥३८॥**
**चित्त चित्तस्य वाऽदूर संस्थितं स्वशरीरकम्।**
**साधयन्ति समुत्सृज्य युक्ति ये तान्हतान् विदु ॥३९॥**

યોગવાસિષ્ઠ–ઉપશમ પ્ર૦ સર્ગ ૯૩

૩. આના ઉદાહરણમા બૌદ્ધ ધર્મમા બુદ્ધ ભગવાને તો શરૂઆતમા કષ્ટપ્રધાન તપસ્યાનો આરંભ કરીને અંતમા મધ્યમપ્રતિપદા માર્ગનો સ્વીકાર કરેલ છે જુઓ **बुद्धलीलासारसंग्रह**

**યોગશાસ્ત્ર**—ઉપરના વર્ણનથી માલૂમ પડે છે કે યોગપ્રક્રિયાના વર્ણનવાળા નાના, મ્હોટા અનેક ગ્રન્થો છે એ ઉપલબ્ધ તમામ ગ્રથોમા મહર્ષિ પતજલિ કૃત યોગશાસ્ત્રનુ સ્થાન ઉચુ છે ત્હેના ત્રણ કારણો છે-(૧) ગ્રથની સક્ષિપ્તતા તથા સરલતા, (૨) વિષયની સ્પષ્ટતા તથા પૂર્ણતા, અને (૩) મધ્યસ્થભાવ તથા અનુભવસિદ્ધતા એ જ કારણથી યોગદર્શન એ નામ સાભળતા સત્વર પાતજલ યોગસૂત્રનુ સ્મરણ થઇ આવે છે શ્રીમાન્ શકરાચાર્યે પોતાના બ્રહ્મસૂત્રભાષ્યમા યોગદર્શનનો પ્રતિવાદ કરતી વખતે જે " **अथ सम्यग्दर्शनाभ्युपायो योग** " એવો ઉલ્લેખ કર્યો[2] છે, તેથી એ બાબતમા જરા પણ સદેહ નથી ર્‌હેતો કે તેઓની સામે પાતજલ યોગશાસ્ત્રથી જૂદુ બીજુ કોઇ યોગશાસ્ત્ર ર્‌હેલ હોવુ જોઇએ કારણ કે પાતજલ યોગશાસ્ત્રની શરૂઆત " **अथ योगानुशासनम्** " એ સૂત્રથી થાય છે, અને ઉક્ત ભાષ્યોલ્લિખિત વાક્યમા પણ ગ્રન્થારભ સૂચક શબ્દ છે યદ્યપિ ઉક્ત ભાષ્યમા અન્યત્ર પણ યોગ સબધી બે[3] ઉલ્લેખો છે, જેમા એક તો પાતજલ યોગશાસ્ત્રનુ

---

જૈનશાસ્ત્રમા શ્રીભદ્રબાહુસ્વામિએ **આવશ્યક નિર્યુક્તિમા** "**उसास ण णिरुभइ** ' ૧૫૨૦ ઇત્યાદિ ઉક્તિથી હઠયોગનુ જ નિરાકરણ કરેલ છે શ્રીહેમચન્દ્રાચાર્યે પણ પોતાના યોગશાસ્ત્રમા " **तन्नाप्नोति मन स्वास्थ्यं प्राणायामै कदर्थित, प्राणस्यायमने पीडा तस्या स्यात् चित्तविप्लैव** ॥ " ઇત્યાદિ ઉક્તિથી એજ વાતને ખેવડાવેલ છે શ્રીયશોવિજયજીએ પણ પાતજલ યોગસૂત્રની પોતાની વૃત્તિમા ( ૧-૩૪ ) પ્રાણાયામને યોગનુ અનિશ્ચિત સાધન કહીને હઠયોગનુ જ નિરસન કરેલ છે

૧ બ્રહ્મસૂત્ર ભાષ્ય ૨-૧-૩

૨ **स्वाध्यायादिष्टदेवतासप्रयोग** " બ્રહ્મસૂત્ર ૧-૩-૩૩ ભાષ્યગત **योगशास्त्रप्रसिद्धा मनस पञ्च वृत्तय परिगृह्यन्ते प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयो नाम** ૨-૪-૧૨ ભાષ્યગત

૫ વાસુદેવ શાસ્ત્રી અભ્યકરે પોતાના બ્રહ્મસૂત્રના મરાઠી અનુવાદના પરિશિષ્ટમા ઉક્ત બે ઉલ્લેખોનો યોગસૂત્રરૂપથી નિર્દેશ કરેલ છે, કિન્તુ ' **अथ सम्यग्दर्शनाभ्युपायो योग** " આ ઉલ્લેખના સબધમા ક્યાય પણ ઉહાપોહ કરેલ નથી

અવિકલ સૂત્ર[1]જ છે, અને બીજો ઉલ્લેખ ત્હેનું અવિકલ સૂત્ર નહિ પણ ત્હેના સૂત્ર સાથે કંઈક મળતો આવે[2] છે. તથાપિ "**अथ सम्यग्दर्शनाभ्युपायो योग**" એ ઉલ્લેખની શબ્દરચના અને સ્વતંત્રતા તરફ ધ્યાન દેતા એમ સ્પષ્ટ કહેવું પડે છે કે પાછળના બે ઉલ્લેખો પણ તે જ ભિન્ન યોગશાસ્ત્રના હોવા જોઈએ, જેનો અંશ "**अथ सम्यग्दर्शनाभ्युपायो योग**" એ વાક્ય માનવામા આવે. ગમે તેમ હોય, આજે આપણા સામે તો પતંજલિનું જ યોગશાસ્ત્ર છે, અને તે સર્વપ્રિય છે તે માટે બહુ સંક્ષેપમા પણ ત્હેનો બાહ્ય તથા આંતરિક પરિચય કરાવવો અસ્થાને નહિ ગણાય

આ યોગશાસ્ત્રના ચાર પાદ અને કુલ સૂત્ર ૧૯૫ છે પહેલા પાદનું નામ સમાધિ, બીજાનું સાધન, ત્રીજાનું વિભૂતિ અને ચોથાનું નામ કૈવલ્યપાદ છે પ્રથમ પાદમા મુખ્યપણે યોગનું સ્વરૂપ, ત્હેના ઉપાય અને ચિત્તસ્થિરતાના સાધનો વર્ણવાયેલ છે બીજા પાદમા ક્રિયાયોગ, આઠ યોગાંગ, ત્હેના ફળ અને ચતુર્વ્યૂહનું[3] મુખ્ય વર્ણન છે. ત્રીજા પાદમા યોગજન્ય વિભૂતિઓની પ્રધાનતા છે અને ચોથા પાદમા પરિણામવાદનું સ્થાપન, વિજ્ઞાનવાદનું નિરાકરણ તથા કૈવલ્ય અવસ્થાના સ્વરૂપનું મુખ્ય વર્ણન છે

મહર્ષિ પતંજલિએ પોતાના યોગશાસ્ત્રની રચના સાંખ્યસિદ્ધાંત ઉપર કરેલ છે તેથી ત્હેના પ્રત્યેક પાદના અન્તમા "**योगशास्त्रे सांख्यप्रवचने**" ઇત્યાદિ ઉલ્લેખ મળે છે "**सांख्यप्रवचने**" એમ વિશેષણ સ્પષ્ટ ધ્વનિત કરે છે કે સાંખ્ય સિવાય અન્ય દર્શનના સિદ્ધાન્તોના આધારે રચાયેલા યોગશાસ્ત્રો તે વખતે વિદ્યમાન હતા અગર તો રચાતા હતા આ યોગશાસ્ત્ર ઉપર નાના મોટા અનેક ટીકાગ્રન્થો[4] છે, પણ વ્યાસકૃત ભાષ્ય અને વાચસ્પતિકૃત ટીકાથી ત્હેની ઉપાદેયતા બહુ વધી ગયેલી છે

વિચાર કરતા સમસ્ત દર્શનોના અંતિમ સાધ્યના સંબંધમા

---

૧ સરખાવો પા ૨, સૂ. ૪૪ ૨ સરખાવો પા ૧, સૂ. ૬. ૩ હેય, હેતુ, હાન, હાનોપાય એ ચતુર્વ્યૂહ કહેવાય છે તેનું વર્ણન સૂત્ર ૧૬–૨૬ સુધીમા છે ૪ વ્યાસકૃત ભાષ્ય, વાચસ્પતિકૃત તત્ત્વવૈશારદી ટીકા, ભોજદેવકૃત રાજમાર્તંડ, નાગોજી ભટ્ટકૃત વૃત્તિ, વિજ્ઞાનભિક્ષુકૃત વાર્તિક, યોગચંદ્રિકા, મણિપ્રભા, ભાવાગણેશીય વૃત્તિ, બાલરામોદાસીન કૃત ટિપ્પણ આદિ.

બે પક્ષ નજરે પડે છે પ્રથમ પક્ષનુ અતિમ સાધ્ય શાશ્વત સુખ નથી તેનુ માનવુ છે કે મોક્ષમા શાશ્વત સુખ નામક કોઇ સ્વતત્ર વસ્તુ નથી તેમા જે કાઇ છે તે ફક્ત દુ ખની આત્યતિક નિવૃત્તિ બીજો પક્ષ શાશ્વતિક સુખપ્રાપ્તિને જ મોક્ષ માને છે એવો મોક્ષ થઇ ગયા પછી દુ ખની આત્યતિક નિવૃત્તિ સ્વયમેવ થઇ જાય છે વૈશેષિક, ન્યાય[1] સાખ્ય,[2] યોગ[3] અને બૌદ્ધ[4] દર્શના પ્રથમ પક્ષના અનુગામી છે વેદાત[5] અને જૈનદર્શન,[6] બીજા પક્ષના અનુગામી છે

યોગશાસ્ત્રનો વિષય-વિભાગ તેના અતિમ સાધ્ય પ્રમાણે જ છે તેમા ગૌણ અને મુખ્ય રીતે અનેક સિદ્ધાતોનુ પ્રતિપાદન છે પણ તે બધાનુ સક્ષેપમા વર્ગીકરણ કરીએ તો તેના ચાર વિભાગ થઇ જાય છે ૧ હેય, ૨. હેય-હેતુ, ૩. હાન અને ૪ હાનોપાય આ વર્ગીકરણ સૂત્રકારે પોતે જ કરેલુ છે અને તેથી જ ભાષ્યકારે યોગ-શાસ્ત્રને ચતુર્વ્યૂહાત્મક[7] કહેલ છે સાખ્યસૂત્રમા પણ આ જ વર્ગીકરણ છે બુદ્ધ ભગવાને એ જ ચતુર્વ્યૂહને આર્ય-સત્ય કહેલ છે અને યોગ-શાસ્ત્ર-ગત આઠ યોગાગોની પેઠે તેઓએ ચતુર્થ આર્ય સત્યના સાધન રૂપે આર્ય અષ્ટાગમાર્ગનો[8] ઉપદેશ કર્યો છે

---

૧ "**तदत्यन्तविमोक्षोऽपवर्ग:**" ન્યાય દર્શન ૧-૧-૨૨

૨ ઇશ્વરકૃષ્ણ કારિકા ૧

૩ તેમા હાનતત્ત્વ માનીને દુ ખના આત્યન્તિક નાશને જ હાન કહેલ છે

૪ બુદ્ધ ભગવાનના ત્રીજા નિરોધ નામક આર્યસત્યની મતલબ દુ ખનો અભાવ એ જ છે

૫ વેદાન્ત દર્શનમા બ્રહ્મને સચ્ચિદાનદરૂપ માનેલ છે, એ જ માટે તેમા નિત્ય સુખની અભિવ્યક્તિનુ નામ જ મોક્ષ છે

૬. જૈન દર્શનમા પણ આત્માને સુખસ્વરૂપ માનેલ છે, તે માટે મોક્ષમા સ્વાભાવિક સુખની અભિવ્યક્તિ જ તે દર્શનને માન્ય છે

૭. **यथा चिकित्साशास्त्र चतुर्व्यूहम्—रोगा रोगहेतुरारोग्यं भैषज्यमिति, एवमिदमपि शास्त्रं चतुर्व्यूहमेव। तद्यथा—संसार ससारहेतु मोक्षो मोक्षोपाय इति। तत्र दु खबहुल ससारो हेय । प्रधानपुरुषयो स योगो हेयहेतु । संयोगस्यात्यन्तिकी निवृत्तिर्हानम् । हानोपाय सम्यग्दर्शनम् ।**

પા. ૨, સૂ ૧૫ ભાષ્ય

દુખ એ હેય[1] છે, અવિદ્યા[2] એ હેયનો હેતુ છે, દુખનો આત્યતિક નાશ એ હાન[3] છે અને વિવેક-ખ્યાતિ એ હાનનો[4] ઉપાય છે

ઉપર્યુક્ત વર્ગીકરણ કરતા બીજી રીતે પણ યોગશાસ્ત્રનો વિષય-વિભાગ કરી શકાય છે, જેથી તેના મતવ્યોનુ જ્ઞાન વિશેષ સ્પષ્ટ થઇ શકે એ વિભાગ નીચે પ્રમાણે છે—૧. હાતા, ૨ જગત, ૩ ઇશ્વર અને ૪ સસાર મોક્ષનુ સ્વરૂપ તથા તેના કારણો.

૧ દુખથી છુટકારો મેળવનાર દ્રષ્ટા અર્થાત્ ચેતનનુ નામ હાતા છે યોગશાસ્ત્રમા સાખ્ય,[5] વૈશેષિક,[6] ન્યાય, બૌદ્ધ, જૈન[7] અને પૂર્ણપ્રજ્ઞ (મધ્વ)[8] દર્શનની પેઠે દ્વૈતવાદ એટલે અનેક ચેતન માનવામા આવ્યા[9] છે

યોગશાસ્ત્ર જૈનદર્શનની પેઠે[10] ચેતનને દેહપ્રમાણ અર્થાત્ મધ્યમ

---

૧ સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માન્ત, સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ **बुद्धलीलासारसंग्रह** પૃ ૧૫૦

૨ **"हेय दुःखमनागतम्" २–१६ यो. सू**

૩ **"द्रष्टृदृश्ययो सयोगो हेयहेतु" २–१७ "तस्य हेतुरविद्या" २–२४ यो. सू.** ૪ –**"तदभावात् संयोगाभावो हानं तद् दृशेः कैवल्यम्" २–२६ यो. सू** ૫ –**"विवेकख्यातिरविप्लवा हानोपाय" २–२६ यो. सू.** ६ –**पुरुषबहुत्व सिद्धं"** ઇશ્વરકૃષ્ણકારિકા **१८.** ७ –**"व्यवस्थातो नाना" ३–२–२०** વૈશેષિક દર્શન ८ –**"पुद्गलजीवास्त्वनेकद्रव्याणि"** ५–५ તત્ત્વાર્થ સૂત્ર–ભાષ્ય. ૧૭—

**जीवेश्वरभिदा चैव जडेश्वरभिदा तथा ।**
**जीवभेदो मिथश्चैव जडजीवभिदा तथा ॥**
**मिथश्च जडभेदो य प्रपञ्चो भेदपञ्चक ।**
**सोऽयं सत्योऽप्यनादिश्च सादिश्चेन्नाशमाप्नुयात् ॥**

સર્વદર્શનસગ્રહ પૂર્ણપ્રજ્ઞદર્શન.

૯ **"कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात्" २–२२ यो सू**

૧૦ **"असङ्ख्येयभागादिषु जीवानाम्" १५, प्रदेशसंहारविसर्गाभ्या प्रदीपवत्"** તત્ત્વાર્થ સૂત્ર અ ૫, ૧૬

પરિમાણવાળો નથી સ્વીકારતું, અને મધ્વસપ્રદાયની જેમ અણુ-પ્રમાણ પણ નથી માનતું,[1] કિંતુ તે સાખ્ય[2], વૈશેષિક[3], ન્યાય અને શાંકરવેદાન્તની[4] જેમ ચેતનને વ્યાપક સ્વીકારે[5] છે

તેવી જ રીતે યોગશાસ્ત્ર જૈનદર્શનની જેમ[6] ચેતનને પરિણામિ-નિત્ય નથી માનતુ, અને બૌદ્ધદર્શનની જેમ તે ચેતનને ક્ષણિક અ-નિત્ય પણ નથી માનતુ, કિંતુ સાખ્ય આદિ ઉક્ત શેષ દર્શનોની જેમ[7] તે ચેતનને કૂટસ્થ-નિત્ય માને[8] છે

૨ ઇશ્વરના સબધમા યોગશાસ્ત્રનો મત સાખ્યદર્શનથી જુદો છે સાખ્યદર્શન નાના ચેતનો ઉપરાત ઇશ્વરનો અગીકાર નથી કરતું,[9] પણ યોગશાસ્ત્ર કરે છે યોગશાસ્ત્ર-સમત ઇશ્વરનુ સ્વરૂપ ન્યાય

---

૧ જુઓ "**उत्क्रान्तिगत्यागतीनाम्**" બ્રહ્મસૂત્ર ૨-૪-૧૯ પૂર્ણપ્રજ્ઞભાષ્ય સરખાવો અભ્યકર શાસ્ત્રી કૃત મરાઠી શાંકરભાષ્ય, અનુવાદ ભાગ ૪, પૃ ૧૫૩, ટિપ્પણ ૪૬

૨ "**निष्क्रियस्य तदसम्भवात्** ॥ સા સૂ ૧-૪૯ **निष्क्रियस्य विभो पुरुषस्य गत्यसम्भवात्**-ભાષ્ય, વિજ્ઞાનભિક્ષુ

૩. **विभवान्महानाकाशस्तथा चात्मा** ૭-૧-૨૨, વૈ૦ દ૦.

૪ જુઓ બ્ર સૂ ૨-૩-૨૯ ભાષ્ય

૫ એ માટે કે યોગશાસ્ત્ર આત્મસ્વરૂપના વિષયમા સાખ્ય-સિદ્ધાન્તાનુસારી છે

૬ "**नित्यावस्थितान्यरूपाणि**" ૩ "**उत्पादव्यय-ध्रौव्ययुक्त सत्**" ૨૯ "**तद्भावाव्ययं नित्यम्**" ૩૦ તત્વાર્થ સૂત્ર અ ૫, ભાષ્ય સહિત

૭ જુઓ ઇ કૃ કારિકા ૬૩, સાખ્યતત્વકૌમુદી, જુઓ ન્યાય દર્શન ૪-૧-૧૦, જુઓ બ્રહ્મસૂત્ર ૨-૧-૧૪, ૨-૧-૨૭ શાંકરભાષ્ય સહિત

૮. જુઓ યોગસૂત્ર "**सदा ज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्य अपरिणामित्वात्** ૪-૧૮, "**चितेरप्रतिसक्रमायास्तदाऽकारापत्तौ स्वबुद्धिसंवेदनम्**" ૪-૨૨ તથા "**द्वयी चेयं नित्यता कूटस्थनित्यता, परिणामिनित्यता च । तत्र कूटस्थ नित्यता पुरुषस्य, परिणामिनित्यता गुणानाम्** ॥" ઇત્યાદિ ૪-૩૩ ભાષ્ય

૯ જુઓ સાખ્ય સૂત્ર. ૧-૯૨ આદિ

વૈશેષિક આદિ દર્શનોમાં મનાયેલ ઇશ્વરના સ્વરૂપથી કાંઇક જુદું છે યોગશાસ્ત્રે ઇશ્વરને એક સ્વતંત્ર વ્યક્તિ તથા શાસ્ત્રોપદેશક માનેલ છે ખરો પણ તેણે ન્યાય આદિ દર્શનોની જેમ ઇશ્વરમાં નિત્યજ્ઞાન નિત્યઇચ્છા અને નિત્યકૃતિનું અસ્તિત્વ ન સ્વીકારી તેના સ્થાનમાં સત્ત્વગુણનો પરમ પ્રકર્ષ માની તે દ્વારા જગત્-ઉદ્ધાર આદિની સંપૂર્ણ વ્યવસ્થા ઘટાવી દીધેલ[1] છે

૩ યોગશાસ્ત્ર એ જગતને જૈન, વૈશેષિક, નૈયાયિક દર્શનોની જેમ પરમાણુ-પરિણામરૂપ નથી માનતું, તેમ જ શાંકરવેદાંતની જેમ તે જગતને બ્રહ્મ-વિવર્ત યા બ્રહ્મ-પરિણામરૂપ પણ નથી માનતું, તેવી રીતે બૌદ્ધદર્શનની જેમ તે જગતને શૂન્ય યા વિજ્ઞાનાત્મક નથી માનતું, કિંતુ સાંખ્યદર્શનની જેમ તે જગતને પ્રકૃતિ-પરિણામમય અને અનાદિ અનંત પ્રવાહ સ્વરૂપ માની લે છે

૪ યોગશાસ્ત્રમાં વાસના ક્લેશ અને કર્મનું નામ જ સંસાર છે તથા વાસના આદિનો અભાવ અર્થાત્ ચેતનના સ્વરૂપાવસ્થાનનું નામ જ મોક્ષ[2] છે તેમાં સંસારનું મુખ્ય કારણ અવિદ્યા અને મોક્ષનું મુખ્ય કારણ સમ્યગ્દર્શન ( યોગજન્ય વિવેકખ્યાતિ ) મનાયેલ છે

**મહર્ષિ પતંજલિની દૃષ્ટિવિશાલતા**—પ્રથમ એ કહેવામાં આવ્યું છે કે સાંખ્યસિદ્ધાન્ત અને સાંખ્યપ્રક્રિયાને લઇને પતંજલિએ પોતાનું યોગશાસ્ત્ર રચેલ છે, છતાં તેઓમાં એક એવી વિશેષતા (દૃષ્ટિ-વિશાલતા) જણાય છે જે અન્ય દાર્શનિક વિદ્વાનોમાં ઘણી જ ઓછી દેખાય છે. એ જ વિશેષતાને લીધે તેઓનું યોગશાસ્ત્ર જાણે કે સર્વ-દર્શન-સમન્વય હોય તેમ જણાય છે ઉદાહરણાર્થ સાંખ્યના નિરી-શ્વરવાદને નૈયાયિક વૈશેષિક આદિ દર્શનોદ્વારા નિરસ્ત થએલો જોઇ તેમ જ સાધારણ લોક સ્વભાવનું વલણ ઇશ્વિરોપાસના તરફ વિશેષ પ્રમાણમાં જોઇ અધિકારિ-ભેદ તથા રૂચિ-વિચિત્રતાનો વિચાર કરીને પતંજલિએ પોતાના યોગમાર્ગમાં ઇશ્વિરોપાસનાને પણ સ્થાન[3] આપ્યું.

---

૧. યદ્યપિ આ વ્યવસ્થા મૂળ યોગસૂત્રમાં નથી, પરંતુ ભાષ્ય-કારે તથા ટીકાકારે આનું ઉપપાદન કરેલ છે જુઓ પાતંજલ યો. સૂ. પા ૧, સૂ ૨૪ ભાષ્ય તથા ટીકા

૨. **तदा द्रष्टु स्वरूपावस्थानम् १-३** યોગસૂત્ર

૩ “**ईश्वरप्रणिधानाद्वा**” १-२३. ,,

તેઓએ નિષ્પક્ષભાવે ઈશ્વરના સ્વરૂપનુ એવુ નિરૂપણ[1] કર્યું છે કે જે દરેકને માન્ય થઈ શકે.

પતજલિએ વિચાર્યું કે ઉપાસના કરનાર તમામ લોકોનુ સાધ્ય એક જ છે, છતા તેઓ ઉપાસના-ભેદ અને ઉપાસનામા ઉપયોગી થનાર પ્રતીકોના ભેદના વ્યામોહમા અજ્ઞાનવશ અદરોઅદર લડી મરે છે, અને એ ધાર્મિક કલહમા પોતાના સાધ્યને લોકો વિસરી જાય છે. લોકોને એ અજ્ઞાનથી હઠાવી સત્પથ ઉપર લાવવા માટે તેઓએ કહી દીધુ કે તમારૂ મન જેમા લાગે તેનુ જ[2] ધ્યાન કરો, અર્થાત્ જેવી પ્રતીક તમને પસદ આવે તેવી જ પ્રતીકની ઉપાસના કરો, પણ હરકોઇ રીતે પોતાના મનને એકાગ્ર યા સ્થિર કરો, અને તે રીતે પરમાત્મ-ચિતનના સાચા પાત્ર બનો ઉદારતાની મૂર્તિરૂપ એ મતભેદસહિષ્ણુ આદેશ દ્વારા પતજલિએ તમામ ઉપાસકોને યોગ-માર્ગમા સ્થાન આપ્યુ અને તેમ કરીને ધર્મના નામથી થનાર કલહને કમ કરવાનો ખરો માર્ગ તેઓએ લોકોને બતાવ્યો તેઓની આ દૃષ્ટિવિશાળતાનો પ્રભાવ ઇતર ગુણગ્રાહી આચાર્યો ઉપર પણ પડયો[3] અને તેઓ તે મતભેદસહિષ્ણુતાના તત્વને સમજી ગયા

---

૧ "क्लेशकर्मविपाकाशयैरपरामृष्ट पुरुषविशेष ईश्वर ।" "तत्र निरतिशय सर्वज्ञबीजम् ।" "पूर्वेषामपि गुरु कालेनाऽनवच्छेदात् ॥" १ २४-२५-२६.

२ "यथाऽभिमतध्यानाद्वा" १-३९

આ જ ભાવની સૂચક મહાભારતમા ઉક્તિ છે

ध्यानमुत्पादयत्यत्र सहिताबलसंश्रयात् ।
यथाभिमतमंत्रेण प्रणवाद्य जपेत्कृती ॥ શાતિપર્વ પ્ર. ૧૯૪, શ્લો ૨૦ અને યોગવાસિષ્ઠમા પણ

यथाभिवांछितध्यानाच्चिरमेकतयोदितात् ।
एकतत्वघनाभ्यासात् प्राणस्पन्दो निरुध्यते ॥ ઉપશમ પ્રકરણ, સર્ગ ૭૮, શ્લો ૧૯

३ पुष्पैश्च बलिना चैव वस्त्रै स्तोत्रैश्च शोभनै ।
देवाना पूजनं ज्ञेयं शौचश्रद्धासमन्वितम् ॥
अविशेषेण सर्वेषामधिमुक्तिवशेन वा ।
गृहिणा माननीया यत्सर्वे देवा महात्मनाम् ॥
सर्वान्देवान्नमस्यन्ति नैक देवं समाश्रिता ।

વૈશેષિક, નૈયાયિક આદિની ઇશ્વરવિષયક માન્યતાને અને સાધારણ લોકોની ઇશ્વરવિષયક શ્રદ્ધાનો યોગમાર્ગમાં ઉપયોગ કરીને જ પતંજલિ ચુપ ન ગયા, પણ તેઓએ જે વૈદિકેતર દર્શનના સિદ્ધાન્ત તથા પ્રક્રિયા યોગમાર્ગમા સર્વથા ઉપયોગી જણાયા તેનો પણ પોતાના યોગશાસ્ત્રમા બહુ ઉદારતાપૂર્વક સંગ્રહ કર્યો જો કે બૌદ્ધ વિદ્વાન

---

जितेन्द्रिया जितक्रोधा दुर्गाण्यतितरन्ति ते ॥
चारिसंजीवनीचारन्याय एष सतां मत ।
नान्यथात्रेष्टसिद्धि स्याद्विशेषेणादिकर्मणाम् ॥
गुणाधिक्यपरिज्ञानाद्विशेषेऽप्येतदिष्यते ।
अद्वेषेण तदन्येषां वृत्ताधिक्ये तथात्मन ॥

યોગબિન્દુ, શ્લો ૧૬–૨૦

જેઓ વિશેષદર્શી હોય છે, તેઓ તો ખાસ પ્રતીક અને ખાસ પ્રકારની ઉપાસના સ્વીકારવા છતા અન્ય પ્રતીક અને અન્ય પ્રકારની ઉપાસના સ્વીકારનારા પ્રત્યે જરા પણ દ્વેષ નથી રાખતા; પરંતુ જેઓ ધર્માભિમાની પ્રથમાધિકારી હોય છે તેઓ તો પ્રતીક અને ઉપાસનાભેદના વ્યામોહને લીધે અંદરોઅંદર તકરાર કરી લડી મરે છે એ અનિષ્ટ તત્ત્વ દૂર કરવા માટે જ શ્રીમાન્ હરિભદ્ર સૂરિએ ઉક્ત પદ્યોમા પ્રથમાધિકારી માટે સકળ દેવોની ઉપાસનાને લાભદાયક બતાવવાનો ઉદાર પ્રયત્ન કરેલ છે આ પ્રયત્નનુ અનુકરણ શ્રી યશોવિજયજીએ પણ પોતાની “પૂર્વસેવાદ્વાત્રિંશિકા” “આઠ દૃષ્ટિઓની સજ્ઝાય” આદિ કૃતિઓમા કરેલ છે એકદેશીય સમ્પ્રદાયાભિનિવેશી લોકોને સમજાવવા માટે “ચારિસંજીવની–ચાર” ન્યાયનો ઉપયોગ ઉક્ત બંને આચાર્યોએ કર્યો છે. તે ન્યાય ઘણો મનોરંજક અને શિક્ષાદાયક છે

તે ન્યાયમા રહેલ સમભાવસૂચક દૃષ્ટાંતનો ઉપનય શ્રી જ્ઞાનવિમળ સૂરિએ આઠ દૃષ્ટિની સજ્ઝાય ઉપરના પોતાના ગુજરાતી ટબામા બહુ સારી રીતે ઘટાવેલ છે, જે જોવા લાયક છે તેનો ભાવ સંક્ષેપમા આ પ્રમાણે છે

કોઇ સ્ત્રીએ પોતાની સખીને કહ્યુ કે મારો પતિ મારા વશ ન હોવાથી મને બહુ દુખ છે એ સાભળી તે આગન્તુક સખીએ કોઇ જડીબુટ્ટી ખવડાવી તેણીના પતિને બળદ બનાવી દીધો, અને તે પોતાના સ્થાને ચાલી ગઇ ધણી બળદ થઇ જવાથી તેની સ્ત્રી

નાગાર્જુનના વિજ્ઞાનવાદ તથા આત્મપરિણામિત્વવાદને યુક્તિહીન સમજીને કે યોગમાર્ગમા અનુપયોગી જાણીને તે વાદનુ નિરસન ચોથા પાદમા કરેલ છે[1] છતા બુદ્ધભગવાનના પરમ પ્રિય ચાર આર્યસત્યોનુ[2] હેય, હેયહેતુ, હાન અને હાનોપાય રૂપે વર્ણન નિ સંકોચતાપૂર્વક પતંજલિએ પોતાના યોગશાસ્ત્રમા કરેલ છે

જૈનદર્શન સાથેનુ યોગશાસ્ત્રનુ સાદશ્ય તો અન્ય સર્વ દર્શનો કરતા વધારે પ્રમાણમા દેખાય છે, એ વાત સ્પષ્ટ હોવા છતા ઘણાકને વિદિત જ નથી, તેનુ કારણ એ છે કે ઉદારતાપૂર્વક યોગશાસ્ત્રનુ અવલોકન કર્યું હોય તેવા જૈનદર્શનના ખાસ અભ્યાસીઓ ઘણા થોડા છે, અને જૈન-દર્શનનુ બારીકીથી અવલોકન કર્યું હોય તેવા યોગશાસ્ત્રના ખાસ અભ્યાસીઓ પણ ઘણા થોડા છે, તેટલા માટે આ વિષયનો વિશેષ ખુલાસો કરવો અહીં અપ્રાસંગિક નહિ લેખાય

યોગશાસ્ત્ર અને જૈનદર્શનનુ સામ્ય મુખ્યપણે ત્રણ બાબતોમા છે (૧) શબ્દ, (૨) વિષય, અને (૩) પ્રક્રિયા

---

બહુ દુ ખી થઈ પરતુ તે સ્ત્રી ફરી પુરૂષરૂપ બનાવવાનો ઉપાય ન જાણતી હોવાથી, પોતાના બળદ રૂપધારી પતિને ચાર્યા કરતી હતી અને તે રીતે ધણીની સેવા કરતી એકદા અચાનક કોઇ વિદ્યાધરના મુખથી એમ સાભળવામા આવ્યુ કે જો સજીવની નામક વનસ્પતિ ચરે તો તે બળદ કૃત્રિમ રૂપ ત્યજી મૂળ પુરૂષનુ રૂપ પ્રાપ્ત કરે છે વિદ્યાધરના મુખથી એમ પણ સાભળ્યુ કે તે વનસ્પતિ અમુક ઝાડ નીચે છે, પરતુ તે ઝાડ નીચે ઘણી જાતની વનસ્પતિઓ હોવાથી સંજીવનીને ઓળખવાનુ કામ તે બિચારી દુ ખી સ્ત્રી માટે મુસ્કેલ હતુ એ કારણથી તે દુ ખિત સ્ત્રીએ બળદ રૂપધારી પોતાના ધણીને તે ઝાડ નીચેની બધી વનસ્પતિઓ ચરાવી જેમા સજીવની પણ તે બળદ ચરી ગયો અને બળદ રૂપ છોડી મનુષ્ય બની ગયો જેવી રીતે વિશેષ પરીક્ષા ન હોવાથી તે સ્ત્રીએ સઘળી વનસ્પતિઓ સાથે સજીવની ખવરાવી પોતાના ધણીનુ કૃત્રિમ બળદ રૂપ છોડાવ્યુ અને તેને મનુષ્યનુ મૂળ રૂપ પ્રાપ્ત કરાવ્યુ, તેવી રીતે વિશેષ પરીક્ષા નહિ કરી શકનાર પ્રાથમિક અધિકારીઓ પણ સમસ્ત દેવોની સમભાવપૂર્વક ઉપાસના કરતા કરતા યોગમાર્ગમા પ્રગતિ કરી ઇષ્ટ લાભ કરી શકે છે

૧ જુઓ સૂ ૧૫, ૧૮

૨. દુ ખ, સમુદય, નિરોધ, અને માર્ગ.

(૧) મૂળ યોગસૂત્રમા જ નહિ કિન્તુ ત્હેના ભાષ્ય સુદ્ધામા એવા અનેક શબ્દો છે જે જૈનેતર દર્શનોમા નથી યા તો બહુ જ અલ્પ પ્રમાણમા પ્રસિદ્ધ છે ઉદાહરણાર્થ—ભવપ્રત્યય,[1] સવિતર્ક સવિચાર નિર્વિચાર,[2] મહાવ્રત,[3] કૃતકારિત અનુમોદિત,[4] પ્રકાશાવરણ,[5] સોપક્રમ, નિરૂપક્રમ,[6] વજ્રસંહનન,[7] કેવલી,[8] કુશળ,[9] જ્ઞાનાવરણીય કર્મ,[10]

---

૧ "भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम्" યોગ સૂ ૧–૧૯.
"भवप्रत्ययो नारकदेवानाम् ' તત્વાર્થ અ ૧–૨૨.

૨. ધ્યાનવિશેષ રૂપ અર્થમા જ જૈનશાસ્ત્રમા એ શબ્દ આ પ્રકારે છે " एकाश्रये सवितर्के पूर्वे " ( તત્વાર્થ અ૦ ૯–૪૩ ) तत्र सविचार प्रथमम् " भाष्य " अविचारं द्वितीयम् " તત્વા અ ૯–૪૪ યોગસૂત્રમા એ શબ્દ આ પ્રમાણે આવેલ છે " तत्र शब्दार्थज्ञानविकल्पै सकीर्णा सवितर्का समापत्ति " "स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवार्थमात्रनिर्भासा निर्वितर्का " " एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता" ૧–૪૨, ૪૩, ૪૪

૩ જૈનશાસ્ત્રમા મુનિ સબધી પાચ યમોને માટે આ શબ્દ ઘણો જ પ્રસિદ્ધ છે " सर्वतो विरतिर्महाव्रतमिति " તત્વાર્થ અ ૭–૨ ભાષ્ય આ જ શબ્દ એ જ અર્થમા યોગસૂત્ર ૨–૩૧મા છે.

૪ એ શબ્દ જે ભાવાર્થમા યોગસૂત્ર ૨–૩૧ મા પ્રયુક્ત છે, જૈનશાસ્ત્રમા પણ તે જ ભાવમા આવે છે અન્તર કેવળ એટલુ જ છે કે જૈનગ્રન્થોમા અનુમોદિતના સ્થાનમા બહુધા અનુમત શબ્દ પ્રયુક્ત હોય છે જુઓ તત્વાર્થ અ ૬–૯.

૫ આ શબ્દ યોગસૂત્ર ૨–૫૨ તથા ૩–૪૩ મા છે તેના સ્થાનમા જૈનશાસ્ત્રમા " જ્ઞાનાવરણ " શબ્દ પ્રસિદ્ધ છે જુઓ તત્વાર્થ અ ૬–૧૧ આદિ

૬ આ શબ્દ યોગસૂત્ર ૩–૨૨ મા છે જૈન કર્મવિષયક સાહિત્યમા એ શબ્દ ઘણો પ્રસિદ્ધ છે તત્વાર્થમા પણ એનો ઉપયોગ થયેલ છે જુઓ અ ૨–૫૨ ભાષ્ય

૭ આ શબ્દ યોગસૂત્ર ( ૩–૪૬ ) મા પ્રયુક્ત છે એના સ્થાનમા જૈન ગ્રન્થોમા " वज्रऋषभनाराचसंहनन " એવો શબ્દ મળે છે. જુઓ તત્વાર્થ ( અ. ૮–૧૨ ) ભાષ્ય.

સમ્યગ્જ્ઞાન,[11] સમ્યગ્દર્શન,[12] સર્વજ્ઞ,[13] ક્ષીણકલેશ,[14] ચરમદેહ[15] આદિ શબ્દો

(૨) પ્રસુપ્ત–તનુ આદિ[16] ક્લેશાવસ્થા, પાચ યમ,[17] યોગજન્ય વિભૂતિ,[18] સોપક્રમ નિરૂપમક્રમ કર્મનુ સ્વરૂપ,[19] તથા ત્હેના દૃષ્ટાન્તો

---

૮ યોગસૂત્ર ( ૨–૨૭ ) ભાષ્ય, તત્વાર્થ ( અ ૬–૧૪ )

૯ જુઓ યોગસૂત્ર ( ૨–૨૭ ) ભાષ્ય, તથા દશવૈકાલિક નિર્યુક્તિ, ગાથા ૧૮૬

૧૦ જુઓ યોગસૂત્ર ( ૨–૪૧ ) ભાષ્ય, તથા આવશ્યક નિર્યુક્તિ, ગાથા ૮૯૩

૧૧ યોગસૂત્ર ( ૨–૨૮ ) ભાષ્ય, તત્વાર્થ ( અ ૧–૧ )

૧૨ યોગસૂત્ર ( ૪–૧૫ ) ભાષ્ય, તત્વાર્થ ( અ ૧–૨ )

૧૩ યોગસૂત્ર ( ૩–૪૯ ) ભાષ્ય, તત્વાર્થ ( અ ૩–૪૯ )

૧૪ યોગસૂત્ર ( ૧–૪ ) ભાષ્ય, જૈનશાસ્ત્રમા બહુધા "ક્ષીણમોહ" "ક્ષીણકષાય" શબ્દ મળે છે. જુઓ તત્વાર્થ ( અ ૯–૩૮ ).

૧૫ યોગસૂત્ર ( ૨–૪ ) ભાષ્ય, તત્વાર્થ ( અ ૨–૫૨ )

૧૬ પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર આ ચાર અવસ્થાઓનુ વર્ણન યોગસૂત્ર ( ૨–૪ ) મા આવે છે જૈનશાસ્ત્રમા તે જ ભાવ મોહનીય કર્મની સત્તા, ઉપશમ ક્ષયોપશમ, વિરોધી પ્રકૃતિનુ ઉદયાદિકૃત વ્યવધાન અને ઉદયાવસ્થાના વર્ણન રૂપથી વર્તમાન છે જુઓ યોગસૂત્ર ( ૨–૪ ) ની યશોવિજયકૃત વૃત્તિ

૧૭ પાચ યમોનુ વર્ણન મહાભારત આદિ ગ્રન્થોમા છે, પરતુ પરિપૂર્ણતા " **जातिदेशकालसमयाऽनवच्छिन्ना सार्वभौमा महाव्रतम्** " યોગસૂત્ર ( ૨–૩૧ ) મા તથા દશવૈકાલિક અધ્યયન ૪ આદિ જૈનશાસ્ત્રમા પ્રતિપાદિત મહાવ્રતોમા જોવામા આવે છે

૧૮. યોગસૂત્રના ત્રીજા પાદમા વિભૂતિયોનુ વર્ણન છે, તે વિભૂતિયો બે પ્રકારની છે ( ૧ ) વૈજ્ઞાનિક ( ૨ ) શારીરિક અતીત–અનાગત જ્ઞાન, સર્વભૂતરુતજ્ઞાન, પૂર્વજાતિજ્ઞાન, પરચિત્તજ્ઞાન, ભુવનજ્ઞાન, તારાવ્યૂહજ્ઞાન આદિ જ્ઞાનવિભૂતિયો છે અન્તર્ધાન, હસ્તિબલ, પરકાયપ્રવેશ, અણિમાદિ ઐશ્વર્ય તથા રૂપલાવણ્યાદિ કાયસંપત્ ઇત્યાદિ શારીરિક વિભૂતિઓ છે જૈનશાસ્ત્રમા પણ અવધિ, જ્ઞાન, મનપર્યાયજ્ઞાન, જાતિસ્મરણજ્ઞાન, પૂર્વજ્ઞાન આદિ જ્ઞાનલબ્ધિઓ છે અને આમૌષધિ, વિપ્રુડૌષધિ, શ્લેષ્મૌષધિ, સર્વૌષધિ, જંઘા-

અને[20] કાયનિર્માણ આદિ વિષયો

(૩) પરિણામિ-નિત્યતા અર્થાત્ ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય સ્વરૂપ, એમ ત્રિરૂપ વસ્તુ સ્વીકારી તદનુસાર ધર્મ-ધર્મીનુ વિવેચન[21] ઇત્યાદિ પ્રક્રિયા.

---

ચારણ, વિદ્યાચારણ, વૈક્રિય, આહારક આદિ શારીરિક લબ્ધિઓ છે જુઓ આવશ્યક નિર્યુક્તિ ( ગા ૬૯ ૭૦ ) લબ્ધિ એ વિભૂતિનુ નામાન્તર છે

૧૯ યોગભાષ્ય અને જૈનગ્રન્થોમા સોપક્રમ નિરૂપક્રમ આયુષ્કર્મનુ સ્વરૂપ બિલકુલ એક જેવુ જ છે, એટલુ જ નહિ બલ્કે તે સ્વરૂપને બતાવતા ભાષ્યકારે યો સૂ ( ૪-૨૨ ) ના ભાષ્યમા આર્દ્ર વસ્ત્ર અને તૃણરાશિના જે બે દૃષ્ટાન્ત લખેલ છે, તે આવશ્યક નિર્યુક્તિ ( ગાથા-૯૫૬ ) તથા વિશેષાવશ્યક ભાષ્ય ( ગા ૩૦૬૧ ) આદિ જૈનશાસ્ત્રમા સર્વત્ર પ્રસિદ્ધ છે, કિન્તુ તત્વાર્થ ( અ ૨-૫૨ ) ના ભાષ્યમા ઉક્ત બે દૃષ્ટાન્તોના ઉપરાન્ત એક ત્રીજુ દૃષ્ટાન્ત ગણિત વિષયક પણ લખેલ છે આ વિષયમા ઉક્ત વ્યાસભાષ્ય અને તત્વાર્થભાષ્યનુ શાબ્દિક સાદૃશ્ય પણ ઘણુ જ અધિક અને અર્થસૂચક છે

**यथाऽऽर्द्रवस्त्रं वितानितं लघीयसा कालेन शुष्येत् तथा सोपक्रमम् । यथा च तदेव संपिण्डितं चिरेण शुष्येद् एवं निरुपक्रमम् । यथा चाग्नि शुष्के कक्षे मुक्तो वातेन वा समन्ततो युक्त क्षेपीयसा कालेन दहेत् तथा सोपक्रमम् । यथा वा स एवाऽग्निस्तृणराशौ क्रमशोऽवयवेषु न्यस्तश्चिरेण दहेत् तथा निरुपक्रमम्** ( યોગ ૩-૨૨ ભાષ્ય) **यथाहि संहतस्य शुष्कस्यापि तृणराशेरवयवश क्रमेण दह्यमानस्य चिरेण दाहो भवति, तस्यैव शिथिलप्रकीर्णोपचितस्य सर्वतो युगपदादीपितस्य पवनोपक्रमाभिहतस्याशु दाहो भवति, तद्वत् । यथा वा संख्यानाचार्य करणलाघवार्थं गुणकारभागहाराभ्या राशिच्छेदादेवापवर्तयति न च संख्येयस्यार्थस्याभावो भवति, तद्वदुपक्रमाभिहतो मरणसमुद्घातदु खार्तं कर्मप्रत्ययमनाभोगयोगपूर्वकं करणविशेषमुत्पाद्य फलोपभोगलाघवार्थं कर्मापवर्तयति न चास्य फलाभाव इति । किं चान्यत् यथा वा धौतपटो जलार्द्र एव**

એ જ વિચારસમતાને લીધે શ્રીમાન્ હરિભદ્ર જેવા આચાર્યોએ મહર્ષિ પતંજલિ પ્રત્યે પોતાનો હાર્દિક આદર વ્યક્ત કરી સ્વીય યોગ-ગ્રંથોમા ગુણગ્રાહકતાનો પૂર્ણ રીતે નિર્ભય પરિચય કરાવ્યો છે,[૨૨] અને સ્થળે સ્થળે પતંજલિના યોગશાસ્ત્રગત ખાસ સાંકેતિક શબ્દોનુ જૈન સંકેતો સાથે મિલાન કરી સંકીર્ણ દૃષ્ટિવાળાઓને

---

**संहतश्चिरेण शोषमुपयाति स एव च वितानित सूर्यरश्मि-वाय्वभिहत क्षिप्र शोषमुपयाति ॥** (અ ૨-૫૨ भाष्य)

૨૦ યોગબળથી યોગી જે અનેક શરીરોનુ નિર્માણ કરે છે, તેનુ વર્ણન યોગસૂત્ર ( ૪-૪ ) મા છે, આ જ વિષય વૈક્રિય-આહારક-લબ્ધિ રૂપથી જૈનગ્રન્થોમા વર્ણિત છે

૨૧ જૈનશાસ્ત્રમા વસ્તુને દ્રવ્યપર્યાયસ્વરૂપ માનેલ છે એ જ માટે તેનુ લક્ષણ તત્વાર્થ ( અ. ૫-૨૯ ) મા **उत्पादव्ययध्रौव्ययुक्तं सत्** " એવુ કરેલ છે. યોગસૂત્ર ( ૩-૧૩, ૧૪ ) મા જે ધર્મધર્મીનો વિચાર છે તે ઉક્ત દ્રવ્યપર્યાયઉભયરૂપતા કિંવા ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય આ ત્રિરૂપતાનુ જ ચિત્રણ છે ભિન્નતા ફક્ત બન્નેમા એટલી જ છે કે-યોગસૂત્ર સાખ્ય સિદ્ધાન્તાનુસારી હોવાથી "**ऋते चितिशक्ते परिणामिनो भावा**" આ સિદ્ધાન્ત માનીને પરિણામવાદનો અર્થાત્ ધર્મલક્ષણાવસ્થા પરિણામનો ઉપયોગ ફક્ત જડભાગમા અર્થાત્ પ્રકૃતિમા કરે છે, ચેતનમા નહિ અને જૈનદર્શન તો "**सर्वे भावा परिणामिन** " એવો સિદ્ધાન્ત માનીને પરિણામવાદ અર્થાત્ ઉત્પાદવ્યયરૂપ પર્યાયનો ઉપયોગ જડ, ચેતન બન્નેમા કરે છે આટલી ભિન્નતા હોવા છતા પણ પરિણામવાદની પ્રક્રિયા બન્નેમા એકસરખી છે

૨૨ **उक्त च योगमार्गज्ञैस्तपोनिर्धूतकल्मषै** ।
**भावियोगहितायोच्चैर्मोहदीपसमं वच ॥**

( યોગ બિ શ્લો ૬૬ ) ટીકા "**उक्त च निरूपितं पुन योगमार्गज्ञैरध्यात्मविद्भि पतञ्जलिप्रभृतिभि** ' ॥ **पत-त्प्रधान सच्छ्राद्ध शीलवान योगतत्पर । जानात्यतीन्द्रियानर्थांस्तथा चाह महामति** ( યોગદષ્ટિસમુચ્ચય, શ્લો ૧૦૦ ) ટીકા **तथा चाह महामति पतञ्जलि** ' એવો જ ભાવ ગુણગ્રાહી શ્રીયશોવિજયજીએ પોતાની યોગાવતારદ્વાત્રિંશિકામા પ્રકાશિત કરેલ છે જુઓ-શ્લો૦ ૨૦ ટીકા

માટે એકતાનો માર્ગ ખુલ્લો[1] મૂક્યો છે. જૈન વિદ્વાન્ યશોવિજય વાચકે હરિભદ્રસૂરિએ સૂચવેલ એકતાના માર્ગને વિશેષ વિશાળ બનાવી પતંજલિના યોગસૂત્રને જૈન-પ્રક્રિયા પ્રમાણે સમજાવવાનો સ્વલ્પ કિન્તુ મર્મસ્પર્શી પ્રયાસ કીધો છે[2] એટલું જ નહિ બલ્કે તેઓએ પોતાની બત્રિશીઓમા પતંજલિના યોગસૂત્રગત કેટલાક વિષયો ઉપર ખાસ બત્રિશીઓ[3] રચી છે આ તમામ વાતોને સંક્ષેપમા જણાવવાનો ઉદ્દેશ્ય એટલો જ છે કે મહર્ષિ પતંજલિની દૃષ્ટિવિશાળતા એટલી અધિક હતી કે સમગ્ર દાર્શનિક તેમજ સામ્પ્રદાયિક વિદ્વાનો યોગશાસ્ત્ર નિકટ આવતા જ પોતાનો સામ્પ્રદાયિક અભિનિવેશ ભૂલી ગયા, અને એકરૂપ પોતાનો અનુભવ કરવા લાગ્યા એમા જરાય સંશય નથી કે મહર્ષિ પતંજલિની દૃષ્ટિવિશાળતા એ તેઓના વિશિષ્ટ યોગાનુભવનુ જ ફળ છે, કારણ કે જ્યારે કોઇ પણ મનુષ્ય શબ્દજ્ઞાનની પ્રાથમિક ભૂમિકાથી આગળ વધે છે ત્યારે તે શબ્દનુ પૂછડું ન ખેંચતા ચિન્તાજ્ઞાન અને ભાવનાજ્ઞાનના[4] ઉત્તરોત્તર અધિકાધિક એકતાવાળા પ્રદેશમા અભેદ આનંદનો અનુભવ કરે છે

**આચાર્ય હરિભદ્રની યોગમાર્ગમાં નવીન દિશા**—શ્રી હરિભદ્ર સૂરિની ગણના પ્રસિદ્ધ જૈનાચાર્યોમા છે તેઓની બહુશ્રુતતા, સર્વતોમુખી પ્રતિભા, મધ્યસ્થતા અને સમન્વય શક્તિનો પૂર્ણ પરિચય કરાવાનો અહિ પ્રસંગ નથી તે માટે જિજ્ઞાસુ મહાશય ઉક્ત આચાર્યશ્રીની કૃતિઓ જોઇ લે હરિભદ્ર સૂરિની શતમુખી પ્રતિભાના સ્રોતો તેઓના રચેલા ચાર[5] અનુયોગવિષયક ગ્રંથોમા જ

---

૧ જુઓ યોગબિન્દુ શ્લો ૪૧૮, ૪૨૦

૨ જુઓ તેમની બનાવેલ પાતંજલસૂત્રવૃત્તિ

૩ જુઓ પાતંજલ યોગલક્ષણવિચાર, ઇશાનુગ્રહવિચાર, યોગાવતાર, ક્લેશહાનોપાય અને યોગમાહાત્મ્ય દ્વાત્રિંશિકા

૪ શબ્દ, ચિન્તા તથા ભાવનાજ્ઞાનનુ સ્વરૂપ શ્રી યશોવિજયજીએ અધ્યાત્મોપનિષદ્‌મા લખેલ છે, જે આધ્યાત્મિક લોકોને જોવા યોગ્ય છે આધ્યાત્મોપનિષદ્ શ્લો ૬૫, ૭૪

૫ દ્રવ્યાનુયોગવિષયક ધર્મસંગ્રહણી આદિ ૧, ગણિતાનુયોગ-વિષયક ક્ષેત્રસમાસટીકા આદિ ૨ ચરણકરણાનુયોગવિષયક પંચવસ્તુ, ધર્મબિન્દુ આદિ ૩, ધર્મકથાનુયોગવિષયક સમરાઇચ્ચકહા આદિ ૪ ગ્રન્થ મુખ્ય છે

નહિ બલ્કે જૈન ન્યાય તથા ભારતવર્ષીય તત્કાલીન સમગ્ર દાર્શનિક સિદ્ધાન્તોની ચર્ચાવાળા[1] તેઓના ગ્રથોમા પણ પ્રવાહિત થયેલા નજરે પડે છે એટલુ કરીને જ તેઓની પ્રતિભા મૌન ન રહી તેણે યોગમાર્ગમા એક એવી દિશા બતાવી જે ફક્ત જૈન યોગસાહિત્યમા જ નહિ, કિન્તુ આર્યજાતિય સપૂર્ણ ઉપલબ્ધ સાહિત્યમા નવી વસ્તુ છે જૈનશાસ્ત્રમા આધ્યાત્મિક વિકાસનુ વર્ણન ચૌદ ગુણસ્થાન રૂપમા, ચાર ધ્યાન રૂપમા અને બહિરાત્મા આદિ ત્રણ અવસ્થાઓના રૂપમા ઉપલબ્ધ થાય છે તે જ આધ્યાત્મિક વિકાસનુ વર્ણન હરિભદ્ર સૂરિએ યોગરૂપમા કરેલુ છે, પણ તેમા તેઓએ જે શૈલી સ્વીકારી છે, તે ત્યાર સુધીના ઉપલબ્ધ યોગવિષયક સાહિત્યમાથી કોઈ પણ ગ્રથમા અમારી નજરે તો પડી નથી હરિભદ્ર સૂરિ પોતાના ગ્રન્થોમા અનેક[2] યોગિઓનો નામનિર્દેશ કરે છે, તેમ જ યોગવિષયક[3] ગ્રંથોનો ઉલ્લેખ કરે છે જે અત્યારે સુલભ નથી સભવ[4] છે કે આ અપ્રાપ્ય ગ્રથોમા તેઓશ્રીના વર્ણન જેવી શૈલી હોય, પણ આપણે માટે તો આ વર્ણનશૈલી અને યોગવિષયક વસ્તુ બીલકુલ અપૂર્વ છે અત્યારે અમારા જોવામા આવેલા હરિભદ્રસૂરિના યોગવિષયક ચાર ગ્રન્થોછે, જે પ્રસિદ્ધ છે તે ગ્રન્થોમા ષોડશક અને યોગવિંશિકાની યોગવર્ણન શૈલી તથા યોગવસ્તુ એક જ છે યોગબિંદુની વિચારસરણી તેમ જ વસ્તુ યોગવિંશિકા કરતા ભિન્ન છે યોગદૃષ્ટિસમુચ્ચયની વિચાર-

---

૧ અનેકાન્તજયપતાકા, ષડ્દર્શનસમુચ્ચય, શાસ્ત્રવાર્તા સમુચ્ચય આદિ

૨ ગોપેન્દ્ર (યોગબિન્દુ શ્લો ૨૦૦) કાલાતીત (યોગબિન્દુ શ્લો ૩૦૦) પતંજલિ, ભદન્ત ભાસ્કરબન્ધુ, ભગવદ્દન્ત (ત્ત) વાદી (યોગદૃષ્ટિ શ્લોક ૧૬ ટીકા)

૩ યોગનિર્ણય આદિ (યોગદૃષ્ટિ શ્લો ૧ ટીકા)

૪ ઉદાહરણાર્થે યોગદૃષ્ટિસમુચ્ચય શ્લોક ૧૪, ૧૯, ૨૨. ૩૫ આદિની ટીકામા "આચાર્ય યોગાચાર્ય" એ વિશેષણથી કોઈ વિશિષ્ટ વ્યક્તિનો નિર્દેશ કરી તેઓના કેટલાક વાક્યોનુ અવતરણ આપેલ છે, જે વાચતા સ્પષ્ટ જણાય છે કે તે યોગાચાર્ય કોઇ જૈન વિદ્વાન હોવા જોઇએ અને તેઓનો દરજ્જો આચાર્યની દૃષ્ટિમા બહુ સારો હોવો જોઇએ તે ઉપરથી એમ કલ્પના થાય છે કે કદાચ તે યોગાચાર્યના અપ્રાપ્ય ગ્રન્થોમા આચાર્યે સ્વીકારેલ વર્ણનશૈલી હોય.

ધારા અને વસ્તુ યોગબિંદુથી પણ ભિન્ન છે એ રીતે વિચાર કરી જોતા એમ કહેવુ પ્રાપ્ત થાય છે કે હરિભદ્રસૂરિએ એક જ આધ્યાત્મિક વિકાસક્રમનુ ચિત્ર જુદા ગ્રન્થોમા જુદી જુદી વસ્તુને ઉપયોગ કરી ત્રણ પ્રકારે ખેચેલુ છે

કાલની અપરિમિત ‌વિસ્તીર્ણ નદીમા વાસનારૂપ સસારને ગભીર પ્રવાહ વહ્યા કરે છે, જેને પ્રથમ છેડો (મૂળ) અનાદિ છે અને બીજો (ઉત્તર) છેડો સાન્ત છે તેથી મુમુક્ષુએ માટે સૌથી પહેલા એ પ્રશ્ન ઘણો જ મહત્ત્વને છે, કે ઉક્ત અનાદિ પ્રવાહમા આધ્યાત્મિક વિકાસની શરૂઆત ક્યારથી સભવે છે ? અને તે શરૂઆત વખતે આત્માના લક્ષણો કેવા હોય છે ? જે લક્ષણોથી પ્રારભિક આત્મ-વિકાસ જાણી શકાય, એ પ્રશ્નનો ઉત્તર આચાર્યે યોગબિદુમા આપ્યો છે તેઓશ્રી કહે છે કે "જ્યારે આત્માના ઉપર મોહને પ્રભાવ ઘટવાને આરભ થાય છે ત્યારથી જ આધ્યાત્મિક વિકાસને સૂત્રપાત થઇ જાય છે. આ સૂત્રપાતને પૂર્વવર્તી સમય જે આધ્યાત્મિક વિકાસ રહિત હોય છે, તે જૈનશાસ્ત્રમા અચરમ-પુદ્ગલ-પરાવર્તના નામથી પ્રસિદ્ધ છે, અને ઉત્તરવર્તી સમય કે જે આધ્યાત્મિક વિકાસના ક્રમવાળો હોય છે તે ચરમ-પુદ્ગલ-પરાવર્તના નામથી પ્રસિદ્ધ છે અચરમ-પુદ્ગલ-પરાવર્ત અને ચરમ-પુદ્ગલ-પરાવર્ત એ બે કાળના પરિમાણ વચ્ચે સિધુ[1] અને બિદુ જેટલુ અતર હોય છે જે આત્માને સસારપ્રવાહ ચરમ-પુદ્ગલ-પરાવર્ત જેટલો બાકી રહે છે, તે આત્માને જૈન પરિભાષામા અપુનર્બંધક અને સાખ્યપરિભાષામા નિવૃત્તાધિકારપ્રકૃતિ કહેવામા આવે છે[2] અપુનર્બંધક યા નિવૃત્તાધિકારપ્રકૃતિ આત્માને આતરિક પરિચય એટલો જ છે કે તેવા આત્માના ઉપર મોહનુ દબાણ ઓછુ થઈ ઉલટુ મોહના ઉપર તેવા આત્માનુ દબાણ શરૂ થાય છે. એ જ આધ્યાત્મિક વિકાસનુ બીજારોપણ છે અહીંથી જ યોગમાર્ગને આરભ થઇ જવાને લીધે તેવા વિકાસગામી આત્માની પ્રત્યેક પ્રવૃત્તિમા સરળતા, ઉદારતા, નમ્રતા, પરોપકારપરાયણતા આદિ સદાચાર યથાર્થ રૂપમા નજરે પડે છે, જે તેવા વિકાસગામી આત્માને બાહ્ય પરિચય લેખાય " આટલો ઉત્તર આપી આચાર્યે યોગમાર્ગની શરૂઆ-

---

૧ જુઓ મુક્ત્યદ્વેષદ્વાત્રિશિકા ૨૮

૨ જુઓ યોગબિદુ ૧૭૮, ૨૦૧

તથી યોગમાર્ગની પરાકાષ્ઠા સુધીના આધ્યાત્મિક વિકાસની ક્રમિક વૃદ્ધિને સ્પષ્ટ સમજાવવા માટે તેને પાચ ભૂમિકાઓમા વહેચી પ્રત્યેક ભૂમિકાના લક્ષણો બહુ સ્પષ્ટ રીતે બતાવેલા[1] છે અને સ્થળે સ્થળે જૈનપરિભાષા સાથે બૌદ્ધ તથા યોગદર્શનની પરિભાષાનુ મિલાન કરીને[2] પરિભાષાભેદરૂપ ભીતને તોડી નાખી છે તેમ કરી તેઓએ પરિભાષાભેદની આડમા છુપેલ ભિન્ન ભિન્ન દર્શન સમ્મત યોગવસ્તુની એકરૂપતાનુ સ્ફુટ પ્રદર્શન કરાવ્યુ છે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, અને વૃત્તિસક્ષય એ યોગમાર્ગની પાચ ભૂમિકાઓ છે એમાથી પહેલી ચાર ભૂમિકાઓને મહર્ષિ પતજલિ સપ્રજ્ઞાત અને છેલ્લી (પાચમી) ભૂમિકાને અસપ્રજ્ઞાત[3] કહે છે એ જ સક્ષેપમા યોગબિદુની પ્રતિપાદ્ય વસ્તુ છે

યોગદષ્ટિસમુચ્ચયમા આધ્યાત્મિક વિકાસના ક્રમનુ જ વર્ણન છે, પણ તે યોગબિદુ કરતા બીજી પદ્ધતિએ તે ગ્રંથમા આધ્યાત્મિક વિકાસના આરભ પહેલાની સ્થિતિને અર્થાત્ અચરમ–પુદ્ગલ–પરાવર્ત જેટલા સસારકાલની આત્મિક સ્થિતિને ઓઘદષ્ટિ કહી તેની ચડતી ઉતરતી દશાઓને અનેક દષ્ટાત દ્વારા સમજાવેલ[4] છે ત્યારબાદ આધ્યાત્મિક વિકાસના આરંભથી તે તેની સમાપ્તિ સુધીમા પામ થનાર યોગાવસ્થાને યોગદષ્ટિ કહેલ છે આ યોગાવસ્થાની ક્રમિક વૃદ્ધિને સમજાવવા માટે સક્ષેપમા તેને આઠ ભૂમિકાઓમા વહેચી નાખેલ છે તે આઠ ભૂમિકાઓ ઉક્ત યોગદષ્ટિસમુચ્ચય ગ્રથમા યોગદષ્ટિને નામે પ્રસિદ્ધ છે[5] આ આઠ દષ્ટિઓનો વિભાગ પાતજલ યોગદર્શન પ્રસિદ્ધ યમ, નિયમ, આસન, પ્રાણાયામ આદિ આઠ યોગાગોને આધારે કરાયેલો છે અથાત્ એક એક દષ્ટિમા મુખ્યપણે

---

૧ યોગબિદુ ૩૧, ૩૫૭, ૩૫૯, ૩૬૧, ૩૬૩, ૩૬૫.

૨ यत्सम्यग्दर्शन बोधिस्तत्प्रधानो महोदय ।
सत्वोऽस्तु बोधिसत्वस्तद्धन्तैषोऽन्वर्थतोपि हि ॥२७३॥
वरबोधिसमेतो वा तीर्थकृद्यो भविष्यति ।
तथाभव्यत्वतोऽसौ वा बोधिसत्व सता मत ॥२७४॥
યોગબિન્દુ.

૩ જુઓ યોગબિદુ ૪૧૮, ૪૨૦.

૪. જુઓ યોગદષ્ટિસમુચ્ચય ૧૪

૫ ,, ,, ૧૩

એક એક યોગાગનો સબધ બતાવવામા આવ્યો છે પહેલી ચાર દૃષ્ટિઓ યોગની પ્રારભિક સ્થિતિરૂપ હોવાથી તેમા અવિદ્યાનો સ્વલ્પ અશ હોય છે જેને ઉક્ત ગ્રથમા અવેદ્યસવેદ્યપદ કહેલ[1] છે આગળની ચાર દૃષ્ટિઓમા અવિદ્યાનો અશ જરાય નથી રહેતો, એ આશયને આચાર્યે વેદ્યસવેદ્યપદ એ શબ્દથી પ્રકટ કર્યો છે[2] તે ઉપરાત ઉક્ત ગ્રથમા પાછલી ચાર દૃષ્ટિઓ વખતે પ્રાપ્ત થનાર વિશિષ્ટ આધ્યાત્મિક વિકાસને ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એવી ત્રણ યોગભૂમિકાઓમા વહેચી ઉક્ત ત્રણે યોગભૂમિકાઓનુ ઘણુ જ રોચક[3] વર્ણન કરેલ છે

છેવટે આચાર્યે ચાર પ્રકારના યોગિઓનુ સ્વરૂપ બતાવી યોગ શાસ્ત્રના અધિકારી કોણ હોઈ શકે એ પણ જણાવી દીધુ છે એ જ યોગદૃષ્ટિસમુચ્ચયની સક્ષિપ્ત વસ્તુ છે

યોગવિશિકામા આધ્યાત્મિક વિકાસની પ્રારભિક સ્થિતિનુ વર્ણન નથી ફક્ત તેની પુષ્ટ સ્થિતિનુ જ વર્ણન છે તે જ કારણથી તે ગ્રથમા મુખ્ય રીતે ત્યાગીને જ યોગના અધિકારી માનેલ છે યોગવિશિકામા ત્યાગપરાયણ ગૃહસ્થ અને સાધુની આવશ્યક ક્રિયાને જ યોગરૂપ બતાવેલ છે, અને તે દ્વારા આધ્યાત્મિક વિકાસની ક્રમિક વૃદ્ધિનુ વર્ણન આપેલ છે, જેમા આવશ્યક ક્રિયા દ્વારા યોગને પાચ ભૂમિઓમા વહેચવામા આવ્યો છે એ પાચ ભૂમિકાઓ તે ગ્રથમા સ્થાન, વર્ણ, અર્થ, સાલબન અને નિરાલબન નામથી પ્રસિદ્ધ છે એ ભૂમિકાઓમા કર્મયોગ અને જ્ઞાનયોગની ઘટના કરતા આચાર્યે પ્રથમની બે ભૂમિકાઓને કર્મયોગ અને પાછળની ત્રણ ભૂમિકાઓને જ્ઞાનયોગ કહેલ છે તે ઉપરાત પ્રત્યેક ભૂમિકામા ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિરૂપે આધ્યાત્મિક વિકાસના તરતમભાવનુ પ્રદર્શન કરાવેલ છે અને તે પ્રત્યેક ભૂમિકા તથા ઇચ્છા પ્રવૃત્તિ આદિ અવાતર સ્થિતિઓના લક્ષણો ઘણી સ્પષ્ટતાથી બતાવેલા[4] છે એ રીતે ઉક્ત પાચ ભૂમિકાઓની અતર્ગત ભિન્ન ભિન્ન સ્થિતિઓનુ વર્ણન કરી યોગના એંસી ભેદ કરવામા આવેલા છે, અને તે તમામ ભેદોના

૧ જુઓ યોગદૃષ્ટિસમુચ્ચય ૭૫
૨ ,, ,, ૭૩
૩ ,, ,, ૨–૧૨
૪ યોગવિશિકા ગા ૫, ૬

લક્ષણો બતાવેલા છે. જેને ધ્યાનપૂર્વક વિચારનાર એટલુ જાણી શકે છે કે હુ વિકાસના કયા પગથીઆ ઉપર ઉભો છુ એ જ યોગ-વિંશિકાની સક્ષેપમા પ્રતિપાદ્ય વસ્તુ છે

**ઉપસ હાર** —વિષયની ગભીરતા અને પોતાની અપૂર્ણતાનો પૂરો ખ્યાલ છતા પણ આ પ્રયાસ એટલા માટે આદરવામા આવ્યો છે કે ભવિષ્યત્મા વિશેષ પ્રગતિ કરવા માટેના પ્રથમ સોપાનરૂપે અત્યાર સુધીનુ અવલોકન અને સ્મરણ લિપિબધ્ધ થઈ જાય આ પ્રવૃત્તિમા કેટલાએ મિત્રો તરફથી મને સહાયતા મળી છે જેઓની આદરણીય સ્મૃતિ મારા હૃદયમા અખડ રહેશે

પાઠકો પ્રત્યે મારી એક સૂચના છે તે એ કે પ્રસ્તુત નિબધમા અનેક શાસ્ત્રીય પારિભાષિક શબ્દો આવેલા છે ખાસ કરી છેવટના ભાગમા જૈન પારિભાષિક શબ્દો કાઇક વધારે છે જે ઘણાને ઓછા વિદિત હશે તે શબ્દોનો વિશેષ ખુલાસો મે નથી કર્યો, પણ ખુલાસા-વાળા તે તે ગ્રથોના ઉપયોગી સ્થળોનો નિર્દેશમાત્ર કીધો છે જેથી ખાસ જિજ્ઞાસુ તે તે મૂલગ્રથ દ્વારા જ તેવા કઠણ શબ્દોનો ખુલાસો કરી શકશે જો આ એક સક્ષિપ્ત નિબધ ન હોત અને ખાસ પુસ્તક હોત તો તેમા વિસ્તૃત ખુલાસા માટે અવશ્ય અવકાશ રહેત

આ પ્રવૃત્તિ માટે મને પ્રોત્સાહિત કરનાર ગૂજરાત પુરાતત્ત્વ મદિરના આચાર્ય શ્રીમાન્ જિનવિજયજી અને મત્રી રસિકલાલ છોટાલાલ પરીખ છે જેઓના વિદ્યાપ્રેમને હુ ભૂલી શકુ તેમ નથી



# प्राकृत भाषा अने साहित्य

पं. बेचरदास जीवराज.

१

પ્રકૃતિ સાથે 'પ્રાકૃત' શબ્દ વિશેષ સંબંધ ધરાવે છે પ્રકૃતિનો પ્રધાન અર્થ 'સ્વભાવ' થાય છે, તેથી પ્રાકૃત ભાષાનો મૂળ ભાવ 'સ્વાભાવિક ભાષા' થાય છે જે ભાષા લૌકિક હોય, એટલે લોકોની બોલચાલની હોય તેને અહીં સ્વાભાવિક ભાષા કે પ્રાકૃત ભાષા સમજવાની છે ભાષાનો વિશેષ પ્રાચીન ઇતિહાસ જોતા એવુ કળી શકાય છે કે વર્તમાન સમયની પેઠે વેદ-રચનાના સમયે પ્રાયઃ આર્યાવર્તમા ભાષા-ભેદ ન હતો વેદોમા વર્ણવાએલા મનોહર વર્ણનો અને વૈદિક પ્રક્રિયાના ( વૈદિક વ્યાકરણના ) નિયમોની અજટિલતા જોતા આપણે એમ કહીએ કે એ ભાષા એક સમયે ઘરગતુ હતી તો એ કાઇ ખોટુ નથી વિશેષમા એ કે ઉપનિષદ્, બ્રાહ્મણ અને આરણ્યકના રચનારાઓએ પ્રસગે પ્રસગે વાણી વા ભાષા વિષે ઉલ્લેખ કરતા 'દૈવી' અને 'માનુષી' એમ બે જાતની ભાષા નોંધેલી છે, એને લીધે પણ આર્યાવર્તની[1] ભાષા-સમતાને ટેકો મળે છે કાઠક સહિતામા જણાવેલુ છે કે "**तस्माद् ब्राह्मण उभे वाचौ वदति दैवीं मानुषीं च** ( पृष्ट २४ ) એજ પ્રકારે ઐતરેય આરણ્યકમા નોંધેલુ છે કે "**अथ खलु इय दैवी वीणा भवति, तदनुकृतिरसौ मानुषी वीणा भवति**" તથા "**स यो हैता दैवी वीणा वेद श्रुतवदनो भवति × × × यत्र क्व चार्या वाचो भाषन्ते विदुरेन तत्र**" ( पृष्ट १३७, १३८ ) આ પાઠોને આશ્રીને એટલુ જ જણાવવા ઇચ્છુ છુ કે તે સમયની માનુષી ભાષામા વિષમતાનો અશ તદ્દન ઓછો હતો અથવા ન જ હતો

માનુષી ભાષામા વિષમતાનો ભેજ હોત તો આ ગ્રથકારો જરૂર માનુષી શબ્દની સાથે બીજા કોઇ આસુરી કે પૈશાચી શબ્દને

---

१. आ समुद्रात् तु वै पूर्वादा समुद्रात् तु पश्चिमात् ।
तयोरेवान्तर गिर्योरार्यावर्तं विदुर्बुधा ॥
मनुस्मृति, २. २२.

મૂક્યા વિના ન રહેત. કદાચ એ પાઠોમા વપરાએલો ' દૈવી ' શબ્દ ભાષા-સમતાનો ભગ કરે છે, એમ કોઇ કહે તો તે કંઇ વ્યાજબી લેખાય નહિ આપણા સમયની અપેક્ષાએ વેદો વિશેષ પ્રાચીન છે તેમ ઉપનિષદ્ અને બ્રાહ્મણ ગ્રથકારોની દૃષ્ટિમા પણ વેદો વિશેષ પ્રાચીન હતા અને તેથી જ વેદોની લૌકિક એટલે માનુષી ભાષાને તેઓએ 'દૈવી' શબ્દથી સબોધી છે, માટે 'દૈવી' અને 'માનુષી' શબ્દને ભાષાની વિષમતા તરફ લાગુ ન કરતા ભાષાની પ્રાચીનતા, પૂજ્યતા અને લૌકિકતા તરફ લગાવવાના છે અર્થાત્ એકજ ભાષાને તેની પ્રાચીનતાને લીધે દૈવી કહેવામા આવી છે અને એના જેવી પણ એથી અર્વાચીન ભાષાને માનુષી કહેવામા આવી છે જે આગળ જણાવેલુ છે કે વેદ-રચનાના સમયે આર્યાવર્તની ભાષા-સમતા હતી તે હકીકત આ ઉપર્યુક્ત લખાણથી દૃઢ થતી લાગે છે

પ્રકૃતિના નિયમ પ્રમાણે જે નવુ હોય છે તે જુનુ થાય છે, જે કૃશ હોય છે તે સ્થૂલ થાય છે કોઈ વસ્તુ નિરતર એક રૂપે રહી શકતી નથી તો પછી બિચારી મનુષ્યોના દાતોમા દબાએલી ભાષા નિરતર એક રૂપે શી રીતે રહી શકે ?

[1]માહાત્મ્યનો નાશ એટલે ભાષાને લગતી પૂજ્યતાનો ઘટાડો, પડિતોનો ઉન્માદ, ચેકા મારેલા શબ્દો ઉપરથી નવા શબ્દોની કલ્પના કરવી, વાચનાગઓનો ભ્રમ, લખેલુ તેવુ વાચવુ, અનુવાદ કરવામા અસાવધાનતા, બોલનારાઓની અસાવધાનતા, તેમના ઉચ્ચારોની ભિન્નતા, બોલવાના કદાચિ સ્થાનોમા થતા ફેરફારો, ભૌગોલિક વિપુલતા, અને ભિન્નતા, સ્પષ્ટ ઉચ્ચારને માટે જોઇતા શારીરિક બળનો હ્રાસ, લખનારાઓની બેદરકારી, પરપરાને માન્ય રાખવાનો આગ્રહ, બીજી પ્રજાનો સહવાસ, ધર્મક્રાન્તિ, રાજ્ય ક્રાન્તિ, અને રાજસત્તા વગેરે અનેક કારણોને લીધે ભાષાની વિષમતા થયા કરે છે આપણે જેને આર્યોની એકભાષા કે સમભાષા કહીએ છીએ તેવી વૈદિક ભાષા ઉપર્યુક્ત કોઈ કારણને વા કારણોને

---

૧ सर्वथा कारणवशात् कार्यो भाषाविपर्यय ।
माहात्म्यस्य परिभ्रश मदस्यातिशय तथा ॥
प्रच्छादन च विभ्रान्तिर्यथालिखितवाचनम् ।
कदाचिद् अनुवादश्च कारणानि प्रचक्षते ॥
प्राकृतमजरी, प्रस्तावना पृ ६-७

લીધે અનેકતાને-વિષમતાને-પામી હોવી જોઇએ. શતપથ બ્રાહ્મણમા જણાવેલુ છે કે "**ते असुरा आत्तवचसो हेऽलवो हेऽलव इति व्वदन्त पराबभूवु ॥२३॥ तत्रैतामपि वाचमुदु । उपजिज्ञास्यां सम्लेच्छ' तस्मान्न ब्राह्मणो म्लेच्छेद् असुर्या हैषा व्वागेव**-(પૃ ૬૩) અર્થાત્ અસુરો 'હે અરય, હે અરય' એમ બોલવાને બદલે 'હે અલવો, હે અલવો' એમ ખોટુ બોલ્યા હતા, અને એમ બોલવાથી જ તેઓ પરાભવને પામ્યા હતા, માટે બ્રાહ્મણે *મ્લેચ્છની માફક અશુદ્ધ બોલવુ નહિ કારણ કે અશુદ્ધ બોલવાની પ્રથા આર્યોની નથી પણ અસુરોની છે" એ જ પ્રકારે પતંજલિએ પોતાના મહાભાષ્યમા પણ જણાવેલુ છે કે "**ते असुरा हे लयो हे लय इति कुर्वन्त पराबभूवु तस्माद् ब्राह्मणेन न म्लेच्छितवै न अपभाषितवै**" (**महाभाष्य पृ ९**) અર્થાત્ શુદ્ધોચ્ચારને બદલે અશુદ્ધ ઉચ્ચાર કરનાર અસુરો (એક જાતની મનુષ્ય પ્રજા) પરાભવને પામ્યા, માટે બ્રાહ્મણે મ્લેચ્છવુ નહિ, તેમ અપભાષવુ નહિ આ બન્ને ઉલ્લેખોમા વપરાએલા '**म्लेच्छेत्**' અને '**म्लेच्छितवै**' શબ્દો એ સમયની આર્યજાતિની સાથે અનાર્યજાતિનો વિશેષ પરિચય બતાવે છે આ હકીકતને મહાભાષ્યકાર પોતાના એક બીજા ઉલ્લેખથી પણ ટેકો આપતા જણાય છે તેઓ જણાવે છે કે "**शवतिर्गतिकर्मा कम्बोजेष्वेव भाषितो भवति, विकारे एनमार्या भाषन्ते शव इति । हम्मति सुराष्ट्रेषु, दात्रमुदीच्येषु, रहति प्राच्यमध्येषु, गमिमेव त्वार्या प्रयुञ्जते । दातिर्लवनार्थे प्राच्येषु, दात्रमुदीच्येषु (महाभाष्य पृ २९**) અર્થાત્ જે શબ્દને જે અર્થમા આર્યો પ્રયોજે છે તેથી જુદી રીતે આર્યેતરોનો વ્યવહાર છે વળી અસુરો આર્યોની પેઠે યજ્ઞાદિમા પણ ભળતા હતા અને આર્યોએ માનેલી ધર્મ્ય પ્રવૃત્તિમા ભાગ લેતા હતા તેથી પણ એ બન્ને જાતિનો પરસ્પર વિશેષ પરિચય હોવાનુ કહી શકાય છે, તથા પાણિનીય વ્યાકરણ સૂત્રોમા **वणिक्**[1], **यवन**[2], **निषाद**[3], **चण्डाल**, **कम्बोज**[4], **सिन्धु**[5] અને

---

* "**म्लेच्छ अव्यक्ताया वाचि**" **हैम. धा. पा.**

१ **पणेरिज्यादेश्च व** -(**उणादि-२३८ पा०**) २ **यवन मातुल-आचार्याणाम् आनुक्**-( સ્ત્રીપ્રત્યય **पा. ४-१-४९** )

**તક્ષશિલા** વગેરે અનેક પરજાતિ અને પરદેશ ( આર્યાવર્ત શિવાયનો દેશ ) સૂચક શબ્દોનો સ્પષ્ટ રીતે નિર્દેશ કરેલો હોવાથી ઉપર્યુક્ત હકીકતને વધારે ટેકો મળતો લાગે છે

બ્રાહ્મણ ગ્રંથકારે અને ભાષ્યકારે પ્રયોજેલો '**म्लेच्छेत्**' કે '**म्लेच्छितवै**' શબ્દ આર્યેતર ભાષાને અને આર્યેતરોએ કરેલા વૈદિક ભાષાના વિકારને સૂચવે છે એમા આર્યોથી થએલા વૈદિક ભાષાના અપભ્રંશ ભાવને સૂચવવાની શક્તિ જણાતી નથી તેથી એમ માની શકાય ખરૂ કે તે કાળના કાળજીવાળા મનુષ્યોના શબ્દશુદ્ધિના અભ્યાસને લીધે બ્રાહ્મણ ગ્રંથો થતા સુધી વૈદિક ભાષા કદાચ અપભ્રષ્ટતાને નહિ પામી હોય, એટલે એ સમય સુધી સાક્ષરી ભાષા અને વ્યવહારૂ ભાષા અથવા શાસ્ત્રીય ભાષા અને લૌકિક ભાષા એવો નજીવો ભેદ ભલે હોય, પણ એ બે વચ્ચે સર્વથા ભિન્ન ભાષા માનવાનુ નિમિત્ત તો નહિ હોય. જો કે આર્યેતરોના સંસર્ગથી એ ભાષાને વિકૃત થવાનુ નિમિત્ત મળે તેમ હતુ પણ ' અશુદ્ધ ઉચ્ચારણમા અધર્મ છે, ' ' આર્યેતરોની જેમ શબ્દનો ઉચ્ચાર કરવો અધર્મ્ય છે, ' ' એ ઉચ્ચાર વિપરીત રળને નીપજાવે છે ' એવા એવા મજબૂત નિયમોને લીધે એ બ્રાહ્મણ સમય સુધી તો એ શાસ્ત્રીય કે લૌકિક ભાષામા વિકાર થયો અસભવિત હતો ત્યાર પછી વર્ધમાન અને બુદ્ધના સમયની પૂર્વે, આગળ જે કારણો ભાષાભેદના જણાવ્યા છે તે કારણોથી એ સમયની વ્યવહારૂ ભાષામા ઘણો વધારે ફેરફાર થયો લાગે છે એ સમય પહેલા ઘણા અગાઉના વખતે વેદોને ધાર્મિક રૂપ મળેલુ હોવાથી અને તેની સાથે સર્વ લોકોનો સસર્ગ ન રહેલો હોવાથી એ શાસ્ત્રીય ભાષામા એટલે વેદની ભાષામા એક સળી પણ સચરે તેમ ન હતી તો તેમા વિકાર તો શી રીતે થાય ?

હવે આ સમય સુધીમા આપણે ભાષાના ક્રમવિકાસને કે પરિવર્તનક્રમને આ રીતે ગોઠવી શકીએ ખરા

૧ વૈદિક ભાષા--જે નમુનાને માટે આજ લગી સૂક્તોમા સુરક્ષિત રહી શકી છે

---

૩ **व्यास-वरुड-निषाद-चण्डाल-बिम्बानाम् इति वक्तव्यम्** (**महाभाष्य** ચ૦ અ૦ પૃ ૮૨ ) ૪ **कम्बोजाल्लुक्**-( **४-१-१७५** તદ્ધિત ) ૫ **सिन्धु-तक्षशिलादिभ्य** ( **४-३-९३ तद्धित** )

૨ આર્ય વિદ્વાનોની ભાષા—જે બ્રાહ્મણ અને ઉપનિષદોમા ગદ્યમા નોધાએલી છે

૩ આર્યોની અન્યવર્ણોની ભાષા

૪ આર્યેતરોથી બોલાતી સસ્કૃત ભાષા (**हेऽलयो हेऽलय**) અને તેઓની પોતાની ભાષા

આ ચાર પ્રકારમાનો પહેલો પ્રકાર તો માત્ર આ સમયે પૂજ્ય અને પાઠ્ય જ થઇ ગયો હતો એથી તેમા કોઇ પ્રકારનો વિકાર થવાનો સભવ ન હતો તેમ તે એક સમયનો વ્યવહારુ પ્રકાર આ સમયે અવ્યવહારૂ બન્યો હતો, એથી અહીં વિચારવામા આવતી પરિવર્તનક્રમની પદ્ધતિ બાકીના ત્રણ પ્રકારને લગતી સમજી લેવી જોઇએ

વેદો પૂજ્ય થયા પછીના સમયથી શાકટાયન કે પાણિનિનો સમય આવતા સુધી તો તે સમયની આર્યોની અન્યવર્ણોની ભાષા ઘણી ફેરવાઇ ગઇ હતી આર્ય વિદ્વાનો—બ્રાહ્મણો—વેદ અને વેદાગના અભ્યાસી હોવાથી કદાચ તેઓની ભાષામા બહુ ફેર ન થયો હોય, પરતુ વેદ અને વેદાગના અનધિકારી બીજાવર્ણોની ભાષામા તેઓની ઉચ્ચારની મદતા, શિથિલતા અને અશુદ્ધતાને લીધે વિશેષ ફેરફાર થાય તે બનવા જોગ છે વળી વિશેષમા તે સમયના લોકોમા પરજાતિઓનો સહવાસ દિન પરદિન વધતો જતો હોવાથી, તેઓની સાથે વ્યવહારના અનેક પ્રસંગો વધતા હોવાથી, અને તેઓના અશુદ્ધ ઉચ્ચારો તથા તેઓની પોતાની ભાષાનો સસર્ગ વધતો જતો હોવાથી અને ત્રિવર્ણની ભાષાને સુરક્ષિત રાખવાનો કોઇ વિશેષ પ્રયત્ન ન થએલો હોવાથી તેઓની એટલે ત્રણે વર્ણોની—ભાષા ફેરવાય તે તદ્દન સમજી શકાય તેવી સરળ હકીકત છે

ભાષાનો આ ફેરફાર નદીના પુરની પેઠે છોળો મારતો એટલી બધી ઝડપથી આગળ વધતો હશે કે કદાચ પાણિનિ કે તેની પૂર્વના વૈયાકરણોએ સાક્ષરોની—બ્રાહ્મણોની—ભાષાને બેડીમા નાખવાની વૃત્તિ કે પ્રવૃત્તિ ન કરી હોત તો એ પ્રવાહ એ સાક્ષરી ભાષાને પણ બોળી નાખત અત્યાર સુધી તો માત્ર 'અશુદ્ધ બોલવુ નહિ' 'અશુદ્ધ બોલવામા અધર્મ છે' એટલુ જ કહેવાથી જે ભાષા જળવાતી હતી તે હવે તેમ કહેવાથી જળવાઇ શકે તેમ ન હતી. અને મને લાગે છે કે તેવી જ આશકાને લીધે અને એ સાક્ષરી ભાષાને કાયમ રાખવા

માટે તે તે વૈયાકરણોએ તેની ઝરતા નિયમોના ચોરો વાળ્યા હશે કે જેથી હવે કોઇ અપભ્રષ્ટ શબ્દ તેમા ન આવી શકે. આ હકીકતને મહાભાષ્યકારે વ્યાકરણ કરવાનો આશય સમજાવતા આ પ્રમાણે જણાવી છે –"**म्लेच्छा मा भूम इति अध्येय व्याकरणम्, भूयासोऽपशब्दा, अल्पीयास शब्दा, एकैकस्य शब्दस्य बहवोऽपभ्रशा, तद्यथा–गौ इत्यस्य गावी, गोणी, गोता, गोपोतलिका इत्येवमादयोऽपभ्रशा । न म्लेच्छितवै, न अपभाषितवै ।**"

મહાભાષ્યકારના આ ઉલ્લેખોથી મને તો એમ પણ સમજાય છે કે તેઓની આ રચના પહેલા એ ત્રિવર્ણની ભાષા તો ક્યારનીએ ફેરવાઇ હશે પણ જે ભાષા બ્રાહ્મણ વિદ્વાનોની સુરક્ષિત હતી તેમા પણ અપભ્રશતા દાખલ થઇ ગઇ હશે ( જૂઓ મહાભારતના કેટલાક શ્લોકો) એટલા માટેજ એ ત્રિવર્ણની ભાષા તરફ દુર્લક્ષ્ય કરી પોતાની જાતની ભાષા હવે વિશેષ વિકૃત ન થાય તે માટે તે તે વૈયાકરણોએ કમર કસી હોય એવુ '**अल्पीयास शब्दा**' '**भूयासोऽपशब्दा**' એ જાતના ઉલ્લેખથી અને '**न अपभाषितवै**' ના વિધાનથી મહાભાષ્યકારે જણાવ્યુ લાગે છે હવે આ સમયે એટલે વ્યાકરણ–રચના ના સમયે આપણે ભાષાના બે પ્રવાહોને જેઓ વૈદિક મહાસાગર માથી જુદા પડી ચૂકયા છે–સ્પષ્ટપણે જોઇ શકીએ છીએ આપણે જેને અત્યારે કવિકુલભૂષણ વાલ્મીકિ કે કાલિદાસાદિનુ કાવ્ય કહીએ છીએ તે એક પ્રવાહ, અને જેને દીર્ઘ તપસ્વી વર્ધમાનનો અને કારૂણિક ગુરૂ બુદ્ધનો ઉપદેશ કહીએ છીએ તે બીજો પ્રવાહ વર્તમાનમા એ બન્ને પ્રવાહોને આપણે સસ્કૃત, પ્રાકૃત–પાલીના નામે ઓળખીએ છીએ હવે અહીં એ વિચારવુ વટે છે કે એ બે પ્રવાહોના એવા નામો કોણે અને શા કારણે પાડયા ? મારૂ ધ્યાન છે ત્યા સુધી કોઇ પ્રાચીન વૈયાકરણે સસ્કૃત શબ્દને ભાષાના ભાવમા સકેત્યો નથી તેમ પ્રયોજ્યો પણ નથી મહાભાષ્યકારે તો "**लौकिकाना वैदिकाना च, तत्र लौकिकास्तावत् गौ अश्व पुरुष हस्ती शकुनि मृग ब्राह्मण इति**" એમ કહીને જે ભાષાનુ પોતે વ્યાકરણ લખે છે તેને 'લૌકિક' શબ્દે નિર્દેશેલી છે પરતુ વાલ્મીકિનુ રામાયણ જોતા તો તેમા એ 'સસ્કૃત' શબ્દ ભાષાના ભાવમા સ્પષ્ટપણે આ પ્રમાણે મળી આવે છે --

**अहं ह्यतितनुश्चैव वानरश्च विशेषत॰ ।**
**वाच चोदाहरिष्यामि मानुषीमिह सस्कृताम् ॥१७॥**
**यदि वाच प्रदास्यामि द्विजातिरिव संस्कृताम् ।**
**रावणं मन्यमाना मा सीता भीता भविष्यति ॥१८॥**
**( सुन्दरकाण्ड स॰ ३० )**

અર્થાત્ હનુમાન વિચારે છે કે "એક તો હુ ઠીંગણો છુ, વળી વધારામા વાનર છુ, માટે અહીં મનુષ્યોની સસ્કૃત વાણીને બોલીશ (૧૭) જો કદાચ બ્રાહ્મણની પેઠે સસ્કૃત વાણી બોલીશ તો સીતાને મારા ઉપર રાવણ હોવાનો શક આવશે અને તેથી તે ભય પામશે " (૧૮)

આ પદ્યો ઉપરથી એમ સ્પષ્ટ પ્રકારે જણાઈ આવે છે કે વાલ્મીકિના સમયે સસ્કૃત શબ્દનો ઉપયોગ વાચા-વાણી-ભાષા માટે થતો હતો આ પદ્યમા માનુષી અને બ્રાહ્મણી એવા જે સંસ્કૃતના બે ભેદ દર્શાવ્યા છે તેનો મતલબ એ છે કે, વેદની ભાષા પૂજ્યપણાને અને અવ્યવહારૂપણાને પામ્યા પછી જે ભાષા મનુષ્યોમા અનિયત્રિત પણે બોલાતી હતી તે માનુષી સસ્કૃત અને તે તે વૈયાકરણોએ જે ભાષાને નિયત્રિત કરી હતી તે બ્રાહ્મણી સસ્કૃત વાલ્મીકિની જેમ જૈન આગમોમા પણ ભાષાના નામ તરીકે સસ્કૃત શબ્દનો નિર્દેશ મળી આવે છે[1]

" **सक्कया पायया चेव भणिईओ होन्ति दोण्णि वा॰।**
**सरमण्डलम्मि गिज्जन्ते पसत्था इसिभासिता ॥** "

અર્થાત્ "સસ્કૃત અને પ્રાકૃત એવી બે ભણિતિઓ છે અને સ્વરમડલમા પ્રશસ્ત ઋષિભાષિત-( ભણિતિ ) ગવાય છે" આ જૈન ઉલ્લેખમા તો ભાષાના અર્થમા પ્રાકૃત શબ્દ પણ વપરાએલો છે

હુ જે હમણા ભાષાના બે પ્રવાહોની નોધ આપી ગયો છુ એમાના એક પ્રવાહને આપણે સસ્કૃત અને બીજાને પ્રાકૃત પ્રવાહ કહીશુ તો પણ ચાલી શકે તેમ છે આ બીજા પ્રવાહમા આર્યેતરોની ભાષા પણ સમાઇ જતી હોવાથી મે તેને અહી જુદી કલ્પી નથી જો આપણે એ બન્ને પ્રવાહોને કોઇ સમયમા મૂકવા ધારીએ તો તે બન્નેનો સમય અને પાણિનિનો સમય એક હોય એટલે ઇ. સ પૂર્વે ૭૦૦-૮૦૦ હોય એમ કલ્પી શકાય ખરૂ અહીં મારે એક ખાસ હકીકત ઉપર આપ સૌનુ ધ્યાન ખેચવાનુ છે અને તે એ છે

---

૧ જૂઓ અનુયોગદ્વાર સૂત્ર

કે, જે સમયે પાણિનિએ સસ્કૃત પ્રવાહને અપભ્રષ્ટ થતો અટકાવવા વ્યાકરણની રચના કરી હતી ત્યારથી તે પ્રવાહમાથી વેદ સમયની લૌકિકતા લગભગ નાબુદ થઇ હતી એટલે એ વ્યાકરણ–બદ્ધ ભાષા લગભગ ઓજલવાળી સ્ત્રી જેવી થઇ ગઈ હતી અને જે કોઇથી નહી રોકાએલો બીજો પ્રવાહ હતો તેમા યદ્યપિ અપભ્રષ્ટતા ભળતી હતી કિંતુ તે સાથે પ્રકારાન્તરે પણ વેદ સમયની લૌકિકતા જળવાઇ રહી હતી બીજી રીતે કહુ તો લોકોની ધૂળમા ન્હાએલી અને લોકોની પુત્રી જેવી પ્રાકૃત ભાષાના મૂળ કાઠાનો [ગાત્રનો] સમ્બન્ધ જેટલો લોકોના હૃદય સાથે છે તેટલો જ ગાઢ સમ્બન્ધ તે વૈદિક ભાષા સાથે ધરાવે છે એટલે પ્રાકૃત ભાષાની મા વેદ સમયની લૌકિક ભાષા છે, અને એની બ્હેન સસ્કૃત ભાષા છે આમ હોવાથી જ એ સસ્કૃત બ્હેને પોતાની ગ્રામ્ય બ્હેનને પોતાની માતા પાસેથી મેળવેલો શબ્દભૂષણોનો ઘણો મોટો જત્થો આપેલો છે અને એ જ દૃષ્ટિએ કેટલાક વૈયાકરણો પ્રાકૃત શબ્દની વ્યુત્પત્તિ કરતા “**प्रकृति संस्कृतम्, तत्र भवम्, तत आगत वा प्राकृतम्**” એમ કહી ગયા છે નહી તો પ્રાકૃત શબ્દનો ખાસ અર્થ, જે મે શરૂઆતમા જણાવેલો છે તે જ પૂરતો છે અને વ્યાજબી છે અહીં પ્રાકૃત અને પાલી ભાષાને જુદી નથી પાડતો તેનુ કારણ એ છે કે, હુ વર્ધમાન કે બુદ્ધની આસપાસની ભાષાને જુદી જુદી સમજતો નથી માગે હિસાબે પાલી શબ્દ પ્રાકૃત શબ્દનુ રૂપાન્તર હોવાથી પણ હુ તે સમયની એ ભાષાને જુદી જુદી કહી શકુ તેમ નથી જૈન શાસ્ત્રમા પ્રકૃતિ શબ્દને બદલે અનેક ઠેકાણે “પયડી” શબ્દ વપરાએલો જોવામા આવે છે તેથી હુ એવુ ધોરણ બાધી શકુ છુ કે, પ્રકૃત ઉપરથી **प्राकृती–पायडी–पायली ने पाली** પ્રકારે પાલી શબ્દ અને પ્રાકૃત શબ્દ એ બન્ને એક છે એથી એ સમયની ભાષાને જુદી જુદી ગણવાને મારી હિંમત ચાલતી નથી પાલી શબ્દની જે વ્યુત્પત્તિ મે હમણા જણાવી છે તેનો એક સવાદી ઉલ્લેખ મળે છે અને તે આ છે —

“ **असें दिसतें कीं या संस्कृताच्या निरनिराळ्या रूपां शिवाय आणखी हि एक गावढळाची भाषा या सर्व प्रान्तातून चालु असावी मग तिलाते ‘प्राकृत’ किंवा ‘ पाअड ’ किंवा ‘पाली’ किंवा इतर काहीं हि म्हणांत ”—महाराष्ट्र सारस्वत पृ० २**

હવે મારે અહીં આપને એ બતાવવુ જોઇએ કે, પ્રાકૃત ભાષાનુ મૂળ કારણ વેદસમયની લૌકિક ભાષાને માતા કહેવાનો દાવો શી રીતે કરી શકે છે ?

**સમાન અનિયંત્રણ**[1]

પહેલુ તો એ કે, જેમ વૈદિક ભાષમા નિયમ-નિયંત્રણ ઘણુ ઓછુ છે તેમ પ્રાકૃત ભાષામા પણ નિયમ-નિયંત્રણ ઘણુ ઓછુ છે.

**ગણભેદ નથી**[2]

વૈદિક ભાષામા જેમ ધાતુઓના ગણની નીશાનીઓનો નિયમ નથી એટલે **भिनत्ति** ને સ્થાને **भेदति** પ્રા० **भेअइ** **म्रियते** ને સ્થાને **मरति** પ્રા० **मरइ** **हन्ति** ને સ્થાને **हणति** પ્રા० **हणइ** **ददाति** ને સ્થાને **दाति** પ્રા० **दाइ** અને **दधातिने** સ્થાને **धाति** પ્રા० **धाइ** એવા અનેક રૂપો બને છે, તેમ પ્રાકૃતમા પણ ગણભેદનો ગધ આવતો નથી

**'આત્મને' અને 'પરસ્મૈ' નથી**[3]

વૈદિક પ્રક્રિયામા જેમ આત્મનપદ અને પરસ્મૈપદની વિશેષ ભાજગડ નથી એટલે **इच्छतिने** બદલે **इच्छते** અને **युध्यते** ને બદલે **युध्यति** વપરાય છે, તેમ પ્રાકૃત ભાષામા પણ એવી માથાકુટને અવકાશ મળેલો નથી

**કાળવ્યત્યયની સમાનતા.**[4]

વૈદિક ભાષામા જેમ કાળવ્યત્યય થયા કરે છે એટલે વર્તમાનને સ્થાને ભૂત વગેરે પ્રયોજાય છે તેમ પ્રાકૃત ભાષામા કાળવ્યત્યાસ થયા કરે છે

**વિભક્તિવ્યત્યયની સમાનતા.**[5]

વૈદિક ભાષામા જેમ વિભક્તિઓનો વિપર્યાસ એટલે દ્વિતીયાને

---

૧ **बहुल छन्दसि**-पा०२-४-३९ । २-४-७३ । २-४-७६ । ७-१-१० । ७-१-८ । ઇત્યાદિ ૨ **व्यत्ययो बहुलम्** ३-१-८५ । ૩ **सुप्-तिङ्-उपग्रह-लिङ्ग-नराणा काल-हल-अच्--स्वर-कर्तृ-यङा च । व्यत्ययमिच्छति शास्त्रकृद् एषां सोऽपि हि सिध्यति बाहुलकेन**-३-१-८५ ।

૪ **छन्दसि लुङ्-लङ्-लिट** -(३-४-६) **लिडर्थे लेट**-(३-४-७), જુઓ-આ ઉપરનુ ૩ જુ ટિપ્પણ

૫ **चतुर्थ्यर्थे बहुल छन्दसि**-(२-३-६२); **यजेश्च करणे** (२-३-६३), **तृतीया च होश्छन्दसि** (२-३-३).

સ્થાને તૃતીયા અને ચતુર્થીને સ્થાને ષષ્ઠી વિગેરે વિહિત રીતે વપરાયા કરે છે તેમ પ્રાકૃત ભાષામા પણ વિભક્તિ વ્યત્યયને વિહિત માનેલો છે

**અન્ત્ય વ્યંજન લોપ.**

પ્રાકૃત ભાષામા વ્યજનાત શબ્દોનો પ્રયોગ થતો નથી એટલે **'तावत्'**ને બદલે **'ताव'**, **'कर्मन्'**ને બદલે **'कम्म'** અને **'यावत्'** ને બદલે **'जाव'** ઇત્યાદિ વપરાય છે તેમ વૈદિક ભાષામા પણ અનેક શબ્દોમા અન્ત્ય વ્યજનના લોપનુ ધોરણ ચાલ્યુ આવે છે, જેમ કે, **'देवकर्मन्'** ઉપરથી **'देवकर्मेभि** ( ઋ સ ૧૦ ૧૩૦ ૧ ) **'पश्चात्'** (અથ–સ ૪–૧૦–૩) અને **'पश्चा'** (ઐ ૧૦–૮–૧૧, શત બ્રા ૧ ૧ ૨ ૫) સસ્કૃતમા વપરાતો **'पश्चार्धे'** શબ્દ પણ આ **'पश्चा'** ઉપરથી નિકળેલો છે એ જ પ્રમાણે **'युष्मान्'**ને બદલે **'युष्मा'** (વા સં ૧ ૧૩. ૧ શત બ્રા. ૧ ૨ ૯) **'उच्चात्'**ને સ્થાને **'उच्चा'** ( તૈ સ ૨ ૩. ૧૪ ) અને **'नीचात्'**ને સ્થાને **'नीचा'** (તૈ સ ૧ ૨ ૧૪) વગેરે શબ્દો વપરાએલા છે

**'र'–'य'–લોપ.**

પ્રાકૃત ભાષામા **'ग्राम'**ને બદલે **'गाम'** અને **'व्यवस्थित'**ને બદલે **'ववत्थित'** વગેરે પ્રયોગો વપરાય છે એટલે આદિ શબ્દ–ગત 'र' અને 'य'નો લોપ થાય છે તે જાતના લોપનુ ધોરણ વૈદિક ભાષામા પણ જડી આવે છે જેમકે **'अप्रगल्भ'**ને બદલે **'अपगल्भ'** (તૈ સ ૪ ૫ ૬ ૧) **'त्रिऋच'**નુ **'त्र्यृच'** થવાને બદલે **'तृच'** (શત બ્રા ૧ ૩ ૩ ૩૩) કા શ્રૌ સૂત્રમા પણ એ **'तृच'** રૂપ મળી આવે છે

**દ્વિર્ભાવ.**

પ્રાકૃત ભાષામા **'व्याख्यान'**ને બદલે **'वक्खाण'**, **'सभ्य'**ને બદલે **'सब्भ'**, **'शक्त'**ને બદલે **'सक्क'** વગેરે રૂપો પ્રયોજાય છે, એટલે વિજાતીય સયુક્ત અક્ષરનો લોપ થાય છે અને પછી દ્વિર્ભાવ થાય છે એ બે ધોરણમાનુ દ્વિર્ભાવ થવાનુ ધોરણ વૈદિક ભાષામા પણ મળી આવે છે જેમકે **'विख्याय'=विक्ख्याय** ( તૈ સ ૪ ૧. ૨ ) **अख्यत्=अक्ख्यत्** ( ઋ સં ૪૧૮૧ ), **मेघ्य=मेग्घ्य** (તૈ સં. ૫૨૨૧૧), **आजिघ्र=आजिग्घ्र** (વા સ ૮ ૪૨) **'अघ्नन'** =**'अग्घ्नन'** (વા સ ૮ ૧૯.)

**સંયુક્તની પૂર્વે હ્રસ્વ.**

પ્રાકૃત ભાષામા '**मात्रा**' નુ '**मत्ता**' થાય છે એટલે સયુક્તાક્ષરની પૂર્વેના દીર્ઘ સ્વરનો હ્રસ્વ થાય છે, તેમ વૈદિક ભાષામા પણ એ રીતનો નિયમ લાગુ થતો જણાય છે જેમકે '**रोदसीप्रा**'='**रोदसिप्रा**' (ઋ સ ૧૦ ૮૮ ૧૦) '**अमात्र**'='**अमत्र**' (ઋ સ ૩ ૩૬. ૪)

**સંયુક્તના લોપની પૂર્વે દીર્ઘ.**

પ્રાકૃત ભાષામા અનેક ઠેકાણે એટલે '**नि श्वास**'='**नीसास**' '**दुस्सह**='**दूसह**' '**दुर्भग**'= **दूहव**' ઇત્યાદિ પ્રયોગોમા સયુક્ત વ્યજનની આદિના વ્યજનનો લોપ થયા પછી પૂર્વવર્તી હ્રસ્વ સ્વરનો દીર્ઘ થાય છે એ જાતની શૈલી વૈદિક ભાષામા પણ નજરે આવે છે, જેમકે '**दुर्दभ**'='**दूदभ**', '**दुर्लभ**'='**दूळभ**' (વા સ ૩. ૩૬ ઋ. સ ૪૯૮) '**दुर्नाश**'='**दूनाश**' (શુ પ્રા. ૩. ૪૩)

**'ઋ' નો 'ઉ'**

પ્રાકૃત ભાષામા **ऋतु**=**उउ** વગેરે ઘણે ઠેકાણે ઋકારનો ઉકાર થયાનો નિયમ લાગુ થાય છે તેજ નિયમ વૈદિક ભાષામા પણ પ્રચલિત જણાય છે. જેમકે '**वृन्द**'='**वुन्द**' (નિ ૬ ૬. ૪ ૬) **तॄ**='**ततुरि**' **गॄ**='**जगुरि**' (કા ૭-૧-૧૦૩)

**'દ' નો 'ડ'**

પ્રાકૃત ભાષામા **दंड**=**डंड** **दभ**=**डंभ** વગેરે અનેક ઠેકાણે દકારનો ડકાર થાય છે તેવુ જ ધોરણ વૈદિક ભાષામા પણ મળી આવે છે. જેમકે '**दुदभ**'='**दूडभ**' (વા સ ૩ ૩૬) **पुरोदाशः**=**पुरोडाशः**' (શુ પ્રા ૩ ૪૪. શત. બ્રા ૧-૫-૧ ૫)

**'અવ'નો 'ઓ' અને 'અય'નો 'એ'.**

પ્રાકૃત ભાષામા કેટલેક ઠેકાણે 'અવ'ને સ્થાને 'ઓ' અને 'અય' ને સ્થાને 'એ' થતો લાગે છે—**अवहसित**=**ओहसिअ**, **नयति**=**नेति** એ પ્રમાણે વૈદિક ભાષામા પણ ઘણે ઠેકાણે થતુ જણાય છે, જેમકે, **श्रवणा**-**श्रोणा** (તૈ બ્રા ૧૫૧૪ ૫ ૨ ૯) **अंतरयति**=**अंतरेति** (શત. બ્રા. ૧ ૨ ૨ ૧૮, ૪૨૦, ૩ ૧ ૧૬)

**'ય' નો 'જ'**

પ્રાકૃત ભાષામા ય ને બદલે જ અને કોઈ ઠેકાણે જ્જ વપરાય છે તેમ વૈદિક ભાષામા પણ તેવા અનેક પ્રયોગો મળી આવે છે—

**द्योतिस्=ज्योतिस्, द्योतते=ज्योतते, द्योतय=ज्योतय** (અથ સ ૪ ૩૭ ૧૦) **अवद्योतयति-अवज्योतयति** (શત બ્રા ૧ ૨ ૩ ૧૬) **अवद्योत्य=अवज्योत्य** ( કા શ્રૌ ૪ ૧૪.૫ ) આ પ્રયોગોમા ભેદ એટલો જ છે કે, તેમાનો 'દ' સાથે રહેલો 'ય' લોપાતો નથી

**'હ' નો 'ઘ' અને 'ભ'**

**दाह=दाघ विन्हल=विब्भल, जिव्हा, जिब्भा** વગેરે કેટલેક ઠેકાણે પ્રાકૃત ભાષામા 'હ' ને સ્થાને 'ઘ' અને 'ભ' થતો જણાય છે તે જ પ્રકારે વૈદિક ભાષામા પણ હનો વિપયાસ જોવામા આવે છે જેમકે હ=ઘ-**मेह=मेघ** ( નિ ૨ ૧-૨-૩) **आहृणि=आघृणि** (ઋ સ ૬.૫૫ ૧) **विदेह=विदेघ** (શત બ્રા ૧, ૩ ૩ ૧૦, ૧૧, ૧૨ ઇત્યાદિ )હ=ભ-**गृहीत=गृभीत** (ઋ. સ ૬ ૪૬ ૧૮) **जहार=जभार. गृहाय=गृभाय** (વય ૩-૧-૮૪ સૂ ૩૪૩૩ )

**'હ' નો 'ધ'.**

પ્રાકૃત ભાષામા ક્યાય ક્યાય 'હ'ને બદલે 'ધ' થતો જણાય છે (**इह=इध**) તેમ વૈદિક ભાષામા પણ હના ધવાળા રૂપો મળી આવે છે જેમકે, **सह=सध** (ઋ સ ૧ ૧૨૧ ૧૫ ઇત્યાદિ પા ૬ ૩ ૯૬) **गाहा=गाधा** (નિ ૨ ૧ ૩ ૪) **वहू=वधू** ( ઋ સ ૫. ૩૭ ૩)

**'થ' નો 'ધ'**

**नाथ=नाध मथुरा=मधुरा** વિગેરે પ્રાકૃત રૂપોની પેઠે વૈદિક ભાષામા **माथव=माधव** (શત. બ્રા ૧ ૩ ૩ ૧૦ ૧૧ ૧૭ ) રૂપો જડી આવે છે એટલે એ બન્નેમા 'થ'નો 'ધ' કરવાનુ ધોરણ સરખુ જણાય છે

**'ય' નો દ્વિર્ભાવ**

પ્રાકૃત ભાષામા **देय=देय्य** રૂપની પેઠે વૈદિક ભાષામા **पौरुषेय=पौरुषेय्य** (વા સ ૨૧ ૪૩, શુ પ્રા ૪ ૧૫૧ ) રૂપ મળી આવે છે એથી યનો દ્વિર્ભાવ કરવાનુ ધોરણ એ બન્નેમા લાગુ થતુ જણાય છે.

**સ્વર-ભક્તિ.**

પ્રાકૃત ભાષામા **क्लिन्न=किलिन्न स्व=सुव** વગેરે રૂપો મળી આવે છે તેમ વૈદિક ભાષામા **तन्व=तनुव** ( તૈ આ ૭૨૨૧ ) **स्व=सुव** ( ઐ ૬૨૭ ) **स्वर्ग=सुवर्ग** ( તૈ સ ૪૨૩ તૈ બ્રા ૧૧૧ ) **राज्या=रात्रिया सहस्य=सहस्रिय** વિગેરે અનેક

રૂપો મળે છે, માટે એ બન્નેમા સ્વરભક્તિને નિયમ સરખો લાગુ થએલો છે એવા સ્વરભક્તિવાળા રૂપો યજુર્વેદમા તો ઘણાય મળી આવે છે

**મધ્ય વ્યંજનનો લોપ.**

પ્રાકૃત ભાષામા **राजकुल=राउल, व्याकरण=वारण** એ રીતે કેટલાક શબ્દોમા વચ્ચેનો અક્ષર ઉડી જાય છે તે પ્રકારના પ્રયોગો વૈદિક ભાષામા પણ જોવામા આવે છે જેમકે, **शतक्रतव =शतक्रत्वः पशवे=पश्वे** ( પા ૭-૩-૯૭ ) **निविविशिरे=निविविश्रे** ( ઋ સ ૮-૧૦૧-૧૮ શત બ્રા ૨-૪-૨-૪ ) પા ૬-૪-૮૬. એ બન્ને ભાષાના આ પ્રયોગોમા પ્રાકૃતમા સ્વર સહિત વ્યજન ઉડેલો છે અને વૈદિક ભાષામા માત્ર સ્વરજ ઉડેલો છે

**'व' નો લોપ.**

પ્રાકૃત ભાષામા, **जीव=जीअ** અથવા **जीय** રૂપ થાય છે તેમ વૈદિક ભાષામા પણ વકારને સ્થાને અકાર કે યકારવાળા રૂપો મળી આવે છે જેમકે **पृथुज्रव=पृथुज्रय** ( ઋ-સ ૩-૪૯-૨ નિ ૫-૨-૪) આ વૈદિક રૂપમા અપભ્રશમા થતા **'व्यास'**ના **'व्रास'** રૂપની પેઠે વધારાનો 'ર' પણ ઉમેરાયેલો છે ( હે ૮-૪-૩૯૨ )

**અનુસ્વાર પૂર્વે હ્રસ્વ**

અનુસ્વારની પૂર્વના દીર્ઘ સ્વરને હ્રસ્વ કરવાની પદ્ધતિ પ્રાકૃત અને વૈદિકમા સમાનપણે મળી આવે છે **मालाम्=मालम्** વૈ **युवाम्=युवम्** ( ઋ સ ૧ ૧૫ ૬ ) ઇત્યાદિ

**'क्ष' નો 'છ'**

ક્ષને સ્થાને છ કરવાની રીત એ બન્ને ભાષામા સરખી જણાય છે **अक्षि=अच्छि** વૈ **अक्ष=अच्छ** (અથ સ ૩-૪-૩)

**અનાદિ 'य' નો લોપ**

પ્રાકૃત અને વૈદિકમા અનાદિ સ્થિત 'ય' ના લોપની પ્રક્રિયા પણ મળતી આવે છે **वायुना=वाउणा** વૈ **प्रयुगम्=प्रउगम्** ( વા સ ૧૫ ૯ ) વેદસાહિત્યમા આવા અનેક પ્રયોગો ઘણે સ્થળે મળી આવે છે

**દ્વિવચનનું બહુવચન**

દ્વિવચનને સ્થાને બહુવચનની જેવા રૂપો વાપરવાની પ્રાકૃત ભાષાની પદ્ધતિ પણ વૈદિક ભાષામા ઠેક ઠેકાણે જણાઇ આવે છે,

જેમકે, **इंद्रावरुणौ=इन्द्रावरुणा** ( વિસર્ગ વિનાનુ ) ( ઋ. સ. ૭ ८२-१-५ ) **मित्रावरुणौ=मित्रावरुणा, अश्विनौ=अश्विना.** ભેદ માત્ર એ છે કે, વૈદિક ભાષામા દ્વિવચન અને બહુવચન એ બન્ને વપરાય છે અને પ્રાકૃત ભાષામા એના અર્થમા પણ બહુવચન જ વપરાય છે

**વિસર્ગનો 'ઓ.'**

અકારાત શબ્દથી પર રહેલા વિસર્ગનો 'ઓ' કરવાનો નિયમ બન્ને ભાષામા એક સરખો ઘટતો આવે છે **देव=देवो. स=सो** વૈ **स चित्=सो चित्** (ઋ સ ૧ ૧૫૧ ૧૦ ૧૧) **सवत्सर अजायत=संवत्सरो अजायत** (ઋ સ. ૧૦ ૧૯૦ ૨)

**લિંગનો અનિયમ**

લિગને લગતી અનિયમિતતા પ્રાકૃત અને વૈદિક એ બન્ને પ્રક્રિયામા સમાન છે ( જુઓ ૨૦૩ પાનાનુ ૩ ટિપ્પણ ) આ ઉપરાત **शुचिया, ऋणवा, देवेभि, कर्तवे, कुह, कथा, पश्चा, वकु,** વિગેરે અનેક વૈદિક રૂપોની સાથે **सुचिया, गुणवा, देवेहि, करित्तए, कुह, कह, पच्छा, वक** વિગેરે અનેક પ્રાકૃત રૂપોનુ સીધુ સામ્ય છે તથા પાલી અને પ્રાકૃતમા બીજા પણ એવા અનેક પ્રયોગો તથા પ્રત્યયો મળી આવે છે જે વૈદિક પ્રયોગો તથા પ્રત્યયો સાથે વિશેષ સમાનતા ધરાવે છે. તે બે વચ્ચેની આ જાતની વિશિષ્ટ સમાનતાને લીધે મારી સમજણ એવી છે કે પ્રાકૃત-પાલીનુ મૂળ કાઠુ વેદ સમયની લૌકિક ભાષામાથી વડાએલુ છે વળી, પ્રાકૃત-પાલીમા જે જાતની લૌકિકતા તરવરી રહી છે તે જાતની લૌકિકતાનો નાદ સસ્કૃત શબ્દમાથી ન ઉઠતો હોવાથી હુ એ લૌકિકતાના હેતુને આગળ કરીને ફરીવાર પણ એમ જણાવુ છુ કે પ્રાકૃત-પાલીનું હૃદય તો વેદ સમયની લોકભાષા સાથે જોડાએલુ આવ્યુ છે હુ સમજુ છુ કે, ઉપલી હકીકતને દૃઢ કરવા માટે મારે બીજા પણ અનેક પ્રમાણો અહીં ટાકી બતાવવા જરૂરી છે, કિંતુ હજુ પ્રાકૃત સાહિત્ય વિષે લખવાનુ હોવાથી એ વાતને આટલેથી જ અટકાવવી પડી છે વળી સમય આવ્યે એ હકીકતના સવાદક પ્રમાણો જોઇએ તેટલા હુ જણાવી શકીશ છેવટ આ વિષય માટે એક બગાળી સાક્ષરના મતને ઉદ્ધૃત કરી મારે પ્રાકૃત સાહિત્યના વિષય ભણી વળવાનુ છે.

પાલીપ્રકાશની પ્રસ્તાવનામા સાક્ષરવર વિધુશેખર ભટ્ટાચાર્યજી જણાવે છે કે–"वैदिकभाषार परिवर्त्ते सेई समय ये भाषा कथित हईत आमरा बलीतेछि ताहाई प्राकृत वैदिक भाषा यखन कथ्य छिल तखनई प्राकृतेर बीज, अकुर ओ नवपत्र देखा दिया छिल, किंतु आमरा देखिते पाईतेछि ये प्राकृत भाषाय वैदिक भाषार प्रभाव स्यूतानुस्यूत रहीया छे, एवं सेइ प्रभावई प्राकृतेर विशेषत्य संपादन करिया छे " ( पृ ३४ )

એ પ્રાચીન અને અનેક વર્ષોથી ઘડાતી આવેલી પ્રાકૃત–પાલી દ્વારા પરમત્યાગી વર્ધમાને અને પરમદયાળુ બુદ્ધે પોતપોતાનો સદેશો તે સમયની પ્રજામા આબાળગોપાળ સુધી, જાતિ કે વર્ણની દરકાર રાખ્યા સિવાય પહોચતો કર્યો હતો હવે જેમ જેમ પ્રજામા પ્રાતિકપણુ આવતુ ગયુ તેમ તેમ વ્યાપક ભાષા પણ પ્રાતિક બનતી ગઈ અને એમ થવાથી પ્રાતવાર તેના જુદા જુદા નામો પણ પ્રચલિત થયા આ નામો જેવા કે મહારાષ્ટ્રી, સૌરાષ્ટ્રી, શૌરસેની, પ્રાચ્યભાષા, અવન્તીજભાષા, માગધીભાષા, પૈશાચીભાષા, ચૂલિકા-પૈશાચીભાષા, શાકારીભાષા, ચાડાલીભાષા, શાબરીભાષા, આભીરીભાષા અને ટાક્કી ( ઢાકાની ? ) ભાષા તથા અનેક ભેદવાળી દેશ્યભાષા–અપભ્રશભાષા–નાગર અપભ્રશ, વ્રાચડ અપભ્રશ અને ઉપનાગર અપભ્રશ વિગેરે •

એકમાથી અનેક થએલી આ ભાષામા ઘણો ફેરફાર વધ્યો કે જેને પરિણામે આપણુ એક–ભાષી ભારત વર્તમાનમા ભાષાઓથી ઉભરાઈ ગએલુ થઇ મનુષ્ય મનુષ્ય વચ્ચે પણ એકતાની ઓળખાણ કરાવી શકતુ નથી

ઘણા વિદ્વાનો જૈનમહારાષ્ટ્રી–જૈનપ્રાકૃત વિગેરે ભેદો જણાવે છે પણ મારે મન તો તે ભેદો આપણી વચ્ચે વધુ અતર કર્યા સિવાય બીજુ પરિણામ લાવી શક્યા નથી, તેથી હુ તે ભેદકલ્પનાને નિરર્થક માનુ છુ અને આપણે સૌ ફરીવાર એક ભાષાના પૂજક થઇએ એમ ઇચ્છીને વિરમુ છુ



૨.

## પ્રાકૃત–સાહિત્ય.

સંસ્કૃત સાહિત્યની પેઠે પ્રાકૃત–પાલી સાહિત્ય પણ વિશેષ વિપુલ છે. એ સાહિત્યમાં વ્યાકરણ, કાવ્ય, છંદ, નાટક, નીતિ, રતિ, ચરિત્રો, કથાઓ, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન વિગેરે અનેક વિષયો સમાએલા છે રત્નશેખર[1] જેવા મોટા મોટા સંસ્કૃત વિદ્વાનોએ પણ એ સાહિત્યને મધુર અને મૃદુ કહીને અનેક રીતે વખાણ્યું છે ક્ષેમેંદ્ર અને સોમદેવ ભટ્ટ જેવા વિદ્વાનોએ એ ભાષાના સાહિત્યને સંસ્કૃતમાં ઉતારીને પોતાની અમરતા કરી દીધી છે અને સંસ્કૃતના કેટલાક ગ્રંથો–કાદંબરી, નાગાનંદ, રત્નાવલી, પ્રિયદર્શના, પંચતંત્ર, હિતોપદેશ, માલતીમાધવ, મુદ્રારાક્ષસ અને વૈતાલપંચવિંશતિ વિગેરે ગ્રંથોની હયાતી પ્રાકૃત (પૈશાચી) બૃહત્કથાના કેટલાક અંશોને આભારી છે

એ સાહિત્યના ત્રણ વિભાગ આ પ્રમાણે થઇ શકે છે — હિંદુપ્રાકૃતસાહિત્ય, બૌદ્ધપ્રાકૃતસાહિત્ય અને જૈનપ્રાકૃતસાહિત્ય ગાથાસપ્તશતી, સેતુબંધ, ગૌડવહો, રાવણવહો, કર્પૂરમંજરી અને મહેશ્વરની મહાર્થમંજરી વિગેરે અનેક ગ્રંથો તથા નાટકોમાં વપરાએલું પ્રાકૃત એ હિંદુપ્રાકૃતસાહિત્ય છે

બૌદ્ધોનું સાહિત્ય માત્ર પાલીમાં જ લખાએલું છે તેઓએ પોતાના સાહિત્યને ત્રણ વિભાગમાં આ પ્રમાણે વહેંચેલું છે અભિધમ્મપિટક, વિનયપિટક અને સુત્તપિટક અહીં બૌદ્ધગ્રંથોનો નામવાર ઉલ્લેખ કરવો એ આપનો સમય લેવા જેવું છે તેમ કરતાં એક નાની ચોપડી થઈ જાય તેમ છે માટે તે ત્રિપિટકમાંના કેટલાક મુખ્ય મુખ્ય ગ્રંથોનો નામનિર્દેશ કરીશ

---

[1] સૂ० "ता किं ति सक्कअं परिहरिअ पाउअबन्धे पयट्टो कई" ?

"परुसा सक्कअबधा पाउअबंधो वि होइ सुउमारो ।
पुरुस-महिलाण जेत्तिअमिहतर तेत्तिअमिमाण ॥"

—कर्पूरमञ्जरी.

'ગૌડવધ'ના કર્તા વાક્પતિએ પણ પોતાના એ કાવ્યમાં ૯૨ મા શ્લોકમાં આવો જ મતલબ સૂચવેલો છે

